* પુસ્તક :

દશ વૈકાલિકજી

* પ્રકાશન :

પ્રેમ-જિનાગમ પ્રકાશન સમિતિ

પ્રથમ સંસ્કરણ

મૂલ્ય ૮) આઠ રૂપિયા

* પ્રાપ્તિસ્થાન :

શ્રમણી વિદ્યાપીઠ

હીંગવાળા લેન, ઘાટકોપર મુંબઈ ૪૦૦.૦૭ )

પ્રત : ૧૦૦૦

સંવત ૨૦૩૫ ઈ સ. ૧૯૭૯

* મુદ્રક :

છોટાલાલ ગોકુળદાસ શાહ

શ્રીરામ પ્રિન્ટીંગ પ્રેસ. નંદરબાર

( જી. ધુલીયા )

# ગુરુ પ્રાણ ચરણે સમર્પણ





રાગનો કરું રાધ, અરિહંત આજ્ઞા લઉં આરાધ,
વિભાવનો વિરાધ, સ્વભાવે રમું બની સાધ,
અનંત અગાધ, તો ટળે જન્મમરણના અપરાધ,
મોહકર્મ ન કરે બાધ, તો કેવળલબ્ધિ લાગે લાધ–

સમયજ્ઞ સ્વયંપ્રભવની રચના, સંયમી સૂતશિષ્ય મનક કાજે—
ચાલતા; ઉઠતા, બેસતા, સૂતાં, ખાતા, બોલતા, જયણા ચાવી દેખાડી સૂરિ રાજે
અંતરની અર્ચના કરતાં ત્યાગી વૈરાગી આજે; મહાવ્રતની વરમાળે વિરાજે—
મોહમૂળ છેદક મૂળસૂત્રની સ્વાધ્યાય, સાધકવૃંદના મનક મનમાં ગાજે—

દશવૈકાલિકની વાચના આપી, ચેતનની ચેતના ચેતાવી—
દેવ ઉદ્યમ ફૂલવાડીની આમ્રમંજરીમાં જ્ઞાન સુધારસ રેલાવી—
મુજ શકિત ના હતી નાથ ! શબ્દાર્થ અનુવાદની, તેં પ્રાણ" પ્રભાવડે શોભી ગઈ,
તે કૃપાળુના ચરણ ઉદય કરકમળમાં અર્પતા,સાધ્વી" લીલમ" કૃતકૃતાર્થ બનીગઇ





આપ્યું આપે અગાધ, અર્પું આધનું અતિ બાધ,
વાચી વિચારી સાધ, બની જાય જો આજ્ઞા આરાધ,
ટળે વિષય–વિવાદ, સંભળાય તપ સયમના સાદ,
"લીલમ" કરે નાદ, ઉતર અતરના આશીર્વાદ....







# અનુક્રમ

## દશવૈકાલિક સૂત્ર

# ધર્મપ્રેમી સુશ્રાવક પ્રેમજી હીરજી ગાલા

## ( સંક્ષિપ્ત પરિચય )

કચ્છની ધરતી ઉપર કાડાગર નામના ગામમા ધર્મપ્રેમી શ્રી પ્રેમજીભાઈનું કુટુંબ વસે છે. કચ્છની ભૂમિ ઉજ્જડ છે પરંતુ ત્યા વસતા માનવીઓના હૈયા માનવતાથી ભરેલા છે. ધર્મની ભાવનાવાળા છે, માતા પિતામા ઊંડા ધાર્મિક સંસ્કરો હોવાના કારણે પ્રેમજીભાઇને ધર્મનો વારસો મળ્યો છે. બાલપણથી જ ધર્મના રંગે રંગાયેલા છે. એટલે આગમ તરફનો પ્રેમ અને અભ્યાસ હોય તે સ્વાભાવિક છે.

જ્યારે માનવી ધર્મને ધર્મના સાચા સ્વરૂપમાં સમજે છે ત્યારે તેના જીવનમાં ત્યાગવૃત્તિ જાગૃત થાય છે, અને મળેલા આ માનવભવને સાર્થક કરવા પ્રયત્ન કરે છે. પ્રેમજીભાઈ છેલ્લા ત્રેવીશ વર્ષથી ચઉવિહાર કરે છે અને સાત વર્ષથી આજીવન બ્રહ્મચર્યવ્રત અંગીકાર કરેલ છે.

પુણ્યશાળી જીવ હોવાના કારણે જીવન સાથી પણ ખૂબ જ સુયોગ્ય મળ્યા છે તેમના ધર્મપત્ની પણ ખૂબ જ ધાર્મિક વૃત્તિવાળા છે. એટલે પતિ-પત્ની બંને ધાર્મિક ક્રિયાઓમાં લગભગ સાથે જ રહે છે, અને નાની મોટી તપશ્ચર્યાઓ સાથે કરે છે

પ્રેમજીભાઇનુ ધાર્મિક પ્રવૃત્તિઓ તરફ લક્ષ્ય હોવાના કારણે કુટુમ્બના વડિલ હોવા છતાં પણ સંસારના વ્યવહારો છોકરાઓને સોંપી પોતે જેટલો બની શકે તેટલો સમય ધાર્મિક પ્રવૃત્તિઓમાં ગાળે છે ભગવાન મહાવીરની વાણી એટલે આપણા સુત્ર-સિધ્ધાન્તો બધા માગધી ભાષામાં હોવાને કારણે ગુજરાતીમા અનુવાદ કરી પ્રગટ કરવામાં આવે તો જિજ્ઞાસુ આત્માઓ વાંચી જીવનમાં કાંઇક મેળવી શકે પરંતુ આ ભગીરથ પુરૂષાર્થ કોણ કરે ? ધર્મપ્રેમી શ્રી જેચદભાઈ તેજાણી સાથે વિચાર વિનિમય કરતા ઘાટકોપરમાં ચાલતી શ્રમણી વિદ્યાપીઠ તરફ નજર ઠરી અને તેઓ પૂજ્ય મહાસતીજી પ્રાણકુવરબાઈ સ્વામી, પૂ. મુકતાબાઈ મહાસતીજી તથા પૂ. લીલમબાઇ મહાસતીજીના પરિચયમાં આવ્યા પ્રેમજીભાઇના આવા સુંદર વિચારો જાણી સાધ્વીગણને ખૂબ જ આનંદ થયો, અને ત્યા અભ્યાસ કરતાં સાધ્વીજીઓ તથા દીક્ષાર્થી બહેનોએ ગુજરાતીમા અનુવાદ કરી આપશે એમ સહર્ષ સ્વીકાર્યું. સૂત્રોનું ગુજરાતીમા પ્રકાશન કરવાના ખર્ચની પોતે વ્યવસ્થા કરી આપશે એમ જણાવ્યુ

વિદ્યાપીઠના અધિષ્ઠાતા પંડિતરત્ન શોભાચંદ્રજી ભારિલ્લ ને પ્રમજીભાઈની ભાવના ખૂબજ ગમી અને તેની ભાવનાને મૂર્ત સ્વરૂપ આપવા તેમણે લખાયેલ શાસ્ત્રો તપાસી આપવા તેમજ પ્રુફ રીડીંગ કરી આપશે તેમ જણાવ્યુ સૌના સયોગના ફળ રૂપે અમે અત્યાર સુધીમાં ૧) આચારાંગ.

૨) સૂયગડાંગ, ૩) ઉપાસકદશાંગ, ૪) વિપાકસુત્ર, (૫) અનુત્તરૌપપાતિક દશાંગ, અંતકૃતદશાંગ સૂત્ર ઔપપાતિક સૂત્ર, ૬) શ્રી નન્દીસૂત્ર અને અનુયોગદ્વાર સૂત્ર એમ નવ સૂત્રનું ગુજરાતી અનુવાદ અમો આપી ચુકયા છીએ, અને આ દશમું સૂત્ર દશવૈકાલિકજી સૂત્ર આપતાં આનંદ અનુભવિએ છીએ.

ધર્મપ્રેમી, દાનવીર પ્રેમજીભાઈની આવી ઉચ્ચ ભાવના બદલ અમે તેમનો અન્તઃકરણપૂર્વક આભાર માનીએ છીએ. અમોએ નક્કી કર્યું છે કે જેમ બને તેમ સૂત્રો ગુજરાતી અનુવાદ સાથે જનતા સમક્ષ નજીકના ભવિષ્યમાં તુરત જ મુકવા અગીયારમું સમવાયાંગ સૂત્ર પ્રેસમાં છે તે ટૂંક સમયમાજ બહાર પડશે.

જેચંદ જમનાદાસ તેજાણી
હરજીવનદાસ રૂગનાથ ગાંધી
હીંમતલાલ ભગવાનજી શેઠ
નરત્તમદાસ જીવણલાલ લાખાણી



# -: સૂત્રનું સુહાર્દ :-

જૈન સંસ્કૃતિમાં અહિંસા, સંયમ અને તપની ત્રિધારાનું દર્શન થાય છે જેણે આ ત્રિવેણીના તટપર બેસી ધર્મની સાધના કરી તેને સાધક કહેવાય છે.

આવા શ્રમણ ધર્મના આરાધક સાધકોમાટે પરમ પ્રેરક અને પોષક શ્રુતકેવલી આચાર્ય શ્રી શય્યંભવ સૂરિએ પોતાના પૂર્વાવસ્થાના પુત્ર મનકમુનિનું છ માસનું આયુષ્ય જાણી તેની સાધના સફળ બનાવવા પૂર્વોમાથી ઉધ્ધરીને આ શ્રીમદ્ દશવૈકાલિક સૂત્રની રચના કરી છે.

આ સૂત્રમાં શ્રમણધર્મના પ્રવેશક સાધકને અષ્ટ પ્રવચન માતાની ગોદમા બેસાડી તેનો ઉછેર કરવા પંચમહાવ્રત્તોની શિક્ષા સાથે અનેક વિધ આજ્ઞાઓનો નિર્દેશ કરવામાં આવ્યો છે.

કહ્યુ પણ છે કે આયુષ્ય અલ્પ છે. શાસ્ત્ર સાગર સમ અપાર છે વિજળીના ચમકાર રૂપ અલ્પ જીવનમાં સત્શાસ્ત્રસમાન મોતી પરોવવાની પ્રથમ જરૂર છે. જેને વિદ્વાન થવું નથી, જેને પ્રસિધ્ધ વકતા બનવું નથી, જેની સ્મૃતિ તેજસ્વી નથી, તેવા શ્રમણ સાધકને આ સૂત્ર કંઠસ્થ. હૃદયગત કરી લેવાથી આત્મકલ્યાણ નિર્દોષ જીવનની ચાવી સમ શિક્ષારૂપ દીક્ષા મળશે.

અત્યારસુધીમાં દશવૈકાલિક સૂત્રની અનેક આવૃત્તિ ઓ પ્રગટ થઇ ચુકી છે. જેમાંથી સાધક જીવનને સુવિધ પ્રેરણાઓ મળી રહે છે આશા છે કે આવા સત્યં, શિવં અને સુન્દરંના દર્શન સ્વરૂપ સાર્થ અને ભાવ સમૃધ્ધ આ સૂત્ર પ્રત્યેક સાધકોમાટે નૌકા સમ બની રહેશે.

કચ્છ મોટી પક્ષના આચાર્ય ભગવંત પૂજ્ય શ્રી રત્નચંદ્રજી સ્વાંમીએ સં. ૨૦૨૪ ની આ સૂત્રની ત્રીજી આવૃત્તિની પ્રસ્તાવનામા આપેલી કેટલીક હકીકતો જાણવા જેવી હોય જેથી તેનો સંગ્રહ કરી અહીં મુકવામા આવી છે

૧) આ સૂત્ર શ્રી શય્યંભવસૂરિએ પોતાના શિષ્ય 'મનક' માટે અન્ય અંગાદિક આગમો અવગાહીને ઉધ્ધૃત કરવામાં આવેલ છે

૨) આ સૂત્ર લગભગ આચારાંગ સૂત્રમાંથી ઉધ્ધૃત કર્યું હોય તેમ લાગે છે કારણ કે તેમાં પણ આવીજ હકીકતો જાણવા મળે છે.

૩) આ સૂત્રમાં જે પાચ મહાવ્રતો સાથે છઠ્ઠા રાત્રિભોજન વ્રતનો અધિકાર છે તે આચારાંગમા નથી

૪) આ સૂત્રમા પુનરુકિત બહુ છે. તે બતાવી આપે છે કે આ સૂત્ર જુદા જુદા સૂત્રોમાથી ઉધ્ધૃત કર્યું છે

૫) દશવૈકાલિક ના દશમાં અને ઉત્તરાધ્યયનના પદરમા અધ્યયનમાં વિલક્ષણ મિશ્રણ થયેલું છે

૬) જૈનોની ભાષા અને જૈન સાધુઓના કાનુન ને સમજવા માટે આ સૂત્ર ઘણું, સુંદર છે.

૭) આ સૂત્રમાં જૈન સાધકોના આચાર, વિચારનું સૂક્ષ્મ સંવિધાન બનાવવામાં આવ્યું છે.

૮) આ સૂત્રમાં મનુષ્ય સ્વભાવની નિર્બળતા અને સબળતાના અનેગ ભાવો આલેખવામાં આવ્યા છે

૯) આ સૂત્રના રચયિતા સુશિષ્ય પૂર્વના શાસ્ત્રકારોની જેમ ભીક્ષણ દૃષ્ટિવાળા હોવા જોઈએ અહીં વસ્તુની સંકલના કરવામાં પણ સૂત્રદ્વારે સદ્ભાવ અને ચાતુર્ય બતાવેલ છે. જેમકે ચોથા અધ્યયનથી શરૂ થતા એકીવાળા અધ્યયનોમાં વિષયોની સામાન્ય ચર્ચા કરવામાં આવી છે અને પાચમાં અધ્યયનથી શરૂ થતા એકી નંબરવાળા અધ્યયનોમાં ખાસ ખાસ વિષયો ગૃથ્યા છે. પહેલા ત્રણ અધ્યયનોની શરૂઆત " એ ચિરંજીવ ! મે સાભળ્યુ છે કે ભગવાન આમ બોલ્યા " એવા વાકયથી થાય છે.

૧૦) ત્રીજુ અધ્યયન વ્યવસ્થાનું પ્રાસ્તાવિક અધ્યયન છે બીજા બે અધ્યયનો ઉદાહરણોનું સૂચન કરે છે

૧૧) આ સૂત્રના દશ અધ્યયનો પછી બે અધ્યયનો છે તેની રચના પણ તે જ સમયની છે. બંનેની ભાષા એક સરખી છે. માત્ર છંદ જુદા છે છેલ્લા બંને અધ્યયનોને દશ સૂચના જ માનવામાં આવે છે બારમુ અધ્યયન પરિશિષ્ટ ગણાય છે કારણ કે તેના છંદ આર્યા છે અગિયારમું તે અંતિમ અધ્યયન નથી દશમા અધ્યયનના અંતમાજ અતિમ મગલ આવી જાય છે. જેથી આ બને અધ્યયનો અંતે આવેલા હોય તે માટે તેને ચૂલિકા નામ આપવામા આવેલ છે.

૧૨) આ સૂત્રમા છંદ શાસ્ત્રની ( પિંગલ ) વ્યવસ્થા ઉપર રચયિતાએ લક્ષ્ય ન આપતાં માત્ર ભાવ દર્શાવવા તરફજ લક્ષ્ય આપેલ છે

૧૩) આ સૂત્રના ૩–૫–૭–૯ અધ્યયનોમા ખાસ વિષયો ચર્ચાયા છે. તેમા પાચમાંની અંદર તો ઘણા લંબાણ પૂર્વક વિવેચન કરવામા આવેલ છે આમાં આહાર–પાણી કેવી રીતે લાવવા તેનો અધિકાર છે.

૧૪) આની સરખામણી આચારાંગ સૂત્રના બીજા શ્રુતસ્કધના પ્રથમ ( પિંડેષણા ) અધ્યયનની સાથે કરવી જોઇએ

૧૫) સાતમુ અધ્યયન ' સત્યભાષા ' ઉપર છે તો તે આચાગગ સૂત્રના બીજા અધ્યયનમાથી લીધેલું છે સભવ છે કે આચારાગની ગાથાઓ પણ બીજામાથી અવતરણ કરેલી હોય

૧૬) અગિયારમાં અધ્યયનમા, સાધુપણું, છોડી ફરીવાર સાધક પોતાના કુટુંબમા જાય, તેને સ્થિર કરવા માટે સુદૃઢ વિવેચન કરવામા આવેલ છે.

તા. ૧૧–૩–૭૯
મુંબઇ

ગિરીશ મુનિ

# " નમો જિણાણં "

" અભિનયમાંથી આદર્શમય જીવન જીવવાનું અમોઘ સાધન એટલે દશવૈકાલીક સૂત્ર "

રે સૂર્ય ! કેવી તારી કરામત ! અહાહા ! ઉદયમાન ઉષા સહસ્ર રશ્મિ અવની ઉપર પ્રસરાવી, સંધ્યા થતા વિલીન થઈ જાય છે. અને સારીયે અવની પર અંધકારનું આવરણુ પ્રસરી જાય છે પરંતુ, રે શાસ્ત્ર સિધ્ધાન સૂર્ય ! કેવી તારી બલિહારી ! મુમુક્ષુનાં આત્મામાં એકવાર ધર્મ અભિરૂચિ નો સૂર્ય પ્રકાશમાન થાય પછી દૂર થાય છે સઘળા સંસારીભાવોના અંધકાર શાસ્ત્રસિધાતના પઠન-પાઠન પાવક જવાળાથી તેજોમય સૂર્ય મુમુક્ષુનાં જીવનમાં સતત તેજધારા રેલાવી રહે છે. ત્યા નથી હોતી ઉષા કે સંધ્યા, પરંતુ સદૈવ જળહર રહે છે અખંડ શાસ્ત્ર સૂર્ય તે રશ્મિનાં દેદિપ્યમાન સહારે, સાધક અષ્ટ પ્રવચન મૈયાની આજ્ઞામાં ઝુલતો. શાસ્ત્ર સિધ્ધાંતમાં (૨) આળોટનો આચારમય જીવન જીવી આદર્શમય બની અંતે સિધ્ધત્વના શિખરે પંહોચી શીવરમણીને અવશ્યમેવ વરે છે વાહ ! કેવો સુભા-ગીમય બને છે આતમરામ !

સંસારના સોનેરી પીંજરમાંથી મુકત થઈ, મુકિતનાં મહેરામણુમાં મ્હાલવું હોય તો હૃદયંગમથી આ વિરાટ ભાવ-સભર સૂત્રનાં આમ્રકુંજમા નિવાસ કરવો પડશે. ક્રિકેટનાં કમ્પાઉન્ડમાં દડાને શાંતિ હોય ખરી ? નહિ. તેમજ કર્મના Play ground માં સાધક-મુમુક્ષુ આત્માને પડ્યા ક્રૂરકર્મનું નિકદંન કર્યા વિના કયાથો શાંતી મળે ? અને આ શાંતિ મેળવવાનું શ્રેષ્ઠ સાધન છે સૂત્ર સિધ્ધાંત મોક્ષ માર્ગની સીડી ચડવા માટે જ્ઞાન-દર્શન-ચારિત્ર્ય તપ તે Green Signal છે, તેમ જ સાધક આત્માને સરિયામ સફલતા પ્રાપ્ત કરવા માટે સર્વ સિધ્ધાંતમા આ સૂત્રનુ અલૌકિક સ્થાન છે. તારમાં ઝંકારનુ છીપમા મોતીનું પુષ્પમાં પરાગનુ સ્થાન હોય તેમ રત્નત્રયની આરાધિકા બનવાનું સચોટ દર્શન આ સૂત્રમાં છે આચાર ને અંતરઘટમાં ઉતારી પરમપદને પ્રાપ્ત કરવા પળે-પળે પ્રતિક્ષા કરી, આખરે પરમ સૌભાગ્યને મુમુક્ષુ-સાધક આત્મા પ્રાપ્ત કરે છે.

આ આગમ ઉપવનમાં યતનાથી વિહાર કરે તો જીવન ના દિવ્યબાગમાં નથી ઉગતા રાગ-દ્વેષનાં કાટાળા દ્વાર, બલ્કે ત્યાગવૈરાગ્યની વેલમા પ્રમોદભાવના પુષ્પ પમરાટ પ્રસરાવે છે અને તેથી સ્તો ! આંચાર જ્ઞાન ચારિત્ર્યના ફુલડા મઘમઘે છે અહાહા ! કેવો અપૂર્વ મહિમા છે આ સૂત્રનો ! આ અપૂર્વ સિધ્ધાંતના શંખ ધ્વનિ નાદ થી કોના જીવનનાં ગેબીતાળા ન ખુલ્લે ?

અંતમા આજના અણુવૈજ્ઞાનિક યુગમા વિજ્ઞાન કૂદકે ને ભુસકે આગે કદમ કરી રહયું છે અરે ! અફસોસ તો એ છે કે સંસારમાં લોલુપ રહેતા આત્માઓ પોતાના ધર્મને ગૌણુ માની બેઠા છે. સાત્વિક સિધ્ધાંત રસથી માનવજન્મને સાર્થક કરવો તે છે આ સુત્રનો ભવ્ય હેતુ " **सुज्ञेषु किं वहुना ?** "



# —: શુધ્ધિ પત્રક :—

| પેઈજ | પંક્તિ | અશુધ્ધ | શુધ્ધ |
|---|---|---|---|
| ૧ | ૯ | अ | य |
| ૩ | ૨૦ | લધ્ધ | લધ્દે |
| ૬ | ૨૦ | સુહુાળા | સુવાળા |
| ૬ | ૨૪–૨૬ | વાયાવિધ્દ્દુ | વાયાવિધ્દો |
| ૯ | ૩ | પૂનેમ | એમ પુછીને |
| ૧૨ | ૧૧ | સહેત્તુ | સહિત્તુ |
| ૧૪ | ૧૩ | पुढविकाइआ-तसकाइआ | पुढविकाइया... तसकाइया |
| ૧૫ | ૨૦ | अगवीआ खंघवीआ | अगवीया खंघवीया |
| ૧૬ | ૨ | બીજરૂહ | બીજરૂપ |
| ૧૬ | ૫ | તલગા | તરણા |
| ૧૬ | ૧૦ | केसिंचि | केसिंच |
| ૧૬ | ૨૧ | ,, | ,, |
| ૧૭ | ૧૪ | આમન | આગમન |
| ૧૭ | ૧૬ | કુંથવ | કુંથવા |
| ૧૯ | ૧૬ | દિં છુ. | નિંદુ છું |
| ૨૦ | ૧૬ | મ | મન |
| ૨૦ | ૧૮ | નાથી | તેનાથી |
| ૨૧ | ૧૦ | ગ્રહણમન કરાવે | ગ્રહણ ન કરાવે |
| ૨૧ | ૧૫ | પ્રિ–ક્રમણ | પ્રતિક્રમણ |
| ૨૩ | ૬ | પપકારી | પાપકારી |
| ૨૪ | ૧૦ | પરિહ | પરિગ્રહ |
| ૨૫ | ૧ | રત્રિમા | રાત્રિમાં |
| ૨૫ | ૯ | ર્વ પ્રકારના | સર્વ પ્રકારના |
| ૨૭ | ૨ | મથી | મનથી |
| ૨૯ | ૭ | સ્નિગ્ધ–ગિધુ | સ્નિગ્ધ થયેલુ |
| ૩૧ | ૨ | ઓળવવો | ઓલવવો |
| ૩૧ | ૫ | કિંવ | કિંવા |
| ૩૧ | ૧૭ | समणुजाणेज्जा | समणुजाणामि |
| ૩૫ | ૯ | જોહ ણુ | રજોહરણુ |
| ૪૪ | ૧ | क्ष ॥ | क्षमा |
| ૪૪ | ૧૧ | लहित्त | लहित्तु |
| ૪૫ | ૧૨ | चेअसा | चेयसा |
| ૪૭ | ૫ | संजमो | संजओ |
| ૪૭ | ૨૭ | જાયા | જાય |

| પેઈજ | પંક્તિ | અશુધ્ધ | શુધ્ધ |
|---|---|---|---|
| ૪૯ | ૫ | इंदियाणि | इंदियाइं |
| ૪૯ | ૧૪ | गोचरे | गोयरे |
| ,, | ૨૩ | आमोयं | आलोअं |
| ૫૦ | ૫ | रहस्साविरत्तयाण | रहस्सारक्खियाणि |
| ૫૦ | ૨૩ | ओग्गहसि | उग्गहंसि |
| ,, | ,, | पणोल्लेज्जा | पणुल्लिज्जा |
| ૫૧ | ૮ | गोयरग्गपविट्ठोउ | गोयरग्गपविट्ठोअ |
| ,, | ,, | वच्चो | वच्च |
| ૫૨ | ૬ | ફુલ | ફૂલ |
| ૫૩ | ૨ | ફૂલની | ફુલની |
| ,, | ૮ | લઘુના | લઘુતા |
| ,, | ૨૦ | दगमट्टियआयाणं | यगमट्टियआयाणे |
| ૫૫ | ૩ | घट्टियाण | घट्टियाणि |
| ,, | ૧૫ | શ્રમાણુ | શ્રમણુ |
| ,, | ૨૩ | કળછી | કડછી |
| ૫૬ | ૨ | बाधव्वे | बोधव्वे |
| ૫૭ | ૨૨–૨૫ | भुत्तसेसं | भत्तसेसं |
| ૬૪-૬૫ | ૨૧–૪ | ओगारिया | ओत्तारिया |
| ૬૫ | ૩ | ओवत्तिया | उवत्तिया |
| ,, | ૧૦ | અવેલ | આવેલ |
| ,, | ૧૪ | इट्टामं | इट्टालं |
| ૬૬ | ૭ | પા ્પુ | પાટ્યુ |
| ,, | ૧૦–૧૩ | जेअतत्थस्सिया | जेयतम्मिस्सिआ |
| ,, | ૨૦ | મહ દોપેને | મહાદોપોને |
| ,, | ,, | તે મટે | તે માટે |
| ૬૭ | ૧ | છિન્નં વ | છિન્નં ચ |
| ,, | ૨૪ | વિલ્લં | બિલ્લં |
| ,, | ૨૫ | मोअण | भोयण |
| ૭૦ | ૨૨ | गोचरग्ग | गोयरग्ग |
| ,, | ૨૨ | परिमुत्तअ | परिमुत्तयं |
| ૭૨ | ૧૭ | वणएण | विणएणं |
| ,, | ૧૬–૧૯ | अ | य |
| ,, | ૨૪–૨૭ | अइआरं | अइयार च |
| ૭૫ | ૫–૯ | एकओ | एगओ |

| પેઈજ | પંક્તિ | અશુધ્ધ | શુધ્ધ |
|---|---|---|---|
| ,, | ૧૪–૧૫ | वित्तगंव-कडुअं व-अनिल व | तित्तगं च कडुय च अंबिल च |
| ,, | २६ | सूइअ वा असूअं | सूइय वा असूइयं |
| ૭૬ | ૧૨ | લુખ્ખો | લુખ્ખો |
| ૭૭ | ૨૧ | कारणदमुण्णे | कारण-समुपण्णे |
| ૭૮ | ૨૧ | ઉપયો | ઉપયોગ |
| ૭૯ | ૭ | अलामु | अलाभो |
| ,, | ૭ | तवुत्ति | तवोत्ति |
| ,, | ૧૯ | નચલે | નચાલે |
| ૮૦ | ૨૭ | અનુયથી | અનુયાયી |
| ૮૧ | ૨ | એક બજુ | એક બાજુ |
| ,, | ૪ | सिअ | सिया |
| ,, | ૧૧ | અ.થવ | અથવા |
| ૮૩ | ૨૧ | તૃણુન | તૃણુના |
| ,, | ૨૬ | दि ि अ | दितिय |
| ૮૫ | ૨૦ | श्री त | श्रीमतने |
| ૮૬ | ૨૨ | રુસં | पुरिसं |
| ૮૭ | ૧૯ | કોઇ એલો સાધુ | કોઇ એકલો સાધુ |
| ,, | ૨૨ | અપે | આપે |
| ૮૯ | ૧૯ | दसाइं | दंसाइं |
| ,, | ૨૪ | अ सो अ | अयसो य |
| ૯૦ | ૧૧ | તવી | તેવી |
| ,, | ૧૮ | तारिस | तारिमं |
| ૯૧ | ૧૦ | છોડે છ | છોડે છે |
| ,, | ૧૯ | मं | मे |
| ,, | ૨૩ | विन्नाए | विन्नाए |
| ૯૨ | ૧૪ | तववेणे | तवतेणे |
| ૯૩ | ૪ | સાધ | સાધુ |
| ,, | ૯ | ,, | સાધુ |
| ,, | ૧૭ | ભવચોર | ભાવચોર |
| ,, | ૧૯ | સાધ | સાધુ |
| ,, | ૨૨ | જાતમા | જાતિમાં |
| ૯૩ | ૨૩ | પ્રપ્ત | પ્રાપ્ત |
| ૯૪ | ૧–૩ | एलमूअअं | एलंमूयगं |
| ૯૫ | ૪ | पुच्छंत | पुच्छंति |
| ,, | ૧૪ | કયકલાપ | ક્રિયાકલાપ |
| ૯૭ | ૧૯–૨૨ | नसज्जा | निसिज्जा |
| ,, | ૨૪ | સ્થને | સ્થાને |
| ૯૮ | ૬ | संजमा | संजमो |
| ૯૯ | ૧૬ | अविस्सामोअ | अविस्सासो य |
| ૧૦૧ | ૨૨ | साध | साधु |
| ૧૦૨ | ૨૧ | सवथु हिणा | सव्वत्थुवहिणा |
| ૧૦૫ | ૧૪ | જાણીને | જાણીને |
| ૧૦૫ | ૧૬ | आउकाटनहिसत | आउकायंनहिंसंति |
| ,, | ૧૯ | नेएण | जोएण |
| ,, | ૨૧ | આ મુ | આઠમુ |
| ૧૦૭ | ૭ | स-॥घाओ | समाघाओ |
| ૧૦૮ | ૧૨ | ો માં | તેમા |
| ૧૧૨ | ૧૯ | असणपाणाइ | असणपाणाइं |
| ૧૧૩ | ૩ | પ ત ત | પતિત |
| ,, | ૧૦ | તે ,, | તેના |
| ,, | ૧૬ | एअन्ह | एअमट्ठं |
| ,, | ૧૭ | ગૃહસ્થ | ગ્રહસ્થના |
| ,, | ૨૧ | અર્ય | આર્ય |
| ૧૧૪ | ૬ | पलिअंकेपु | पलिअंकेसु |
| ,, | ૨૨ | गोचरग्ग | गोयरग्ग |
| ૧૧૫ | ૨૩ | થી | નથી |
| ૧૧૭ | ૧૪ | સ્થા | સ્થાન |
| ,, | ૨૫ | સ ૮ શ્રગાર | સત્કાર શ્રંગાર |
| ૧૧૮ | ૧ | धम्म | कम्मं |
| ૧૨૦ | ૧૪ | मुपा | मुसा |
| ૧૨૧ | ૨૦ | સ્ત્યને | સત્યને |
| ૧૨૨ | ૯ | કર્ય | કાર્ય |
| ૧૨૪ | ૧૪ | દુભય | દુભાય |
| ૧૨૫ | ૨ | हलिचि | हलेत्ति |
| ,, | ૨૨ | पुण | पुणो |
| ૧૨૬ | ૨૪ | અકેવર | એકવાર |
| ૧૨૭ | ૧૬ | उवचत्ति अ | उवचिएत्ति य |
| ૧૨૮ | ૨૫ | જોઇન | જોઇને |
| ૧૨૯ | ૨૫ | પ્રલિ | પ્રાલિ |
| ,, | ૨૪ | એમ ઈહ | એમન કહે |
| ૧૩૧ | ૧૬ | पिहखज्जत्ति | पिहुखज्जत्ति |
| ૧૩૪ | ૫ | सा ज्ज | सावज्जं |
| ,, | ૧૦ | ભેજન | ભોજન |
| ૧૩૬ | ૨૩ | आम | आस |
| ,, | ૨૫ | पन्न | पन्नं |

| પેજ | પંક્તિ | અશુધ્ધ | શુધ્ધ |
|---|---|---|---|
| ૧૩૮ | ૧૬ | ઇત્યદિ | ઇત્યાદિ |
| ,, | ૨૭ | થઢેલ | ચઢેલ છે |
| ૧૪૨ | ૧૧ | चवण | चक्केण |
| ,, | ૨૨ | ઘસેનહ | ઘસેનહિ |
| ૧૪૮ | ૨૧ | नोगसा | जोगसा |
| ૧૪૮ | ૨૭ | अच्छाहिं | अच्छीहिं |
| ૧૪૯ | ૧૫ | સયની | સંયમી |
| ૧૫૦ | ૪ | ાધુના | સાધુના |
| ૧૫૦ | ૧૩ | સવઘ | સાવઘ |
| ૧૫૦ | ૨૬ | ગાળ-ાર | ગાળનાર |
| ,, | ૨૮ | વી પ્રકતિઓને ન આરાધવી | તેવી પ્રકૃતિઓને ન આરાધવી |
| ૧૫૧ | ૨૪ | पुरच्छाअ | पुरत्था य |
| ૧૫૨ | ૨૩ | खिप्प-ाप्पाणं | खिप्पमप्पाणं |
| ૧૫૩ | ૨૧ | ८ रिगिज्झ | परिगिज्झ |
| ૧૫૪ | ૩ | अवुंवं | अधुवं |
| ૧૫૫ | ૨૩ | પ્રી િનો | પ્રીતિનો |
| ૧૫૯ | ૭ | समासिज्ज | समामिज्जा |
| ૧૬૦ | ૧૨ | નિસિર | નિસિરે |
| ,, | ૧૫ | ,, | ,, |
| ૧૬૧ | ૧૨ | વશંકરણા િયોગ | વશીકરણાદિ યોગ |
| ૧૬૨ | ૧૪ | કુકડા ા | કુકડાનાં |
| ,, | ૨૨ | પછી | પાછી |
| ૧૬૩ | ૪ | ववज्जए | विवज्जए |
| , | ૯ | ગય | ગયા |
| , | ૧૧ | રત ભી | સ્થ ભી |
| , | ૧૨ | पणीतं | पणीयं |
| ,, | ૨૪ | पठाण | संठाणं |
| ૧૬૫-૧૬૬ | ૨૩-૧ | मज्झाण | मुंज्झ ण |
| ,, | ૨૫ | विसज्झइ | विमुज्झइ |
| ૧૬૭ | ૧૩ | अप्पसुअ | अप्पसुए |
| ૧૭૦ | ૨૦ | કુળ સ્વરૂપે | કૂળ સ્વરૂપે |
| ,, | ૨૭ | પ્રર્વતન | પર્વતને |
| ૧૭૪ | ૨૫ | સમહિ | સમાહિ |
| ૧૭૮ | ૧૧ | अविणे | अविणी |
| ૧૮૨ | ૧ | का-णं | कारणा |
| ,, | ૧૯ | કદપિ | કદાપિ |
| ૧૮૩ | ૨૩ | मुत्तण | मुत्तूणं |
| ૧૮૭ | ૧૫ | अलद्दुअ | अलद्दुयं |
| ૮૮ | ૧૪ | स ज्जो | स पुज्जो |
| ,, | ૧૭ | વાણુ જેવાતીક્ષ્ણ | બાણુ જેવા તીક્ષ્ણ |
| ૧૯૦ | ૨૪ | એચૈન | એચેન |
| ૧૯૪ | ૨૫ | સ્થાવર | સ્થવિર |
| ૧૯૬ | ૧૦ | टिओ अ | ठिओ य |
| ૧૯૭ | ૧૫ | ि-चयथी | निश्चयथी |
| ૧૯૮ | ૧૪ | ाकत्ति | कित्ति |
| ૨૦૧ | ૧૮ | પુષ્પાદિવળા | પુષ્પાદિવાળા |
| ૨૦૨ | ૧૦-૧૪ | अत्तसमे | अप्पसमे |
| ,, | ૧૨ | पंचाव | पन्चासव |
| ,, | ૨૨ | અદર્શ | આદર્શ |
| ૨૦૬ | ૧૪ | સર્વસહા | સર્વસહી |
| ૨૦૭ | ૧૭ | पुलनिप्पलाए | पुलनिप्पुलाए |

## – ઢાલ વિભાગ –

| પંક્તિ | અશુધ્ધ | શુધ્ધ |
|---|---|---|
| ૨૨ | ચા િત્ર | ચારિત્ર |
| ૧ | તાઆકર્મી | આધાકર્મી |
| ૨ | રાજ્યર્પિંડીને | રાજ્યપિંડને |
| ૧૫ | પુડવી | પુથ્વી |
| ૧૧ | પોલ | ક્ષોભ |
| ૧૯ | વિચર | વિચાર |
| ૩ | કુળફૂલ | ળ |
| ૨૩ | ચાદે | ચારે |
| ૨૩ | દજ્જો | તજ્જો |
| ૧ | ઘદેજ્યા | ઘરેજ્યા |
| ૩૨ | લિપરે | એણિપરે |
| ૨૧ | વહિથે | વહિયે |
| ૫ | સત્રિતિ | સમિતિ |
| ૭ | કિક્રય | વિક્રય |
| ૭ | કદે | કરે |
| ૮ | નિરતિયા | નિરતિચાર |
| ૧૦ | તપશ્રત | તપશ્રુત |
| ૧૬ | પરિષદ | પરિષહ |
| ૧૭ | કદે | કરે |
| ૧૮ | તા | તો |
| ૧૯ | ઘદે | ઘરે |
| ૧ | ટાગો | ટાળો |
| ૧૦ | ઇદલવ | ઇહભવ |
| ૧૨ | સત્ર | સૂત્ર |
| | સંત્રાળમાળા | મંગળમાળા |

અધ્યયન પહેલું

# — द्रुमपुष्फिया —

## 卐 દ્રુમપુષ્પિકા 卐

धम्मो मंगलमुक्किट्ठं, अहिंसा संजमो तवो, ।
देवा वि तं नमंसंति, जस्स धम्मे सया मणो ॥१॥

પદાર્થાન્વય :- अहिंसा [ જીવદયા ] संजमो [ સંયમ ] तवो [ તપરૂપ ] धम्मो [ધર્મ છે] उक्किट्ठं [ ઉત્કૃષ્ટ ] मंगलं [ મંગલ, પાપનાશક, સુખપ્રદ ] जस्स [જેનું] धम्मे [ ધર્મમાં ] सया [ હમેંશા-સદા ] मणो [ મન છે] तं [ તેને ] देवा वि [ દેવો પણ ] नमंसंति [નમસ્કાર કરેછે]

ભાવાર્થ - અહિંસા, સંયમ અને તપરૂપ જે ધર્મ છે તે ઉત્કૃષ્ટ મંગલ છે. જેનું મન ધર્મમાં સદા સંલગ્ન છે, તે ધર્માત્માને દેવો તથા અન્ય ચક્રવર્ત્યાદિ પણ નમસ્કાર કરે છે. ॥૧॥

जहा दुम्मस्स पुप्फेसु, भमरो आवियइ रसं ।
ण य पुप्फं किलामेइ, सो अ पीणेइ अप्पयं ॥२॥

जहा [ જેવી રીતે] भमरो [ ભ્રમર ] दुमस्स [ વૃક્ષના ] पुप्फेसु [ ફૂલોમાંથી ] रसं [ રસને ] आवियइ [ મર્યાદા પૂર્વક પીએ છે ] य [ અને-પરંતુ ] पुप्फं [ ફૂલને ] ण [ નથી ] य [પાદપૂર્તિમાટે]किलामेइ [ પીડા આપતો ] सो [તે ભ્રમર]अप्पयं [ આત્માને-પોતાને ] पीणेइ [ તૃપ્ત કરે છે.]

ભાવાર્થ - જેમ ભ્રમર, વૃક્ષના ફૂલોમાથી ફૂલોને કષ્ટ આપ્યા સિવાય રસને પરિમાણ પૂર્વક પીએ છે અને પોતાના આત્માને તૃપ્ત કરી લે છે. ॥૨॥

एमेए समणा मुत्ता जे लोए संति साहुणो ।
विहंगमा व पुप्फेसु, दाणभत्तेसणे रया ॥३॥

પદાર્થાન્વય -एमेए [એવી રીતે-આ પ્રમાણે] लोए [લોકમાં] जे [જે] मुत्ता [ બંધનથી મુક્ત ] समणा [ શ્રમણો ] साहुणो [ સાધુઓ ] संति [છે] दाण [ દાતાના આપેલા ] भत्तेसणा [ પ્રાસુક-નિર્દોષ આહારાદિ અને એષણામા ] रया [ રત રહે છે-લીન રહે છે ] व [ જે પ્રમાણે ] पुप्फेसु [ ફૂલોમા ] विहंगमा [ ભ્રમર ]

ભાવાર્થ - આ પ્રમાણે ( પરિષહોને સહન કરનાર ) શ્રમણો આરંભાદિ ક્રિયાથી મુક્ત બનેલા જે સાધુઓ આ લોકમા ( અઢી દ્વીપમાં ) છે તેઓ ફૂલોમા ભ્રમર ગણની પેઠે ગૃહસ્થે આપેલા નિર્દોષ આહારાદિ ( પોતાની જરૂરિયાત પ્રમાણે ) લાવીને ( સંયમાદિ જીવનમાં ) અનુરક્ત રહેછે. ॥૩॥

वयं च विर्त्ति लब्भामो, न य कोइ उवहम्मइ ।
अहागडेसु रीयंते, पुप्फेसु भमरा जहा ॥४॥

પદાર્થાન્વય :– अहागडेसु [ જે ઘરોમાં ગૃહસ્થે પોતાનેમાટે ભોજન તૈયાર કરેલું હોય તેમાંથી ] वयं [અમે] विर्त्ति [ વૃત્તિ, આહારાદિ ] लब्भामो [ પ્રાપ્ત કરશું ] कोइ [ કોઈપણ પ્રાણીની ] न उवहम्मइ [ હિંસા ન થાય તેમ ] जहा [ જેમ ] पुप्फेसु [ ફૂલોમાં ] भमरा [ ભ્રમર ] रीयंते [ ફરે છે- વિચરે છે ] च य [ પાદ પૂર્તિમાટે ]

ભાવાર્થ :– ( " શ્રમણ સાધકો કહે છે કે " ) અમે અમારી ભિક્ષા એવીરીતે પ્રાપ્ત કરશું કે જેમાં કોઈ જીવની વિરાધના ન થાય ( અથવા દાતારને દુઃખ ન થાય ) જેમ ભ્રમર ( બીજા માટે ઉદય પામેલા વૃક્ષોના ) ફૂલોમાંથી રસ લેતાં કોઈને સતાવતા નથી. ॥૪॥

महुगारसमा वुद्धा, जे भवंति अणिस्सिया ।
नाणापिंडरया दंता, तेण वुच्चंति साहुणो ॥ त्ति वेमि ॥५॥

પદાર્થાન્વય :– जे [જે] वुद्धा [ તત્ત્વના જાણનારા ] महुगारसमा [ મધુકરની સમાન ] अणिस्सिया [ કુલાદિના પ્રતિબંધથી રહિત ] भवंति [ હોય છે ] नाणापिंडरया [ વિવિધ પ્રાસુક આહારાદિ લેવામાં રકત છે–આનંદ માને છે ] दंता [ ઇન્દ્રિય અને નોઇન્દ્રિય–મનને દમનારા ] तेण [ તે વૃત્તિના કારણે ] साहुणो [ તે સાધુઓ ] वुच्चंति [ કહેવાય છે ] त्ति वेमि [ આ પ્રમાણે હું કહું છું ]

ભાવાર્થ :– જેઓ તત્ત્વના જાણનારા છે. ભ્રમરની સમાન કુલાદિના પ્રતિબંધથી રહિત છે અને થોડો થોડો પ્રાસુક આહાર અનેક ઘરોથી એકત્રિત કરીને પોતાની ઉદરપૂર્તિ કરનારા છે, તથા ઇન્દ્રિયાદિનું દમન કરવામાં જે સમર્થ છે તેજ સાધુ કહેવાય છે, અર્થાત્ આ ગુણોના કારણે જ તેઓ સાધુ કહેવાને યોગ્ય થાય છે.

આ પ્રમાણે સુધર્મા સ્વામીએ જંબૂસ્વામીને કહ્યું છે. ॥૫॥

॥ ઇતિ દ્રુમપુષ્પિકા અધ્યયન સમાપ્ત. ॥



અધ્યયન બીજું

# अह सामण्णपुव्विया बिइयं अज्झयणं

## શ્રામણ્યપૂર્વક

कहं नु कुज्जा सामण्णं, जो कामे न निवारए ।
पए पए विसीअंतो, संकप्पस्स वसं गओ ॥१॥

પદાર્થાન્વય :– जो [ જે પુરુષ ] कामे [ કામભોગને ] न निवारए [ ત્યાગતો નથી ] पए पए [ પદ–પદમા=પગલે પગલે ] वीसीअंतो [ વિષાદ પામતો = ખેદ પામતો ] सकप्पस्स [ સંકલ્પોને–વિકલ્પોને = અસ્થિરતાને ] वसं गओ [ વશ થયેલો ] कहं नु [ કેવી રીતે ] सामण्णं [ શ્રમણુભાવનું = સાધુપણાનું ] कुज्जा [ પાલન કરશે ? ]

ભાવાર્થ – ( ગુરુદેવ બોલ્યા ) :– જે પુરુષ કામભોગનું નિવારણુ કરતો નથી, તે પગલે પગલે સંકલ્પ–વિકલ્પોથી ખેદિત થાય છે. ખેદિત થયેલો આત્મા સંયમ ભાવનું પાલન કેવી રીતે કરી શકે ? ॥ ૧ ॥

वत्थगंधमलंकारं, इत्थीओ सयणाणि य ।
अच्छंदा जे न भुंजंति, न से चाइत्ति वुच्चइ ॥२॥

પદાર્થાન્વય :– जे [ જે પુરુષ ] अच्छंदा [ પરાધીનપણે = પરવશપણે ] वत्थं [ વસ્ત્ર=કપડાં ] गंधं [ ગંધ=સુગંધદાર વસ્તુઓ ] अलंकारं [ આભૂષણુ–ઘરેણાં ] इत्थीओ [ સ્ત્રીઓ ] सयणाणि [ શય્યા ] य [ અન્ય આસનાદિ તેને ] न भुंजंति [ ભોગવતો નથી ] से [ તે ] चाइत्ति [ત્યાગી છે એમ] न वुच्चइ [ કહેવાતો નથી ]

ભાવાર્થ .— જે પુરુષ. વસ્ત્રો, ગંધ, આભૂષણો, સ્ત્રિયો તથા શય્યાઓ આદિને વિવશતાથી–પરાધીનતાથી ભોગવતો નથી તેથી તે વાસ્તવમાં 'ત્યાગી' કહેવાતો નથી, કેમકે આસક્તિ તો અંતરમાં હજુ પડી છે. ॥૨॥

जे य कंते पिए भोए, लद्धे वि पिट्ठि कुव्वइ ।
साहीणे चयइ भोए, से हु चाइत्ति वुच्चइ ॥३॥

પદાર્થાન્વય — जे [ જે પુરુષ ] पिए [ પ્રિય ] कंते [ મનને આકર્ષણુ કરનાર ] भोए [ ભોગોને ] लद्ध [પ્રાપ્તથવાપર] य [ અને ] साहीणे [ સ્વાધીન હોવા છતા ] वि [ પણુ ] पिट्ठीकुव्वइ [ પીઠ કરે છે = ભોગમાં લાગેલી મનોવૃત્તિને પાછી વાળીને ] चयइ [ત્યાગેછે] हु [વાસ્તવમા] से [ તેજ પુરુષ ] चाइ त्ति [ ત્યાગી છે એમ ] वुच्चइ [ કહેવાય છે ]

ભાવાર્થ :– જે પુરુષ, પ્રિય અને કમનીય ભોગો મળી જવા પર પણ તે ભોગોને પીઠ આપે છે તથા સ્વાધીન ભોગોને ત્યાગી દે છે, વાસ્તવમા તેજ પુરુષ 'ત્યાગી' છે એમ કહેવાય છે. ॥૩॥

समाइ पेहाईं परिव्वयंतो, सिया मणो निस्सरइ बहिद्धा ।
न सा महं नो वि अहं पि तीसे, इच्चेव ताओ वीणइज्ज रागं ॥४॥

પદાર્થાન્વય :— समाइ पेहाइ [ સમભાવની દૃષ્ટિથી ] परिव्वयंतो [ વિચરતા સાધુનુ ] मणो [મન] सिया [ કદાચિત્ ] बहिद्धा [ બહાર ] निस्सरइ [ નીકળે તો ] सा [ તેણી ] महं न [ મારી નથી ] अहं पि [ હું પણ ] तीसे [ તેણીનો ] नो वि [ નથી ] इच्चेव [ આ રીતે ] ताओ [ તે સ્ત્રી ઉપરથી ] रागं [ રાગને ] विणइज्ज [ દૂર કરે ]

ભાવાર્થ :– સમભાવની દૃષ્ટિથી વિચરતા સાધુનું મન કદાચિત્ સંયમ રૂપી ગૃહમાથી બહાર નીકળી જાય તો સાધુ 'તે સ્ત્રી આદિ મારી નથી અને હુ પણ તેણીનો નથી આ પ્રકારની વિચારણાથી ને સ્ત્રી ઉપરથી રાગને દૂર કરે ॥૪॥

आयावयाही चय सोगमल्लं, कामे कमाही कमियं खु दुक्खं ।
छिंदाहि दोसं विणइज्ज रागं, एवं सुही होहिसि संपराए ॥५॥

પદાર્થાન્વય :– आयावयाही [ આતાપનાલે ] सोगमल्लं [ સુકુમારતાને ] चय [ ત્યાગ ] कामे [ કામભોગોનું ] कमाही [ અતિક્રમણકર ] दुक्खं [ દુખ ] कमियं खु [ નિશ્ચયથી અતિક્રાત થઈ જાય ] दोसं [ દ્વેષને ] छिंदाहि [ છેદીનાખ ] रागं [રાગને] विणइज्ज [ દૂરકર ] एवं [આ પ્રમાણે] संपराए [ સંસારમાં ] सुही होहिसि [ સુખી થઈશ ]

ભાવાર્થ .– ગુરુ કહે છે શિષ્ય ! "આતાપના લે, સુકુમારતાને છોડ, કામોનુ અતિક્રમણ કર આ રીતે છોડવાથી દુ:ખ નિશ્ચયથી અતિક્રાત થઈ જાય છે દ્વેષનું છેદન કર, રાગને દૂર કર આ પ્રમાણે કરવાથી સંસારમા તુ સુખી થઈશ." ॥૫॥

पक्खंदे जलियं जोइं, धूमकेउं दुरासयं ।
नेच्छंति वंतयं भोत्तुं, कुले जाया अगंधणे ॥६॥

પદાર્થાન્વય :– अगंधणे [ અગંધન નામના ] कुले [ કુલમા ] जाया [ ઉત્પન્ન થયેલા સર્પ ] दुरासयं [ અસહ્ય ] जलियं [ જ્વલિત=બળતી ] जोइं [ જ્યોતિ=જાજ્વલ્યમાન ] धूमकेउं [અગ્નિમા] पक्खंदे [ પડે છે] वंतयं [ વમન કરેલ વિષને ] भोत्तुं [ ભોગવવાને માટે ] नेच्छंति [ ઇચ્છતા નથી ]

ભાવાર્થ :– અગંધન કુલમાં ઉત્પન્ન થયેલા સર્પો, જેની પાસે જવું પણ કઠિન છે અને જેમા ધુમાડાના મોટે મોટા નીકળી રહ્યા છે, એવી જાજ્વલ્યમાન પ્રચંડ અગ્નિમા પડવાની ઇચ્છા કરે છે પરંતુ વમન કરેલા વિષને પીવાની ઇચ્છા કરતા નથી ॥૬॥

धिरत्थु तेऽजसोकामी, जो तं जीवियकारणा ।
वंतं इच्छसि आवेउं, सेयं ते मरणं भवे ॥७॥

પદાર્થાન્વય :- अजसोकामी [ હે અપયશની કામના કરનારા ] ते [તને] धिरत्थु [ધિક્કાર હો] जो [જો] तं [તું] जीवियकारणा [અસંયમરૂપ જીવનને માટે] वंतं [વમેલાને] आवेउं [પાનકરવાને] इच्छसि [ ઇચ્છે છે ] ते [તારામાટે] मरणं [ મૃત્યુ ] सेयं [શ્રેય] भवे [ હો=થાઓ ]

ભાવાર્થ – રે અપયશની ઇચ્છા રાખનારા ! તને ધિક્કાર હો ! જો તુ અસયમ રૂપ જીવનને માટે વમેલા વિષય ભોગરૂપ વિષને પુન. પીવાને ઇચ્છે છે. આના કરતા તારૂ મૃત્યુ થઇ જાય તેજ શ્રેય ( ઉત્તમ ) છે ॥૭॥

अहं च भोगरायस्स, तं चऽसि अंधगवण्हिणो ।
मा कुले गंधणा होमो, संजमं निहुओ चर ॥८॥

પદાર્થાન્વય :- अहं [હું] भोगरायस्स [ ભોજરાજ=ઉગ્રસેનની પુત્રી છું ] च [ અને ] तं [તુ] अंधगवण्हिणो [ અંધકવૃષ્ણિ=સમુદ્ર વિજયરાજાનો પુત્ર ] असि [છો] कुले [ ઉત્તમ કુલમાં ] गंधणा [ ગંધન સર્પની સમાન ] मा होमो [ ન થઇએ ] निहुओ [ મનને સ્થિર રાખીને ] संजमं [ સયમને ] चर [ પાળ ]

ભાવાર્થ – હે રહનેમિ ! હુ ઉગ્રસેન રાજાની પુત્રી છું અને તું સમુદ્ર વિજય રાજાનો પુત્ર છો આ રીતે ઉત્તમ કુલમા ઉત્પન્ન થયેલા આપણે બન્ને ગ ધન સર્પની સમાન ન થઇએ, પરંતુ તુ ચિત્ત નિશ્ચલ કરીને સ યમમા વિચર. ॥૮॥

ગાથાઓના હાર્દને સમજવા માટે. .

સાતમી અને આઠમી ગાથામા શાસ્ત્રકારોએ શ્રી રાજેમતીના ઉપાલભનું દર્શન કરાવ્યુ છે. કથાનુ પૂર્વરૂપ અહિયા આપવું આવશ્યક છે.

સોરઠ દેશમાં ' દ્વારિકા ' નામની એક નગરી હતી તે વિસ્તારમાં બાર યોજનની લાબી અને નવ યોજનની પહોળી હતી

તે સમયે નવમા વાસુદેવ શ્રી કૃષ્ણમહારાજ રાજ્ય કરતા હતા. તેમના પિતાશ્રીના સૌથી મોટા ભાઈ સમુદ્રવિજય હતા. તેને શિવા નામની રાણી હતા તેણીની રત્નકુક્ષિએ અરિષ્ટનેમિનાથે જન્મ ધારણ કર્યો હતો. ૨૨ મા તીર્થંકર અરિષ્ટનેમિનાથ યુવાનીમા આવ્યા. ત્યારે ઉગ્રસેન રાજાની પુત્રી રાજેમતી સાથે લગ્ન નિર્ધારિત કર્યા શુભ મુહૂર્તે મોટા આડંબરથી નેમિનાથ ભગવાનની જાન જઇ રહી હતી ત્યારે રસ્તામાં જુનાગઢની પાસે ઘણા ઘણા પશુઓને વાડામાં અને પાજરામાં બાધેલા અને પૂરેલા પ્રભુએ નીહાળ્યાં.

આ ચિતાર નીહાળીને પ્રભુનું દિલ દ્રવી ઉઠયું. અરિષ્ટનેમિએ [ જાણતા હોવા છતાં પણ જનતાને બોધ કરાવવાને માટે ] સારથિને પૂછયું. આ પશુ અહીંયા શામાટે બાંધ્યા છે ? સારથિએ કહ્યું— ભગવાન ! આ પશુ આપના વિવાહમાં સાથે આવેલા માંસાહારી જાનૈયાના ભોજન માટે વાડામાં પૂર્યાં છે, આ વાત સાંભળતા જ ભગવાન અરિષ્ટનેમિનું ચિત્ત ઉદાસીન બન્યુ. કરૂણાસિંધુ પ્રભુ આપોઆપ વિચારવા લાગ્યા કે મારા વિવાહને માટે અનેક પશુઓનો વધ કરાવવો યોગ્ય નથી. એમ વિચારતાં તેમની ચિત્તવૃત્તિ વિવાહમાથી ઉઠી ગઇ. તે જ સમયે પોતાના આભૂષણો ઉતારીને સારથિને અર્પણ કરી દીધા. અને પશુઓને બંધનમાંથી મુક્ત કર્યા. પોતે પણ કર્મબંધનથી મુક્ત થવા માટે લગ્ન કર્યા વિના પાછા ફર્યા. એક વર્ષ પર્યંત કરોડો સુવર્ણમુદ્રાઓનું દાન આપીને એક હજાર પુરુષોની સાથે દીક્ષા અંગીકાર કરી.

ત્યાર પછી તે વિદુષી શ્રી રાજેમતીકન્યા પણ પોતાના અવિવાહિત પતિના વિયોગે વૈરાગ્યભાવ ધારણ કરીને સાતસો સખિયો સાથે સ્વયં દીક્ષિત થઇ ગયા.

એકદા ભગવાન શ્રી અરિષ્ટનેમિજીના દર્શનાર્થે રૈવતગિરિ ( ગીરનાર ) પર શ્રી રાજેમતિ સાધ્વીજી વગેરે જઈ રહ્યા હતા. ત્યા રસ્તામા અકસ્માત્ સમુદ્રમાં વાવાઝોડુ થતાં રાજેમતી વિખૂટા પડી ગયા. અને પોતાના ભીંજાયેલા વસ્ત્રો હોવાને કારણે એક ગુફામાં પ્રવેશ્યા. ત્યાં જઇને નિર્જન સ્થાન જોઈ વસ્ત્ર ઉતારીને ભૂમિપર રાખી દીધા. ત્યાં અરિષ્ટનેમિજીના નાનાભાઇ શ્રી રથનેમિ પહેલેથી જ સમાધિ લગાવીને ઊભા હતા. અંધારી ગુફામાં વિજળીના ચમકારામાં રાજેમતીની દેદીપ્યમાન દેહલતા ઉપર એકાએક શ્રી રથનેમીની દૃષ્ટિ પડી. દૃષ્ટિ પડતાં જ તેનું ચિત્ત કામભોગો તરફ આકર્ષિત થઇ ગયુ. અને રાજેમતીની પાસે જઇને પ્રાર્થના કરવા લાગ્યો. તે સમયે ચારિત્રશીલા શ્રી રાજેમતીએ તેજસ્વી તત્ત્વબોધથી પૂર્ણ તીવ્રભાષાની તાતી તલવારનો કામભોગની લિપ્સામાં લપટાયેલા સ્વસ્વરૂપને ચૂકી ગયેલા, રત્નત્રયને રાગની વિષ્ટામાં રગદ્રોળી રહેલા, રથનેમિના સુંહાળા આમંત્રણ રૂપી મસ્તક ઉપર પ્રહાર કર્યો. અને કહ્યુ કે સંયમમાં સ્થિરથઇને વિચરો નહિતો જ્યા જ્યાં જશો ત્યાં ત્યાં તમારી સ્થિતિ ડામાડોળ થઇ જશે.

जइ तं काहिसि भावं, जा जा दिच्छसि नारिओ ।
वायाविद्धु व्व हडो, अट्ठिअप्पा भविस्ससि ॥ ९ ॥

પદાર્થાન્વય :— तं [તું] जा जा [ જે જે ] नारीओ [ નારીઓને ] दिच्छसि [દેખીશ=જોઇશ] भावं [ વિષય ભાવને ] जइ [જો] काहिसि [કરીશ] वायाविद्धु [ વાયુથી પ્રેરિત ] हडो व्व– [ અબદ્ધમૂલ હડ વનસ્પતિની જેમ ] अट्ठिअप्पा [અસ્થિર આત્માવાળો] भविस्ससि [થઈ જઈશ]

ભાવાર્થ :– હે રહનેમિ ! તું જે જે નારીઓને જોઈશ, વળી જો તેમાં વિષય=આસક્તિના ભાવ કરીશ તો તું વાયુથી પ્રેરિત અબદ્ધમૂળ હડ વનસ્પતિની સમાન અસ્થિર આત્મા વાળો બની જઇશ. ॥૯॥

तीसे सो वयणं सोच्चा, संजयाइ सुभासियं ।
अंकुसेण जहा नागो, धम्मे संपडिवाइओ ॥ १० ॥

પદાર્થાન્વય :– सो [ તે ] तीसे [ રાજેમતી ] संजयाइ [ સાધ્વીના ] सुभासियं [ સુંદર ] वयणं [ વચનને ] सोच्चा [ સાંભળીને ] अंकुसेण [ અંકુશવડે ] नागो जहा [ હાથી ની જેમ ] धम्मे [ ધર્મમાં ] संपडिवाइओ [ સ્થિર થયા. ]

ભાવાર્થ :– તે રહનેમિ આર્યા રાજેમતી સાધ્વીના સુંદર વચનોને સાંભળીને, જેવીરીતે અંકુશથી હાથી વશ થઈ જાય છે, તેવીજ રીતે ધર્મમા સ્થિર થઈગયા ॥૧૦॥

एवं करंति संबुद्धा, पंडिया पवियक्खणा ।
विणियट्टन्ति भोगेसु, जहा से पुरिसुत्तमो ॥ त्ति बेमि ॥ ११ ॥

પદાર્થાન્વય :– संबुद्धा [ તત્ત્વને જાણનારા ] पवियक्खणा [ સાવદ્ય કર્મથી ભય માનનારા વિચક્ષણ પુરુષ ] पंडिया [ પંડિત–દોષજ્ઞ ] एवं [ આ પ્રમાણે ] करंति [ કરે છે ] भोगेसु [ ભોગોથી ] विणियट्टंति [ નિવૃત્ત થઇજાય છે ] जहा [ જેમ ] पुरिसुत्तमो [ પુરુષોમા ઉત્તમ ] से [ તે રહનેમિ ] त्ति [ આ પ્રમાણે ] बेमि [ હું કહું છું ]

ભાવાર્થ :– જેવીરીતે પુરુષ શ્રેષ્ઠ રહનેમિ વિષય ભોગોથી શીઘ્ર નિવૃત્ત થયા તેવી રીતે વિચક્ષણ તત્ત્વજ્ઞ વિષય સેવનના દોષોને જાણનારા પંડિત પુરુષો વિષય ભોગોથી વિરકત થાય છે. ॥૧૧॥
એમ હું કહું છું સુધર્મા સ્વામીએ જંબૂ સ્વામીને કહ્યુ.

॥ ઇતિ શ્રામણ્યપૂર્વક અધ્યયન સમાપ્ત ॥



અધ્યયન ત્રીજુ

# अह खुड्डियायारकहा तइयं अज्झयणं

# ક્ષુલ્લકઆચાર કથા

संजमे सुट्ठिअप्पाणं, विप्पमुक्काण ताइणं ।
तेसिमेयमणाइन्नं, निग्गंथाणं महेसिणं ॥ १ ॥

પદાર્થાન્વય :– **संजमे** [ સંયમમા ] **सुट्ठिअप्पाणं** [ સારી રીતે સ્થિત આત્માવાળા ] **विप्पमुक्काणं** [ સંપૂર્ણ સાસારિક બંધનોથી રહિત ] **ताइणं** [ છકાયજીવોની અને પોતાની રક્ષા કરનારા=સ્વપરરક્ષક ] **निग्गंथाणं** [ પરિગ્રહ–રહિત ] **तेसिं** [ તે ] **महेसिणं** [ મહર્ષિયોને માટે ] **एयं** [ આ ] **अणाइण्णं** [ અનાચીર્ણ છે–આચરિત નથી ]

ભાવાર્થ :– સયમમા સ્થિત બાહ્ય અને આભ્યતર પરિગ્રહથી રહિત સ્વપરના રક્ષક નિર્ગ્રન્થ મહર્ષિયોને માટે અયોગ્ય આચારો છે તેઓનું નીચે પ્રમાણે વર્ણન કરવામાં આવે છે. ॥૧॥

उद्देसियं कीयगडं, नियागमभिहडाणि य ।
राइभत्ते सिणाणे य, गंधमल्ले य वीयणे ॥ २ ॥

પદાર્થાન્વય :– **उद्देसियं** [ સાધુના ઉદ્દેશ્યથી બનાવેલો આહાર ] **कीयगडं** [ ખરીદેલો અથવા સાધુમાટે ગૃહસ્થે ખરીદેલો ] **नियागं य** [ આમંત્રણ આપેલા ઘેરથી લીધેલ આહાર ] **अभिहडाणि**-- [ પોતાના ગ્રામાદિથી સાધુ માટે લાવેલા પદાર્થોને લેવા ] **राइभत्ते** [ રાત્રિ ભોજન કરવું ] **य** [ અને ] **सिणाणे** [ સ્નાન કરવું ] **गंध** [ સુગધને લેવી ] **मल्ले य** [ પુષ્પમાલાદિ ધારણ કરવા અને ] **वीयणे** [ પંખાદિથી વીંઝવુ –પવન કરવો ]

ભાવાર્થ :– (૧) ઔદ્દેશિક આહારાદિ લેવા (૨) પોતે ખરીદીને અથવા પોતાને માટે ખરીદેલ આહાર આદિ લેવો, (૩) આમત્રિત આહારાદિ ગ્રહણ કરવા, (૪) ઘેર આદિથી સામે લઈ આવેલ ભોજનાદિ લેવા, (૫) રાત્રિ ભોજન કરવું, (૬) સ્નાન કરવું (૭) સુગધિત પદાર્થોનું સેવન કરવું, (૮) પુષ્પમાલાદિને ધારણ કરવા, અને (૯) વીંઝણાદિને કરવો=પખાથી પવન નાખવો આ સર્વે મુનિને માટે અનાચીર્ણ દોષો છે. તે ક્રમશ: નવ કહ્યા હવે આગળ કહે છે :– ॥૨॥

सांनिहीगिहीमत्ते य, रायपिंडे किमिच्छए ।
संवाहणा दंतपहोयणा य, संपुच्छणा देहपलोयणा य ॥३॥

પદાર્થાન્વય – **संनिहि य** ( વસ્તુઓનો સચય કરવો અને ) **गिहिमत्ते** ( ગૃહસ્થીના પાત્રમાં ભોજન કરવું ) **रायपिंडे** ( રાજા–પિંડનુ ગ્રહણ કરવુ ) **किमिच्छए** ( દાન દેવાની શાલાનું દાન લેવુ અથવા તમોને શુ જોઇએ છે પૂનેમ બનાવેલો આહાર લેવો ) **संवाह** ( હાડ, માસ, ત્વચા, રોમ ઇત્યાદિને સુખ થાય તેવુ તૈલાદિકનુ મર્દન કરવું કરાવવું ) **दंतपहोयणा** (દત પ્રધાવન=દાતણકરવુ) **सपुच्छणा य** ( સપ્રશ્ન=ગૃહસ્થોના શરીર કે ગૃહસબધી કુશળ ક્ષેમ પૂછી તેવી વાર્તામાં રસ લેવો ) **देहपलोयणा** ( દેહ પ્રલોકન–અરિસા કે તેવા સાધનથી શરીરને નીરખવુ )

ભાવાર્થ — (૧૦) ઘૃત–ગોળાદિ આહારનો સંચય કરીને રાખવો (૧૧) ગૃહસ્થીના પાત્રમા ભોજન કરવું (૧૨) રાજામાટે બનાવેલ આહાર લેવો અથવા બલિષ્ઠ ઔષધિ નાખી બનાવાતો આહાર કે જે આહાર કરવાથી શરીરમા વિકૃતિ થવાનો સભવ હોય, વિકૃતિ વધે અને સયમમા હાનિ થાય, (૧૩) દાનશાલાથી દાન લેવુ ( આ આહાર લેવાથી અન્ય યાચકોની લાગણી દુભાવવાનો સભવ છે ) (૧૪) મર્દન કરવુ–કરાવવું (૧૫) દાત સ્વચ્છ કરવા (૧૬) ગહસ્થને ક્ષેમ કુશળ પૂછવુ, (૧૭) પોતાના શરીરનુ પ્રતિબિમ્બ અરિસાદિમા જોવુ — ॥૩॥

अट्ठावए य नालीए, छत्तस्स य धारणट्ठाए ।
तेगिच्छं पाहणापाए, समारम्भं च जोइणो ॥४॥

**अट्ठावए य** ( જુગાર ખેલવો અને ) **नालीए** ( નાલિકાથી જુગાર ખેલવો ) **य** ( અને ) **छत्तस्स** ( છત્રનુ ) **धारणट्ठाए** ( ધારણ કરવુ અનર્થકારી છે ) **तेगिच्छ** ( ચિકિત્સા કરવી ) **पाए** ( પગમા ) **पाहणा च** ( જૂતા આદિ પહેરવા ) **जोइणो** (અગ્નિનો) **समारंभं,** (સમારંભ કરવો)

ભાવાર્થ – (૧૮) જુગાર રમવો, (૧૯) નાલિકા–શેતરજ વગેરે બીજી રમતો રમવી, (૨૦) શિરપર છત્ર ધારણ કરવુ (૨૧) વ્યાધિ આદિની ચિકિત્સા ( જે દ્વારા હિંસા થાય તેવી વૈદક્રિયા કરાવવી ) (૨૨) પગમા પગરખા આદિ પહેરવા અને (૨૩) અગ્નિનો સમારભ કરવો, એ સર્વે સાધુમાટે અનાચરિત છે ॥૪॥

सिज्जायरपिंडं च आसंदीपलियंकए ।
गिहंतरनिसिज्जा य, गायस्सुव्वट्टणाणि य ॥५॥

પદાર્થાન્વય – **सिज्जायरपिंडं च** ( શય્યાતરનો આહાર લેવો અને ) **आसंदीपलियंकए** ( સાગામાચી અને પલગપર બેસવુ ) **य** ( તથા ) **गिहंतरनिसिज्जा य** ( ગૃહસ્થના ઘેર જઇને બેસવું અને ) **गायस्सुव्वट्टणाणि** ( શરીરનો મેલ દૂર કરવા માટે પીઠી વગેરે ચોળવુ ) **य** ( च અને, અને શબ્દથી અહિંયા શરીરના અન્ય સંસ્કારોનુ પણ ગ્રહણ કરવુ )

ભાવાર્થ – (૨૪) જે ગૃહસ્થે રહેવા માટે આશ્રય આપ્યો હોય તે શય્યાતર કહેવાય તેના ઘરનુ ભોજન આદિ લેવુ, ( તેના ઘરનુ ભોજન લેવાની મનાઇનુ કારણ એ છે કે પોતાને ત્યા મેમાન આવ્યા છે એમ ધારી સાધુને ઉદ્દેશીને આહાર બનાવે, અને ક્યારેક તેમના ચિત્તમા સાધુ પ્રત્યે શ્રદ્ધા ભકિત આદિ છે તેનો વ્યવચ્છેદ થાય આવા દોષોનો સભવ જાણી પ્રભુએ આ રીતે આજ્ઞા આપી છે ) (૨૫) આસદી ઉપર બેસવુ, (૨૬) પલગ ઉપર બેસવુ, ( આ ઉપર બેસવાથી પ્રમાદ આદિ દોષોનો સભવ છે ) (૨૭) ગૃહસ્થના ઘેર જઇને બેસવુ અથવા બે ઘરોની મધ્યમા બેસવુ ( આમ બેસવાથી અનેક લાછન

લાગવાનુ કારણુ છે ) અને (૨૮) ગાત્રની ઉદ્દ્વર્તન-ક્રિયાઓ કરવી આદિ આ સર્વે સાધુ માટે અનાચરિત છે. ॥ ૫ ॥

गिहिणो वेआवडियं, जा य आजीववत्तिया ।
तत्तानिव्वुडभोइत्तं, आउरस्सरणाणि य ॥६॥

પદાર્થાન્વય :- गिहिणो [ ગૃહસ્થની ] वेयावडियं [ વૈયાવૃત્ય કરવી ] य जा [ અને જો ] आजीववत्तिया [ પોતાની જાતિ આદિ બતાવીને આહારાદિ લેવો ] तत्तानिव्वुडभोइत्तं य [ જે પાણી બરાબર અગ્નિનું શસ્ત્ર લાગી ઉકળ્યુ ન હોય અથવા સચિત્ત-અચિત્ત મિશ્રિત આહાર પાણી ગ્રહણુ કરવા અને ] आउरस्सरणाणि [ ક્ષુધાદિની પીડાથી પીડિત થઇને પૂર્વોપભુકત પદાર્થોનું સ્મરણુ કરવુ ]

ભાવાર્થ .- (૨૯) ગૃહસ્થની વૈયાવૃત્ય કરવી (૩૦) જાતિ-કુલ-ગણાદિ દેખાડીને પોતાની આજીવિકા કરવી (૩૧) જે પદાર્થ સર્વપ્રકારથી પ્રાસુક ન હોય તેનું ભોજન કરવું (૩૨) ભૂખ આદિથી પીડિત થઇને પૂર્વ ભુકત પદાર્થોનું સ્મરણુ કરવું એ સર્વે સાધુને માટે અનાચરિત છે. ॥ ૬ ॥

मूलए सिंगवेरे य, उच्छुखंडे अनिव्वुडे ।
कन्दे मूले य सच्चित्ते, फले वीए य आमए ॥७॥

પદાર્થાન્વય :- अनिव्वुडे [ પાકયાવગરના-સચિત્ત ] मूलए य [ મૂળા અને ] सिंगवेरे [ આદુ ] उच्छुखंडे य [ ગંડેરી-શેરડી ના કકડા ] सच्चित्ते [ સચિત્ત-સજીવ ] कंदे [ કંદ-વજ્રકંદાદિ ] मूले य [ મૂળસટ્ટાદિ-જડીબુટ્ટી ] आमए [ સચિત્ત ] फले [ ફળ ] वीए [ બીજ ].

ભાવાર્થ :- (૩૩) જે જીવોથી રહિત થયેલા ન હોય એવી જાતના મૂળા, (૩૪) આદુ કે (૩૫) ઇક્ષુખંડ (૩૬) કંદ (૩૭) મૂલ, અને (૩૮) સચિત્ત ફળ. તથા (૩૯) કાચાબીજ, આ બધાનું સેવન તે અનાચરિત છે. ॥ ૭ ॥

सोवच्चले सिंधवे लोणे, रोमालोणे य आमए ।
सामुद्दे पंसुखारे य, कालालोणे य आमए ॥८॥

પદાર્થાન્વય :- आमए [ સચિત્ત ] सोवच्चले [ ખાણુનું સંચળ ] सिंधवे लोणे [સિંધાલૂણુ] रोमालोणे य [ રોમકક્ષાર-રોમક દેશનું મીઠું અને ] आमए [ સચિત્ત ] सामुद्द य [સમુદ્રનું મીઠું] पंसुखारे [ ખારો=પાંસુલવણુ ] कालालोणे [ કાળું મીઠું એમ અનેક પ્રકારનું મીઠું ]

ભાવાર્થ :- (૪૦) સચિત્ત સંચળ, (૪૧) સિંધાલૂણુ, (૪૨) રોમકક્ષાર, (૪૩) સામુદ્રિક લવણુ (૪૪) ખારો, અને (૪૫) કાળું મીઠું, એ સચિત્ત હોય તો સેવન કરવું તે મુનિમાટે અનાચીર્ણુ છે. ॥૮॥

धुवणेत्ति वमणे य, वत्थीकम्म विरेयणे ।
अंजणे दंतवणे य, गायब्भंगविभूसणे ॥९॥

પદાર્થાન્વય :- धुवणेत्ति य [ વસ્ત્રાદિને ધૂપ દેવો વળી ] वमणे [ વમન કરવું ] वत्थीकम्म [ બસ્તિકર્મ=અધો માર્ગથી સ્નેહ-ગુટીકાદિ દ્વારા મલ ઉતારવો ] विरेयणे [ જુલાબ લેવો ] अंजणे य [ આંખોની શોભામાટે આજણુ આંજવુ ] दंतवणे [ દાંતને રંગવા ] गायब्भंग [ ગાત્રાભ્યંગ=શરીરને તેલાદિ લગાડવું ] विभूषणे [ શરીરને વિભૂષિત કરવું ]

ભાવાર્થ :— (૪૬) વસ્ત્રાદિને ધૂપ આપવો (૪૭) વમન કરવું, (૪૮) એનીમા વગેરે લેવો. (૪૯) જુલાબ લેવો (૫૦) આંખોમાં અંજન આજવું (૫૧) દાંત રંગવા (૫૨) ગાત્રાભ્યંગ કરવું અને શરીરની ટાપ ટીપ કરવી કિંવા શરીરની વિભૂષા કરવી. આ સર્વે મુનિને માટે અનાચીર્ણ છે. ( આ સર્વે અનાચારોને ગણુના પાઠકોએ આ વાત ભૂલી ન જવી જોઇએ કે વર્ણન સર્વત્ર ઉત્સર્ગ માર્ગનું જ કરાય છે, અપવાદ માર્ગનું નહી પરંતુ આમાં અપવાદમાર્ગનો નિષેધ નથી થતો. કોઈ મુનિને આંખોમાં જ્યારે વ્યથા ઉત્પન્ન થઇ જાય તો રસાજન ગ્રહણ કરી શકે છે, પરંતુ સૌંદર્યની દૃષ્ટિથી ન લઇ શકાય. ( નિશીથ–સૂત્રના ૧૩ મા ઉદ્દેશકમા પાઠ આવે છે કે **जे भिक्खू आरोगिय पडिक्कमं करेइ करंतं वा- साइज्जइ** અર્થાત્ જે સાધુ રોગ રહિત દશામાં ઔષધી લેછે તેને પ્રાયશ્ચિત આવેછે. ॥૯॥

**सव्वमेयमणाइन्नं, निग्गंथाणं महेसिणं ।**
**संजमम्मि य जुत्ताणं, लहुभूयविहारिणं ॥१०॥**

પદાર્થાન્વય – **संजमम्मि य** [ સંયમ અને તપમાં ] **जुत्ताणं** [ જોડાયેલાં ] **लहुभूयविहारिणं** [ લઘુભૂત થઇ ને વિચરનારા ] **निग्गंथाणं** [ નિર્ગ્રન્થ ] **महेसिणं** [ મહર્ષિયોના ] **एयं** [ આ ] **सव्वं** [ સર્વે ] **अणाइण्णं** [ અનાચીર્ણ છે ]

ભાવાર્થ – સંયમ અને તપમા યુક્ત તથા વાયુવત્ લઘુભૂત થઈને, વિચરનારા નિર્ગ્રન્થ મહર્ષિયોને આ સર્વે અનાચીર્ણ છે–આચરવા યોગ્ય કૃત્ય નથી. કારણ કે મુનિઓનું ચારિત્ર ઘણુંજ ઉચ્ચ એવ ઉજ્જવળ હોય છે થોડો પણ દોષ એમના માટે તો અનાચાર બની જાય છે બિલકુલ સફેદ વસ્ત્રમા થોડીક શી મલિનતા હોય તો મેલુંજ દેખાય. પરંતુ મલિન કપડામા મેલ લાગ્યાજ કરે તો મેલુ ન દેખાય માટે નિર્ગ્રન્થ મહર્ષિયો સંયમ તપમા તલ્લિન છે એવા સંતોએ ઉપરોક્ત ઔદ્દેશિકાદિ ક્રિયાઓ આચરવા યોગ્ય નથી ॥૧૦॥

**पञ्चासवपरिण्णाया, तिगुत्ता छसु संजया ।**
**पञ्चनिग्गहणा धीरा, निग्गन्था उज्जुदंसिणो ॥११॥**

પદાર્થાન્વય – **पञ्चासव** [ પાંચ આસ્રવોના ] **परिण्णाया** [ જાણનારા ] **तिगुत्ता** [ ત્રણ ગુપ્તિયોના ધારક ] **छसुसंजया** [ છ કાય જીવોની રક્ષા કરનારા ] **पंचनिग्गहणा** [ પાંચ ઇન્દ્રિયોના નિગ્રહ કરનારા ] **धीरा** [ ધીર–નિર્ભય–સાત ભયોથી રહિત ] **उज्जुदंसिणो** [ મોક્ષ અથવા સંયમને જોનારા ] **निग्गंथा** [ નિર્ગ્રન્થો છે. ]

ભાવાર્થ – જે પાંચ આસ્રવોને ત્યાગનારા, ત્રિગુપ્ત, છકાય જીવોની રક્ષા કરનારા, પાંચ ઇન્દ્રિયોનો નિગ્રહ કરનારા નિર્ભય એવ મોક્ષ તથા મોક્ષના કારણભૂત સંયમને જોનારા હોય તેજ નિર્ગ્રન્થ કહેવાય છે ॥૧૧॥

**आयावयन्ति गिम्हेसु, हेमन्तेसु अवाउडा ।**
**वासासु पडिसंलीणा, संजया सुसमाहिया ॥१२॥**

પદાર્થાન્વય – **संजया** [ સંયમી સાધુ ] **गिम्हेसु** [ ગ્રીષ્મકાલમા ] **आयावयंति** [ સૂર્યની આતાપના લે છે ] **हेमंतेसु** [ શીતકાલમા ] **अवाउडा** [ અપ્રાવૃત–વસ્ત્રરહિત થઇને ઠંડી સહે છે ] **वासासु** [ વર્ષાકાલમા ] **पडिसंलीणा** [ એક સ્થાનમા ઇન્દ્રિય વશ કરીને રહે છે ] **सुसमाहिया** [ જ્ઞાનાદિમા સદા તત્પર રહે છે ]

ભાવાર્થ :— ક્યારેક સાધુ ગ્રીષ્મ કાલમાં આતાપના લે છે, શીતકાલમાં શીતાપહારક વસ્ત્ર ગ્રહણ કરતા નથી, વર્ષાકાલમાં એક સ્થાનપર ઇન્દ્રિયોને વશ કરીને બેસી રહે છે અને જ્ઞાન, ધ્યાનમાં સદા તત્પર રહે છે ( આ ગાથામાં સાધુને માટે ત્રણેય ઋતુઓના પૃથક-પૃથક કૃત્યોનું વર્ણન કરેલું છે ) ॥૧૨॥

परीसहरिऊदन्ता धूअमोहा जिइंदिया ।
सव्वदुक्खप्पहीणट्ठा पक्कमंति महेसिणो ॥१३॥

પદાર્થાન્વય :— परीसह रिऊदंता [ પરીષહરૂપી વેરીઓને દમનારા ] धूअमोहा [ મોહકર્મને દૂર કરનારા ] जिइंदिया [ ઇન્દ્રિયોને જીતનારા ] महेसिणो [ મહર્ષિઓ ] सव्वदुक्खपहीणट्ठा [ સર્વદુઃખોને નાશ કરવા માટે ] पक्कमंति [ પરાક્રમ કરેછે. ]

ભાવાર્થ :— પરિષહરૂપી વેરીઓને જીતનારા, મોહને દૂર કરનારા તથા ઇન્દ્રિયોને જીતનારા મહર્ષિઓ સર્વ પ્રકારના દુઃખોનો નાશ કરવામાટે પરાક્રમશીલ રહેછે. ॥૧૩॥

दुक्कराइं करित्ताणं, दुस्सहाइं सहेत्तु य ।
केइऽत्थ देवलोएसु, केइ सिज्झंति नीरया ॥१४॥

પદાર્થાન્વય :— दुक्कराइं [ દુષ્કર ક્રિયાઓને ] करित्ताणं [ કરીને અને ] दुस्सहाइं [ અસહનીય ] सहित्तु [ સહીને-સહન કરીને ] केइत्थ [ કેટલાક અહીંયાથી ] देवलोएसु [ દેવલોકોમાં જાય છે અને ] केइ नीरया [ કેટલાક કર્મરજથી રહિત થઇને ] सिज्झंति [ સિદ્ધ થાય છે. ]

ભાવાર્થ :— દુષ્કર ક્રિયાઓને કરીને અને દુઃસહ કષ્ટોને સહન કરીને કેટલાક અહીંયાથી મૃત્યુ પામીને દેવલોકમા ઉત્પન્ન થાય છે તો કેટલાક કર્મરજથી સર્વથા રહિત થઇને સિદ્ધ થાય છે. ॥૧૪॥

खवित्ता पुव्वकम्माइं, संजमेण तवेण य ।
सिद्धिमग्गमणुप्पत्ता, ताइणो परिनिव्वुडा त्ति बेमि ॥१५॥

પદાર્થાન્વય :— संजमेण य [ સંયમથી અને ] तवेण [ તપથી ] पुव्वकम्माइं [ પૂર્વોપાર્જિત કર્મોને ] खवित्ता [ ખપાવીને-ક્ષય કરીને ] सिद्धिमग्गं [ મોક્ષના માર્ગને ] अणुप्पत्ता [ પ્રાપ્ત થયેલા ] ताइणो [ છ કાયના રક્ષક સાધુ ] परिणिव्वुडा [ નિર્વાણને પામ્યા. ]

ભાવાર્થ :— સંયમ અને તપ દ્વારા પૂર્વોપાર્જિત કર્મોનો ક્ષય કરીને, મોક્ષ માર્ગ પ્રાપ્ત કરીને છ કાયના રક્ષક થઇને મુનિઓએ મોક્ષ પ્રાપ્ત કર્યો છે. ॥૧૫॥



॥ ક્ષુલ્લકાચાર કથાધ્યયન સમાપ્ત ॥

અધ્યયન ચોથું

# अह छज्जीवणिया चउत्थं अज्झयणं

## છ જીવનિકાય

सुअं मे आउसं ! तेणं भगवया एवमक्खायं, इह खलु छज्जीवणिया नामज्झयणं समणेणं भगवया महावीरेणं कासवेणं पवेइआ सुअक्खाया सुपन्नत्ता, सेयं मे अहिज्जिउं अज्झयणं धम्मपन्नत्ती ॥१॥

પદાર્થાન્વય .- आउसं [ હે આયુષ્મન્ શિષ્ય ! ] मे [ મેં ] सुअं [ સાંભળ્યુ છે ] तेणं [ તે ] भगवया [ ભગવંતે ] एवं [ આ પ્રમાણે ] अक्खायं [ કહ્યુ છે ] इह [ આ જૈન શાસનમાં ] खलु [ નિશ્ચયથી ] छज्जीवणिया [ છ જીવનિકાય ] नाम [ નામનું ] अज्झयणं [ અધ્યયન ] कासवेणं [ કાશ્યપગોત્રી ] समणेणं [ શ્રમણ–તપસ્વી ] भगवया [ ભગવાન ] महावीरेणं [ મહાવીરે ] पवेइया [ અલૌકિક પ્રકારથી જાણીને ] सुअक्खाया [ સારી રીતે કથન કર્યું છે ] सुपण्णत्ता [ રૂડી રીતે પ્રજ્ઞપ્ત કરેલ છે ] मे [ મને ] अज्झयणं [ તે અધ્યયનનું ] अहिज्जिउं [ અધ્યયન કરવુ–પઠન કરવું –શિખવું ] सेयं [ યોગ્ય છે–શ્રેય છે – કલ્યાણકારી છે ] धम्मपण्णत्ती [ જેમાં ધર્મની પ્રરૂપણા છે. ]

ભાવાર્થ — ગુરુદેવ બોલ્યા – ( સુધર્મા સ્વામીએ પોતાના સુશિષ્ય જંબૂ સ્વામીને કહ્યુ કે.– આયુષ્મન્ ! ( જંબૂ ) મે સાંભળ્યુ છે કે ષડ્ જીવનિકા નામનું અધ્યયન કાશ્યપ ગોત્રી, શ્રમણ ભગવાન મહાવીરે અલૌકિક પ્રકારથી જાણીને તેના વાસ્તવિક સ્વરૂપનું કથન કર્યું છે સુંદર રીતે તેનો સદ્બોધ કરાવ્યો છે ( શિષ્યે કહ્યુ :– ) શુ તે અધ્યયનનું પઠન, મનન, ચિંતન કરવામાં મારૂં શ્રેય છે ? ગુરુએ કહ્યું :– હા ॥૧॥

कयरा खलु सा छज्जीवणिया नामज्झयणं समणेणं भगवया महावीरेणं कासवेणं पवेइआ सुअक्खाया सुपन्नत्ता सेअं मे अहिज्जिउं अज्झयणं धम्मपन्नत्ती ? ॥२॥

પદાર્થાન્વય :– छज्जीवणिया [ ષડજીવનિકાય ] नाम [ નામનુ ] सा [ તે ] कयरा [ કયુ ? ] खलु [ નિશ્ચયથી ] अज्झयणं [ અધ્યયન ] समणेणं [ શ્રમણ ] भगवया [ ભગવાન્ ] महावीरेणं [ મહાવીર સ્વામી ] कासवेणं [ કાશ્યપ ગોત્રીએ ] पवेइया [ જ્ઞાનથી જાણીને ] सुअक्खाया [ સારી રીતે વર્ણન કર્યું ] सुपण्णत्ता [ રૂડી રીતે પ્રજ્ઞપ્ત કર્યું ] धम्मपण्णत्ती [ તે ધર્મ પ્રજ્ઞપ્તિ–રૂપ છે ] मे [ મને ] अहिज्जिउं [ અધ્યયન કરવું ] अज्झयणं [ અધ્યયનનું ] सेयं [ યોગ્ય છે. ]

ભાવાર્થ :–શિષ્ય પ્રશ્ન :–હે ભગવન્ ! કયું ષડ જીવનિકા નામનું અધ્યયન કાશ્યપ ગોત્રીય શ્રમણ ભગવાન મહાવીરે જ્ઞાનથી જાણીને પરીષદ્માં વર્ણન કર્યું છે ? જેમાં સુંદર ધર્મની પ્રજ્ઞપ્તિ છે. એવું આ અધ્યયન જાણવુ મારે શ્રેયસ્કર છે ? ( જેનું અધ્યયન કરવું મને હિતકર છે ? ) ॥૨॥

इमा खलु सा छज्जीवणिया नामज्झयणं । समणेणं भगवया महावीरेणं कासवेणं पवेइआ सुअक्खाया सुपन्नत्ता सेअं मे अहिज्जिउं अज्झयणं धम्मपन्नत्ती ॥३॥

પદાર્થાન્વય :- इमा [ આ વક્ષ્યમાણ ] खलु [ નિશ્ચયથી ] सा [ તે ] छज्जीवणिया [ ષડ્-જીવ-નિકાય ] नामज्झयणं [ નામનું અધ્યયન ] समणेणं [ શ્રમણ-તપસ્વી ] भगवया [ ભગવાન ] महावीरेणं [ મહાવીર સ્વામી ] कासवेणं [ કાશ્યપગોત્રીએ ] पवेइया [જ્ઞાનથી જાણીને] सुअक्खाया [ ભલીરીતે વર્ણન કરેલ છે ] सुपण्णत्ता [ સુંદર રીતે પ્રજ્ઞપ્ત કરેલ છે ] धम्मपण्णत्ती [ ધર્મ પ્રજ્ઞપ્તિરૂપ છે ] मे [મને] अहिज्जिउ [ અધ્યયન કરવું ] अज्झयणं [ તે અધ્યયનનું ] सेयं [ હિતકર છે. ]

ભાવાર્થ :— આગળ કહેવામા આવનાર આ ષડ્ જીવનિકાય નામનુ અધ્યયન શ્રમણ ભગવાન્ શ્રી મહાવીર સ્વામી કાશ્યપગોત્રીએ સ્વયં જ્ઞાનથી જાણીને જનતાની સમક્ષ બાર પ્રકારની પરિષદમાં પ્રકટ કર્યું છે, સારીરીતે દેખાડયુ છે. તે અધ્યયનનું અધ્યયન કરવું મને કલ્યાણકારી છે. કારણ કે તે ધર્મપ્રજ્ઞપ્તિ રૂપ છે ॥ ૩ ॥

तंजहा— पुढविकाइआ आउकाइआ तेउकाइआ, वाउकाइआ वणस्सइकाइआ तसकाइआ ।

पुढवी चित्तमंतमक्खाया अणेगजीवा, पुढोसत्ता अन्नत्थ सत्थपरिणएणं ।

आऊ चित्तमंतमक्खाया अणेगजीवा पुढोसत्ता अन्नत्थ सत्थपरिणएणं ।

तेऊ चित्तमंतमक्खाया अणेगजीवा, पुढोसत्ता अन्नत्थ सत्थपरिणएणं ।

वाऊचित्तमंतमक्खाया अणेगजीवा, पुढोसत्ता अन्नत्थ सत्थपरिणएणं ।

वणस्सई चित्तमंतमक्खाया, अणेगजीवा पुढोसत्ता अन्नत्थ सत्थपरिणएणं ।

तंजहा— अग्गवीआ, मूलवीआ, पोरवीआ, खंधवीआ, वीअरुहा, संमुच्छिमा तणलया, वणस्सइकाइया, सवीआ चित्तमंतमक्खाया अणेगजीवा पुढोसत्ता अन्नत्थ सत्थपरिणएणं ॥४॥

પદાર્થાન્વય - तंजहा [ તે આ પ્રમાણે ] पुढवीकाइया [પૃથ્વીકાય સંબંધી જીવો] आउकाइया [ અપ-કાયના જીવો ] तेउकाइया [ અગ્નિ-કાયના જીવો ] वाउकाइया [ વાયુ-કાયના જીવો ] वणस्सइकाइया [ વનસ્પતિ-કાયના જીવો ] तसकाइया [ ત્રસ-કાયના જીવો ] पुढवी चित्तमंतमक्खाया [ પૃથ્વી સચિત્ત-જીવવાળી કહી છે ] अणेगजीवा [ તે અનેક જીવવાળી છે ] पुढोसत्ता [ પૃથક-જુદા જુદા સત્ત્વ=જીવયુક્ત છે ] सत्थपरिणएणं [ શસ્ત્ર પરિણત ] अन्नत्थ [ વિના-સિવાય અર્થાત પૃથ્વી જીવવાળી છે તેમા જ્યાં સુધી શસ્ત્ર પરિણમે નહીં ત્યાં સુધી સજીવ છે. ]

आऊ [ અપકાય ] चित्तमंतमक्खाया [ ચેતના લક્ષણવાળા કહેલ છે ] अणेगजीवा [ તેમા અનેક જીવ છે ] पुढोसत्ता [ તેઓની પૃથક્ સત્તા છે ] सत्थपरिणएणं [ શસ્ત્ર-પરિણતને ] अन्नत्थ [ છોડીને ] तेऊ [ તેજ—અગ્નિ ] चित्तमतमक्खाया [ ચેતના લક્ષણવાળી કહેલ છે ] अणेगजीवा पुढोसत्ता [ તેમા અનેક જીવો છે, તેઓની પૃથક સત્તા છે પરન્તુ ] सत्थपरिणएणं अन्नत्थ [ શસ્ત્રનુ પરિણમન થાય નહીં ત્યાં સુધી ] वाऊ [ વાયુકાય ] चित्तमंतमक्खाया [ ચેતના લક્ષણવાળા કહ્યા છે ] अणेगजीवा पुढोसत्ता [ અનેક જીવ છે પરંતુ પૃથક્ સત્ત્વ છે ] सत्थपरिणएणं अन्नत्थ [ શસ્ત્રનુ પરિણમન થાય નહીં ત્યાં સુધી તે સચિત્ત છે ] वणस्सई [ વનસ્પતિ ] चित्तमंतमक्खाया [ ચેતના લક્ષણવાળી છે ] अणेगजीवा [ અનેક જીવવાળી છે ] पुढोसत्ता [પરંતુ પૃથક્ પૃથક્ સત્ત્વ છે] सत्थपरिणएणं [ શસ્ત્ર પરિણતને ] अन्नत्थ [ છોડીને ] तंजहा [ જેમકે ] अग्गवीया [ અગ્રભાગ પર બીજવાળી ] मूलवीया [ મૂળ ભાગમા બીજવાળી ] पोरवीया [ પર્વમાં બીજવાળી ] खधवीया [ સ્કંધમા બીજવાળી ] वीयरुहा [ બીજ વાવવાથી ઉત્પન્ન થનાર ] संमुच्छिमा [ પોતાની મેળે ઉગે તે] तण [ તૃણ ] लया [ લતા ] वणस्सइकाइया [ વનસ્પતિ—કાયિક છે ] सवीया [ બીજો વાળી ] चित्तमंतमक्खाया [ ચેતના લક્ષણ વાળી કહેલ છે ] अणेगजीवा [ તેમા અનેક જીવ છે ] पुढोसत्ता [ પરંતુ પૃથક્-પૃથક્ સત્ત્વ છે ] सत्थपरिणएणं अन्नत्थ [ તેને શસ્ત્ર લાગે નહિ ત્યાં સુધી. ]

ભાવાર્થ :— તે આ પ્રમાણે ( છ કાયના પૃથક્ પૃથક્ નામો કહે છે )

(૧) પૃથ્વીકાય સંબંધી જીવો (૨) અપકાય સંબંધી જીવો (૩) અગ્નિકાય સંબંધી જીવો (૪) વાયુકાય સંબંધી જીવો (૫) વનસ્પતિકાય સંબંધી જીવો અને (૬) ત્રસકાય સંબંધી જીવો.

(૧) પૃથ્વીકાયમા અનેક જીવો હોય છે ( પૃથ્વીકાયની જુદી જુદી ખંડકાયામા પણ ઘણા જીવો રહ્યા હોય છે ) તે સર્વે પૃથક્ પૃથક્ અસ્તિત્વ ધરાવે છે ભિન્ન ભિન્ન વર્ણ-રસ-ગંધ સ્પર્શવાળી પૃથ્વીરૂપ સ્વકાય, અને અગ્નિ—જલ આદિ પરકાય તથા સ્વપર—ઉભયરૂપ ઉભયકાય એમ ત્રણ પ્રકારના શસ્ત્રથી પરિણત થયેલી પૃથ્વી અચિત્ત છે ( જીવ રહિત છે, નિર્જીવ છે ) તે સિવાય પૃથ્વીમાત્ર સચિત્ત ( જીવવાળી ) છે. પાણી સચિત્ત છે તેમા અનેક જીવો છે તે સર્વે પૃથક્ પૃથક્ છે પણ સ્વકાય, પરકાય અને ઉભયકાય શસ્ત્રથી અચિત્ત થઈ જાય છે. તે સિવાયનું સઘળુયે જલ સચિત્ત છે, અગ્નિ સચિત્ત છે તેમાં અનેક જીવો છે અને તે જીવો પૃથક્ પૃથક છે. તેમાં પણ જ્યા સુધી ઉપરોક્ત ત્રણ પ્રકારના શસ્ત્રપરિણત થાય નહીં ત્યા સુધી અગ્નિકાય સચિત્ત હોય છે. વાયુ સચિત્ત છે. અનેક જીવોથી યુકત છે અને તે જીવો પૃથક્ પૃથક્ સત્તાવાળા છે ત્રણ પ્રકારના શસ્ત્રપરિણત સિવાય સર્વ વાયુકાય સચિત્ત છે.

વનસ્પતિ સચિત્ત છે. તેમાં પણ અનેક જીવો છે. તે સર્વે ભિન્ન ભિન્ન છે સ્વકાય, પરકાય અને ઉભયકાય શસ્ત્રથી તે અચિત્ત થઈ જાય છે. તે સિવાયની વનસ્પતિ સચિત્ત છે તે વનસ્પતિના અનેક ભેદો છે, તે આ પ્રમાણે —

(૧) જેની ટોચ પર બીજ હોય તેવી અગ્રબીજ વનસ્પતિ ( કોરંટાદિ—હજારીગુલાદિ )

(૨) જેના મૂળમા બીજ હોય તે મૂળબીજ વનસ્પતિ ( ઉત્પલકંદાદિ )

(૩) જેના પર્વ ( કાતળીઓ ) મા બીજ હોય છે તે પર્વબીજ વનસ્પતિ ( શેરડી વગેરે )

(૪) જેના સ્કંધમા બીજ હોય છે તે સ્કંધબીજ વનસ્પતિ ( વડ, પીપળો વગેરે )
(૫) જેના બીજમાં બીજ રહે–જે બીજથી ઉગે તે બીજરૂહ વનસ્પતિ ( ઘઉં, બાજરી વગેરે ચોવીસ પ્રકારના અનાજ )
(૬) સંમૂર્ચ્છિમ ( સ્વય અંકુરિત–ઉત્પન્ન થાય તે ) વનસ્પતિ ( અંકુરાઓ વગેરે )
(૭) તૃણ તણગા તે ઘો વગેરે
(૮) લતા–ચંપા વગેરે વેલો એવા એવા પ્રકારના બીજોવાળી વનસ્પતિમા પૃથક્ પૃથક્ અનેક જીવો રહેલા હોય છે અને તેને શસ્ત્ર પરિણત થાય નહિ ત્યા સુધી તે સચિત્ત કહેવાય છે. તે જીવો સ્પર્શરૂપ એક ઇન્દ્રિયવાળા છે. ॥ ૪ ॥

से जे पुण इमे अणेगे बहवे तसा पाणा, तंजहा–अंडया, पोयया, जराउया, रसया, संसेइमा, संमुच्छिमा, उब्भिया, उववाइया, जेसिं केसिंचि पाणाणं, अभिक्कंतं, पडिक्कंतं, संकुचियं, पसारियं, रुयं, भंतं, तसियं, पलाइयं, आगइगइविन्नाया, जे य कीडपयंगा, जा य कुंथुपिपीलिया, सव्वे बेइंदिया, सव्वे तेइंदिया, सव्वे चउरिंदिया, सव्वे पंचिंदिया, सव्वे तिरिक्खजोणिया, सव्वे नेरइया, सव्वे मणुया, सव्वे देवा, सव्वे पाणा परमाहम्मिया । एसो खलु छट्ठो जीवनिकाओ तसकाउत्ति पवुच्चइ ॥५॥

પદાર્થાન્વય :- से [ હવે ] जे [ જે ] इमे [ આ ] तसा पाणा [ ત્રસ પ્રાણી છે તે ] पुण [ વળી ] अणेगे [ અનેક ] તથા बहवे [ ઘણા છે ] तंजहा [ તે આ પ્રમાણે ] अंडया [ ઇંડાથી ઉત્પન્ન થવાવાળા ] पोयया [ ચર્મથી વિંટાયેલા જન્મ પામે તે ] जराउया [ ઓર થી વિંટાયેલા જન્મ પામે તે ] रसया [ બગડી ગયેલા રસમાં ઉત્પન્ન થાય તે ] संसेइमा [પસીનાથી ઉત્પન્ન થાય તે] संमुच्छिमा [ સ્ત્રી–પુરુષના સંયોગવિના ઉત્પન્ન થાય તે ] उब्भिया [ ભૂમિ ને ભેદી ને ઉત્પન્ન થાય તે ] उववाइया [ ઔપપાતિક–ગર્ભવિના શય્યામા તથા કુભીમા ઉત્પન્ન થાય તે દેવ, નારક જીવો ] जेसिं केसिंचि [ જે કોઈ પણ ] पाणाणं [ પ્રાણીઓનુ ] अभिक्कंतं [ સન્મુખ આવવુ ] पडिक्कंतं [ પાછુ જવું ] संकुचियं [ શરીરને સંકોચી દેવું ] पसारियं [ વિસ્તૃત થવું–પસારવું ] रुयं [ શબ્દોચ્ચાર કરવો ] भंतं [ ભ્રમણ કરવું–ભયભ્રાત થવુ ] तसियं [ ત્રાસ પામવો ] पलाइयं [ ભાગી જવુ ] आगइगइ [ આવવું જવું ] विन्नाया [ જાણવાવાળા છે ] य [ પુન ] जे [ જે ] कीड [ કીડા ] पयंगा [ પતગિયા ] य [ અને ] जा [ જો ] कुंथुपिपीलिया [ કુંથુવા અને કીડીઓ ] सव्वे [ સર્વે ] बेइंदिया [ બે ઇન્દ્રિય જીવ ] सव्वे [ બધા ] तेइंदिया [ ત્રણ ઇન્દ્રિય વાળા જીવ ] सव्वे [ સર્વે ] चउरिंदिया [ ચાર ઇન્દ્રિયવાળા જીવ ] सव्वे [ સર્વે ] पंचिंदिया [ પાચ ઇન્દ્રિય–વાળા જીવ ] सव्वे [ સર્વે ] तिरिक्खजोणिया [ તિર્યંચ યોનિવાળા જીવ ] सव्वे [ સર્વે ] नेरइया [ નારકી જીવ ] सव्वे [ સર્વે ] मणुया [ મનુષ્ય ] सव्वे [ સર્વે ] देवा [દેવ] सव्वे [ સર્વે ] पाणा [ પ્રાણી ] परमाहम्मिया [ પરમસુખની ઇચ્છા વાળા ] एसो [આવી જાતના] खलु [ નિશ્ચય ] छट्ठो [ છઠો ] जीवनिकाओ [ જીવનિકાય ] तसकाउ [ ત્રસકાય ] त्ति [ આ પ્રમાણે ] पवुच्चइ [ કહેલ છે ].

અગ્નિને વાયુથી વધારવો કે ઠારવો નહિ તેનું પરસ્પર સંઘટ્ટન કરવું નહિ, ધૂળ વગેરે નાખી તેને ભેદવો નહિ. કાષ્ઠ નાખી તેને સળગાવવો નહિ, કિંવા ઓળવવો નહિ. બીજા પાસે વાયુથી વૃદ્ધિ કરાવવી નહિ, સંઘટ્ટન કરાવવું નહિ, ધૂળ વગેરે નાખી ભેદાવવો નહિ, કાષ્ઠ નખાવી સળગાવવાની કે વધારવાની ક્રિયા કરાવવી નહિ અને ઠરાવવો નહિ; તેમજ બીજો કોઇ વાયુથી અગ્નિની વૃદ્ધિ કરતો હોય, પરસ્પર સંઘટ્ટન કરતો હોય, ભેદન કરતો હોય, સળગાવતો કે પેટાવતો હોય કિંવ ઓલવતો હોય તો તે સારૂં કરે છે એમ પણ અનુમોદના આપવી નહિં.

શિષ્યે કહ્યું :— હે પૂજ્ય ! હું જીવન પર્યન્ત મનથી, વચનથી, કે કાયાથી તેવું કરીશ નહિ, કરાવીશ નહિ તેમ જ અનુમોદના પણ આપીશ નહિ. પૂર્વ કાળે પણ તત સંબંધી જે કાંઇ પાપ થયું હોય તેનાથી હું નિવૃત્ત થાઉં છું. તે પાપને આત્મસાક્ષીએ નિંદુ છુ. આપની સાક્ષીએ તે પાપને ધિક્કારૂં છુ તથા હવેથી તેવા પાપકારી કાર્યથી મારા આત્માને અલગ કરૂં છું ॥૧૬॥

---

## વાયુકાયની યતના

से भिक्खू वा भिक्खुणी वा संजय–विरय–पडिहय–पच्चक्खाय–पावकम्मे, दिआ वा, राओ वा, एगओ वा, परिसागओ वा, सुत्ते वा जागरमाणे वा, से सिएण वा, विहुय–णेण वा, तालिअंटेण वा, पत्तेण वा, पत्तभंगेण वा, साहाए वा, साहाभगेण वा, पिहुणेण वा, पिहुणहत्थेण वा, चेलेण वा, चेलकण्णेण वा, हत्थेण वा, मुहेण वा, अप्पणो वा कायं, बाहिरं वावि पुग्गलं, न फुमिज्जा, न वीएज्जा, अन्नं न फुमाविज्जा, न वीआविज्जा, अन्नं फुमतं वा, वीअंतं वा, न समणुजाणामि, जावज्जीवाए तिविहं तिविहेणं मणेणं वायाए काएणं न करेमि न कारवेमि करंतं पि अन्नं न समणुजाणेज्जा । तस्स भन्ते ! पडि–क्कमामि निन्दामि गरिहामि अप्पाणं वोसिरामि ॥१७॥

પદાર્થાન્વય :— से [ તે ] भिक्खू वा. [ સાધુ અથવા ] भिक्खुणी वा [ સાધ્વી ] संजय [ નિરન્તર યત્નશીલ ] विरय [ પાપ કર્મથી વિરત અથવા વિવિધ પ્રકારના તપકર્મોમા રક્ત ] पडिहय पच्चक्खाय पावकम्मे [ ભૂતકાળના પાપકર્મને જેણે નષ્ટ કરી દીધેલ છે અને ભવિષ્યમાટે ત્યાગ કરેલ છે તે ] दिआ वा [ દિવસમાં અથવા ] राओ वा [ રાત્રિમાં અથવા ] एगअ वा [ એકલો હોય અથવા ] परिसागओ वा [ સમૂહમાં હોય અથવા सुत्ते वा [ સૂતા હોય કે ] जागरमाणे वा [ જાગતા હોય ] से [ તે ] सिएण वा [ શ્વેત ચામરથી અથવા ] विहुयणेण वा

[ પંખાથી અથવા ] **तालिअंटेण वा** [ તાડ વૃક્ષના પંખાથી અથવા ] **पत्तेण वा** [ કમળ આદિના પત્તાથી અથવા ] **पत्तभंगेण वा** [ કેળના પાદડાના ટુકડાથી અથવા ] **साहाए वा** [ શાખાથી અથવા ] **साहाभंगेण वा** [ શાખાઓના ટુકડાથી અથવા ] **पिहुणेण वा** [ મયૂરની પીંછીથી અથવા ] **पिहुणहत्थेण वा** [ મયૂરાદિ પીંછીઓની પૂંજણીથી અથવા ] **चेलेण** [ વસ્ત્રથી અથવા ] **चेलकण्णेण वा** [ વસ્ત્રના ટુકડાથી અથવા ] **हत्थेण वा** [ હાથથી અથવા ] **मुहेण वा** [ મુખથી ] **अप्पणो वा कायं** [ પોતાના શરીરને અથવા ] **वाहिरं वा वि पुग्गल** [ બહારના પુદ્‌ગલોને ] **न फुमिज्जा** [ ફૂંક મારે નહિ ] **न वीएज्जा** [ પંખાદિથી વીંઝે નહિ ] **अन्नं** [ બીજા દ્વારા ] **फुमंतं वा** [ ફુંક મરાવે નહિ ] **न वीयाविज्जा** [ પંખાદિથી વિંઝાવે નહિ ] અને **फुमंतं वा** [ ફૂંક મારતા હોય ] **वीअंतं वा** [ પંખાદિથી પવન કરતા હોય ] **अन्न** [ બીજી કોઇ વ્યક્તિની ] **न समणुजाणिज्जा** [ અનુમોદના કરે નહિ ] **जावज्जीवाए** [ જીવન પર્યંત ] **तिविहं** [ ત્રિવિધ ] **तिविहेणं** [ ત્રિવિધથી ] **मणेणं** [ મનથી ] **वायाए** [ વચનથી ] **काएण** [ કાયાથી ] **न करेमि** [ કરૂં નહિં ] **न कारवेमि** [ કરાવું નહિં ] **करंतं पि** [ કરતા હોય તેની પણ ] **अन्नं** [ અન્યની ] **न समणुजाणामि** [ અનુમોદના કરું નહિં ] **भंते** [ હે ભગવન્ ! ] **तस्स** [ તેનુ ] **पडिक्कमामि** [ હું પ્રતિક્રમણ કરૂં છુ ] **निंदामि** [ નિંદા કરૂં છું ] **गरिहामि** [ ગર્હણ કરું છુ ] **अप्पाणं** [ આત્માને ] **वोसिरामि** [ અલગ કરૂં છુ ]

ભાવાર્થ.— ગુરુએ કહ્યુ – સંયમી, પાપથી વિરત અને નવા પાપકર્મ બાંધવાના પ્રત્યાખ્યાન લેનાર તે સાધુ હો કે સાધ્વી હો, તેણે દિવસે કે રાત્રે એકાકી કે પરિષદમાં સૂતા કે જાગતા, કદી પણ સિત-ચામરથી, પંખાથી તાડના-પાદડાના પંખાથી પાદડાથી કે પાદડાના કટકાથી, વૃક્ષની શાખાથી કે શાખાના કટકાથી, મોરપીંછથી કે મોરપીંછના હાથાથી, વસ્ત્રથી કે વસ્ત્રના છેડાથી, હાથથી કે મુખથી પોતાની કાયાને [ ગરમીથી બચાવવા સારૂં ] કે બહારના [ ઉષ્ણ ] પુદ્‌ગલને ( ઠારવામાટે ) ફૂંક મારવી નહિ કે વીંજણાથી વાયુ નાખવો નહિ, બીજા પાસે ફૂંક મરાવવી નહિં કે વીંજણાથી વાયુ નાખતો હોય તો 'તે ઠીક કરે છે' એમ માનવું નહિ.

શિષ્યે કહ્યુ — હે પૂજ્ય ! હું જીવનપર્યન્ત મનથી, વચનથી કે કાયાથી તેવુ કરીશ નહિ, કરાવીશ નહિ, તેમજ અનુમોદન પણ આપીશ નહિ. પૂર્વકાળે પણ તત્ સંબંધી જે કંઇ પાપ થયુ હોય તેનાથી હું નિવૃત્ત થાઉં છુ, તે પાપને આત્મસાક્ષીએ હું નિંદુ છુ આપની પાસે તે પાપની ગર્હા કરું છુ અને હવેથી તેવા પાપકારી કર્મથી મારા આત્માને અળગો કરું છુ. ॥૧૭॥

---

[ સારૂં સમજું નહીં ] तस्य [ તેથી ] भंते [ હે ભદન્ત ! ] पडिक्कमामि [ પ્રતિક્રમણ કરૂં છું ] निंदामि [ નિન્દા કરૂં છું ] गरिहामि [ ગર્હણા કરૂં છું. ] તથા अप्पाणं [ પોતાના આત્માને ] वोसिरामि [ અલગ કરૂં છું ] भंते [ હે ગુરો ! ] पढमे [ પ્રથમ ] महव्वए [ મહાવ્રતમાં ] उवट्ठिओमि [ ઉપસ્થિત થયો છું. ] सव्वाओ पाणाइवायाओ [ સર્વ પ્રકારના પ્રાણાતિપાતથી ] वेरमणं [ નિવૃત્તિ છે ]

ભાવાર્થ :— શિષ્યે કહ્યું :- હે પૂજ્ય ! પહેલા મહાવ્રતમાં શું કરવાનું હોય છે ? ગુરુદેવે કહ્યું– પહેલા મહાવ્રતમાં જીવની હિંસાથી વિરામ પામવાનું હોય છે.

શિષ્ય— અહો ભગવન્ ! હું સર્વ પ્રકારે પ્રાણાતિપાતનું પ્રત્યાખ્યાન કરૂં છું.

ગુરુએ કહ્યુ :- તે પ્રાણીઓ ચાર પ્રકારનાં છે. (૧) સૂક્ષ્મ ( નાના શરીર વાળા જીવો ) તથા (૨) બાદર ( મોટા શરીર વાળા જીવો ) તેમજ (૩) ત્રસ ( હાલતા ચાલતા જીવો ) તથા (૪) સ્થાવર ( પૃથ્વીથી માંડીને વનસ્પતિ સુધીના જીવો ) આ પ્રાણીઓના પ્રાણોનો સ્વયં અતિપાત ( ઘાત ) કરવો નહિ, અન્ય પાસે કરાવવો નહિ કે ઘાત કરનારાને અનુમોદન આપવું નહિ.

આ સાંભળીને શિષ્યે કહ્યું :— ગુરુદેવ ! જીવન પર્યંત હું ત્રણ કરણ અને ત્રણયોગોથી અર્થાત્ મન, વચન, કાયાથી હિંસા કરીશ નહિ, કરાવીશ નહિ. કે હિંસા કરનારને અનુમોદન આપીશ નહિ. અને પૂર્વ કાળમાં હિંસા દ્વારા જે પાપ કર્યું છે તેથી હું નિવૃત્ત થાઉં છું. મારા આત્માની સાક્ષીએ તે પાપને નિંદુ છું. આપની પાસે તેની ગર્હા કરૂં છું અને હવેથી તેવા પાપકારી કર્મથી મારા આત્માને અલગ કરૂં છુ. હે પૂજ્ય ! એ પ્રમાણે પહેલા પ્રાણાતિપાત વિરમણ મહાવ્રતમાં હું ઉપસ્થિત થયો છુ ॥ ૭ ॥

अहावरे दुच्चे भन्ते ! महव्वए मुसावायाओ वेरमणं । सव्वं भन्ते ! मुसावायं पच्चक्खामि । से कोहा वा, लोहा वा, भया वा, हासा वा, नेव सयं मुसं वइज्जा, नेवऽन्नेहिं मुसं वायाविज्जा, मुसं वयन्तेवि अन्ने न समणुजाणेज्जा जावज्जीवाए, तिविहं तिविहेणं मणेणं वायाए काएणं न करेमि न कारवेमि करन्तंपि अन्नं न समणुजाणामि। तस्स भन्ते ! पडिक्कमामि निन्दामि गरिहामि अप्पाणं वोसिरामि। दुच्चे भन्ते ! महव्वए उवट्ठिओमि सव्वाओ मुसावायाओ वेरमणं ॥८॥

અન્વયાર્થ :— अह [ હવે ] भंते [ હે ભદન્ત ! ] मुसावायाओ [ મૃષાવાદથી ] वेरमणं [ નિવૃત્તિ રૂપ ] अवरे [ પહેલા પછી અન્ય ] दुच्चे [ બીજા ] महव्वए [ મહાવ્રતમાં ] भंते [ હે ગુરો ! ] सव्वं [ સર્વ ] मुसावायं [ મૃષાવાદના ] पच्चक्खामि [ પ્રત્યાખ્યાન કહું છું ] से [ તે ] कोहा वा [ ક્રોધથી ] लोहा वा [ અથવા લોભથી ] भया वा [ અથવા ભયથી ]

हासा वा [ અથવા હાસ્યથી ] नेव [ નહીં ] सयं [ સ્વય હુ ] मुसं [ મૃષાવાદ ] वइज्जा [ બોલુ ] नेव [ નહીં ] अन्नेहिं [ બીજા દ્વારા ] मुसं [ મૃષાવાદ ] वायाविज्जा [ બોલાવું ] मुसं वयंतेऽवि अन्ने [ અસત્ય બોલતા બીજાને ] न समणुजाणामि [ સારૂ પણ ન સમજું ] जावज्जीवाए [ જીવન પર્યંત ] तिविहं [ ત્રિવિધ ] तिविहेणं [ ત્રિવિધથી ] मणेणं [મનથી] वायाए [ વચનથી ] काएणं [ કાયાથી ] न करेमि [ ન કરૂં ] न कारवेमि [ ન કરાવુ ] करंतंपि अन्नं [ કરનાર બીજાને ] न समणुजाणामि [ સારૂ ન સમજું ] भंते [ હે ભગવન્ ] तस्स [ તે અસત્યરૂપ દંડનું ] पडिक्कमामि [ હુ પ્રતિક્રમણ કરૂં છુ ] निंदामि [ નિંદા કરૂ છું ] गरिहामि [ ગર્હણા કરૂ છુ ] अप्पाणं [ પાપરૂપ આત્માનો ] वोसिरामि [ પરિત્યાગ કરૂ છુ ] भंते [ હે ભગવન્ ! ] दुच्चे [ દ્વિતીય ] महव्वए [ મહાવ્રતમા ] सव्वाओ [ સર્વ ] मुसावायाओ [ મૃષાવાદથી ] वेरमण [ નિવર્તન છે ] उवट्ठिओमि [ હુ ઉપસ્થિત થયો છું. ]

ભાવાર્થ — શિષ્યે પૂછ્યુ – હે ભગવન્ ! હવે બીજા મહાવ્રતમા શુ કરવાનુ હોય છે ?

ગુરુએ કહ્યુ — બીજા મહાવ્રતમાં મૃષાવાદ ( અસત્ય ભાષણ ) થી નિવર્તવાનુ હોય છે.

શિષ્યે કહ્યું — હે પૂજ્ય ! હુ સર્વ પ્રકારે મૃષાવાદના પ્રત્યાખ્યાન કરૂ છુ

ગુરુએ કહ્યુ — ક્રોધથી, લોભથી, ભયથી, કે હાસ્યથી અસત્ય સ્વય ન બોલવુ, બીજાઓ દ્વારા ન બોલાવવુ કે અસત્ય બોલનારાને અનુમોદન પણ ન આપવું.

શિષ્યે કહ્યું — પૂજ્ય ! હુ જીવન પર્યંત ત્રણ કરણ અને ત્રણ યોગે કરી અર્થાત્ મ , વચન, કાયા દ્વારા અસત્ય બોલવાનું કાર્ય નહિ કરૂ, બીજા પાસે નહિ કરાવુ, કિંવા અસત્ય બોલનારાને અનુમોદન પણ નહિ આપુ તેમજ પૂર્વકાળે જે કોઈ તત્ સબધી પાપ થયું હોય તેનાથી હુ નિવૃત્ત થાઉં છુ આત્મસાક્ષીએ તે પાપને નિંદુ છુ, આપની પાસે ને પાપની ગર્હા કરૂ છું અને હવેથી તેવા પાપકારી કર્મથી મારા આત્માને સર્વથા અળગો કરુ છુ ॥ ૮ ॥

अहावरे तच्चे भन्ते ! महव्वए अदिन्नादाणाओ वेरमणं । सव्वं भन्ते ! अदिन्नादाणं पच्चक्खामि । से गामे वा, नगरे वा, रण्णे वा, अप्पं वा, वहुं वा, अणुं वा, थूलं वा, चित्तमन्तं वा, अचित्तमंतं वा नेव सयं अदिन्नं गिण्हिज्जा, नेवऽन्नेहिं अदिन्नं गिण्हाविज्जा, अदिन्नं गिण्हन्तेऽवि अन्ने न समणुजाणेज्जा, जावज्जीवाए तिविहं तिविहेणं मणेणं वायाए काएणं न करेमि, न कारवेमि करन्तंपि अन्नं न समणु-

जाणामि । तस्स भन्ते ! पडिक्कमामि निन्दामि गरिहामि अप्पाणं वोसिरामि । तच्चे भन्ते ! महव्वए उवट्ठिओमि सव्वाओ अदिन्नादाणाओ वेरमणं ॥९॥

પદાર્થાન્વય :— अहावरे [ હવે પછી ] भंते [ હે ભદન્ત ! ] तच्चे [ તૃતીય ] महव्वए [ મહાવ્રતમાં ] अदिन्नादाणाओ [ અદત્તાદાનથી ] वेरमणं [ વિરમવાનું છે ] भंते [ હે ભદન્ત ! ] सव्वं [ સર્વ ] अदिन्नादाणं [ અદત્તાદાનનું ] पच्चक्खामि [ પ્રત્યાખ્યાન કરૂં છું ] से [ તે ] गामे वा [ ગામમાં કે ] नगरे वा [ નગરમાં કે ] रण्णे [ અટવીમાં કે ] अप्पं वा [ અલ્પ મૂલ્ય વાળા પદાર્થો કે ] बहुं वा [ બહુ મૂલ્યવ.ળા પદાર્થ અથવા ] अणुं वा [ સૂક્ષ્મ પદાર્થ અથવા ] थूलं वा [ સ્થૂલ પદાર્થ અથવા ] चित्तमंतं वा [ સચિત્ત પદાર્થ અથવા ] अचित्तमंतं वा [ અચિત્ત પદાર્થ ] अदिन्नं [ કોઇના આપ્યા વિના ] नेव सयं गिण्हिज्जा [ સ્વયં ગ્રહણ ન કરે ] अन्नेहिं [ બીજા પાસેથી ] अदिन्नं [ અદત્તને ] नेव गिण्हाविज्जा [ ગ્રહણ મન કરાવે અને अदिन्नं [ અદત્તને ] गिण्हंतेवि [ ગ્રહણ કરનાર ] अन्ने [ બીજાને ] न समणुजाणेज्जा [ અનુમોદના ન કરે ] जावज्जीवाए [ જીવન પર્યંત ] तिविहं [ ત્રિવિધ ] तिविहेणं [ ત્રિવિધથી ] मणेणं [ મનથી ] वायाए [ વચનથી ] काएण [ કાયાથી ] न करेमि [ ન કરૂં ] न कारवेमि [ ન કરાવુ ] करंतंपि [ કરતા હોય તે ] अन्ने [ અન્યને ] न समणुजाणामि [ સારૂં ન જાણુ ] तस्स [ તે પાપ રૂપ દંડથી ] भंते [ હે ભગવન્ ! ] पडिक्कमामि [ હું ] [ પ્રતિક્રમણ કરૂં છું ] निन्दामि [ નિંદા કરૂં છું ] गरिहामि [ ગર્હણા કરૂં છું ] अप्पाण [ આત્માને ] वोसिरामि [ અલગ કરૂં છું ] भन्ते [ હે ભગવન્ ! ] सव्वाओ [ સર્વ પ્રકારના ] अदिन्नादाणाओ [ અદત્તાદાનથી ] वेरमणं [ વિરમણરૂપ ] तच्चे [ તૃતીય ] महव्वए [ મહાવ્રતમા ] उवट्ठिओमि [ હું ઉપસ્થિત થયો છું ]

ભાવાર્થ :— શિષ્યે પૂછયું :– ગુરૂદેવ ! ત્રીજા મહાવ્રતમા શું કરવાનું હોય છે ?

ગુરુએ કહ્યું :— ત્રીજા મહાવ્રતમાં અદત્તાદાનથી વિરમવાનું છે

શિષ્યે કહ્યુ :— હે પૂજ્ય ! હું સર્વ પ્રકારે અદત્તાદાન ( અણુહકનું લેવુ અથવા આપ્યા–વિનાનું લેવું ) તેનો ત્યાગ કરૂં છું.

ગુરુએ કહ્યું :— ગામમા, નગરમાં કે અરણ્યમા કોઇપણુ સ્થળે અલ્પ હો કે બહુ હો, નાની ચીજ હો કે મોટી ચીજ હો, સચિત્ત (પશુ, મનુષ્ય ઇત્યાદિ સજીવ વસ્તુ ) હો કે અચિત્ત હો, તેમાંહેની કોઇ પણ વસ્તુ અદત્ત હોય તે સ્વયં ગ્રહણ ન કરવુ, ન કરાવવું ગ્રહણ કરનારને અનુમોદન ન આપવું.

શિષ્યે કહ્યું :— હે પૂજ્ય ! હું જીવન પર્યંત ત્રણ કરણ અને ત્રણ યોગે કરી અર્થાત્ મન, વચન, કાયા દ્વારા ચોરી નહીં કરૂં, નહી કરાવું કે ચોરી કરતા હોય તેમાં સારૂં છે નહીએંત

માનુ અને પૂર્વકાળે તે સબધી જે કઇ પાપ થયુ હોય તેથી હુ નિવૃત્ત થાઉ છુ આત્મસાક્ષીએ તે પાપને નિંદુ છુ. આપની સમક્ષ તેની ગર્હા કરૂ છુ અને હવે પછી તેવા પાપકારી કર્મથી મારા આત્માને અલગ કરું છુ ॥ ૯ ॥

अहावरे चउत्थे भन्ते ! महव्वए मेहुणाओ वेरमणं । सव्वं भन्ते ! मेहुणं पच्चक्खामि । से दिव्वं वा, माणुसं वा, तिरिक्खजोणियं वा, नेव सयं मेहुणं सेविज्जा, नेवऽन्नेहिं मेहुणं सेवाविज्जा, मेहुणं सेवन्तेऽवि अन्ने न समणुजाणेज्जा । जावज्जीवाए तिविहं तिविहेणं मणेणं वायाए काएणं न करेमि न कारवेमि करन्तंपि अन्नं न समणुजाणामि । तस्स भन्ते ! पडिक्कमामि निन्दामि गरिहामि अप्पाण वोसिरामि । चउत्थे भन्ते ! महव्वए उवट्ठिओमि सव्वाओ मेहुणाओ वेरमणं ॥१०॥

પદાર્થાન્વય — भन्ते [ હે ભગવન્ ! ] अहावरे [ હવે પછીના ] चउत्थे [ ચતુર્થ ] महव्वए [ મહાવ્રતમા ] मेहुणाओ [ મૈથુનથી ] वेरमण [ વિરમવાનું હોય છે ] भन्ते હે ભગવન્ !] सव्वं [ સર્વ પ્રકારના ] मेहुण [ મૈથુનના ] पच्चक्खामि [ પ્રત્યાખ્યાન કરૂ છુ ] से [ તે ] दिव्वं वा [ દેવ સબધી અથવા ] माणुसं वा [ મનુષ્ય સંબંધી અથવા ] तिरिक्खजोणिय वा [ તિર્યગ્યોનિ સબધી ] मेहुणं [ મૈથુનનુ ] सयं [ સ્વય ] नेव सेविज्जा [સેવન નહિ કરૂ ] अन्नेहिं [બીજાદ્વારા ] मेहुणं [ મૈથુનનુ ] नेव सेवाविज्जा [ સેવન નહિ કરાવું ] मेहुणं [ મૈથુનનું ] सेवन्तेऽवि अन्ने [ સેવણ કરતા અન્ય જીવોને પણ ] न समणुजाणेज्जा [ સારૂં નહિ સમજુ ] जावज्जीवाए [ જીવન પર્યંત ] तिविहं [ ત્રિવિધ ] तिविहेण [ ત્રિવિધથી ] मणेणं [ મનથી ] वायाए [ વચનથી ] काएणं [ કાયાથી ] न करेमि [ ન સેવું ] न कारवेमि [ ન સેવરાવવુ ] करतंपि [ સેવન કરનાર ] अन्नं [ અન્યની ] न समणुजाणामि [ અનુમોદના નહિ કરૂ ] भंते [ ભગવન્ ! ] तस्स [ તેનુ ] पडिक्कमामि [ પ્રતિક્રમણ કરૂ છુ ] निंदामि ( નિંદા કરૂ છુ ) गरिहामि ( ગર્હણા કરૂ છું અને ) अप्पाणं ( આત્માને ) वोसिरामि ( અલગ કરૂં છુ ) भंते ( ભગવન્ ) चउत्थे ( ચતુર્થ ) महव्वए ( મહાવ્રતમા ) उवट्ठिओमि ( હુ ઉપસ્થિત થયો છુ જે ) सव्वाओ ( સર્વ પ્રકારે ) मेहुणाओ ( મૈથુનથી ) वेरमणं (વિરતિરૂપ છે )

ભાવાર્થ ।— શિષ્યે પૂછ્યું — ભગવન્ ! હવે ચોથાવ્રતમા શુ કરવાનુ હોય છે ? તે કૃપા કરીને કહો

ગુરુએ કહ્યુ — ચોથા મહાવ્રતમા મૈથુનથી નિવર્તવાનુ હોય છે.

શિષ્યે કહ્યુ ·— ગુરુદેવ ! હું મૈથુનનો સર્વથા ત્યાગ કરૂ છુ

ગુરૂએ કહ્યું — દેવ સબધી, મનુષ્ય સંબંધી કે તિર્યંચ સંબધી એમ ત્રણેય જાતિ

પૈકી કોઈ સાથે મૈથુન સેવવું નહિ, બીજા પાસે મૈથુન સેવન કરાવવું નહિ, કે તેવા મૈથુન સેવનારાને અનુમોદન આપવું નહિ.

શિષ્યે કહ્યું :— પૂજ્ય ! હું જીવન પર્યંત ત્રણ કરણ અને ત્રણ યોગે કરી અર્થાત્ મન, વચન, કાયાએ કરી મૈથુન સેવન નહિ કરૂં, બીજા પાસે મૈથુન સેવન નહિ કરાવું કે મૈથુન સેવનારને અનુમોદન પણ નહિ આપું. તેમજ પૂર્વકાળે તત્ સંબંધી જે કંઇ પાપ થયું હોય તેનાથી હું નિવૃત્ત થાઉં છું, તેની નિંદા કરૂં છું, આપની પાસે તે પાપની ગર્હણા કરૂં છું અને હવેથી તેવા પપકારી કર્મથી મારા આત્માને અલગ કરૂં છું [ સાધ્વી જાતિને તથા સાધુજાતિને બન્ને ને ઉપરના પ્રત્યાખ્યાન પોતાની જાતિ પ્રમાણે લેવાનાં અને પાળવાનાં હોય છે. ] ॥ ૧૦ ॥

अहावरे पंचमे भन्ते महव्वए परिग्गहाओ, वेरमणं, सव्वं भन्ते परिग्गहं पच्चक्खामि । से अप्पं वा वहुं वा अणुं वा थूलं वा चित्तमंतं वा अचित्तमंतं वा, नेव सयं परिग्गहं परिगिण्हेज्जा नेवन्नेहिं परिग्गहं परिगिण्हाविज्जा परिग्गहं परिगिण्हंते वि अन्ने न समणुजाणेज्जा जावज्जीवाए तिविहं तिविहेणं मणेणं वायाए काएणं न करेमि, न कारवेमि, करन्तंपि अन्नं न समणुजाणामि । तस्स भन्ते ! पडिक्कमामि निन्दामि गरिहामि अप्पाणं वोसिरामि । पंचमे भंते महव्वए उवट्ठिओमि सव्वाओ परिग्गहाओ वेरमणं ॥११॥

પદાર્થાન્વય .— अहावरे ( હવે પછીના ) भंते ( હે ભદન્ત ! ) पंचमे ( પાચમા ) महव्वए ( મહાવ્રતમાં ) परिग्गहाओ ( પરિગ્રહથી ) वेरमणं ( નિવૃત્ત થવાનું છે ) भंते ( ભગવન્ ! ) सव्वं ( સર્વ ) परिग्गहं ( પરિગ્રહને ) पच्चक्खामि ( હું પ્રત્યાખ્યાન કરૂં છું ) से ( તે આ પ્રમાણે ) अप्पं वा ( અલ્પ મૂલ્યવાળ , અથવા ) वहुं वा ( બહુ મૂલ્યવાન અથવા ) अणुं वा ( સૂક્ષ્મ આકારવાન અથવા ) थूलं वा ( સ્થૂલ આકારવાન અથવા ) चित्तमंतं वा ( ચેતનાવાન અથવા ) अचित्तमंतं वा ( અચેતન ) परिग्गहं ( પરિગ્રહને ) सयं ( સ્વયં ) नेव परिगिण्हिज्जा ( ગ્રહણ ન કરૂં ) नेव अन्नेहिं ( નહિં અન્ય પાસે ) परिग्गहं ( પરિગ્રહને ) परिगिण्हाविज्जा ( ગ્રહણ કરાવું ) न ( નહિં ) परिग्गहं ( પરિગ્રહને ) परिगिण्हंते वि ( ગ્રહણ કરનારા ) अन्ने ( અન્યને ) समणुजाणामि ( સારૂં સમજું ) जावज्जीवाए ( જીવન પર્યંત ) तिविहं ( ત્રિવિધ ) तिविहेणं ( ત્રિવિધથી ) मणेणं ( મનથી ) वायाए ( વચનથી ) काएणं ( કાયાથી ) न करेमि ( ન કરૂં ) न कारवेमि ( ન કરાવું ) करंतंपि ( કરનાર પણ ) अन्नं ( બીજાની) न समणुजाणामि ( અનુમોદના ન કરૂં ) भंते ( ભગવન્ ) तस्स ( તેનું ) पडिक्कमामि ( પ્રતિક્રમણ કરૂં છું ) निंदामि ( નિન્દા કરૂં છુ ) गरिहामि ( ગર્હણા કરૂં છું ) अप्पाणं ( આત્મા ને ) वोसिरामि ( છોડું છું ) भंते ( હે ભગવન્ ! ) पंचमे महव्वए ( પાંચમા મહાવ્રતમા )

सव्वाओ ( સર્વ પ્રકારના ) परिग्गहाओ ( પરિગ્રહથી ) वेरमणं ( વિરતિ છે તેમાં ) उवट्ठिओमि ( હુ ઉપસ્થિત થયો છુ )

ભાવાર્થ — શિષ્યે પૂછ્યુ "— ભગવન ! હવે પાચમા મહાવ્રતમા શુ કરવાનુ છે ?

ગુરુએ કહ્યું — પાચમા મહાવ્રતમાં પરિગ્રહ (પદાર્થપરની મૂર્છા) થી વિરમવાનુ છે

શિષ્યે કહ્યુ — પૂજ્ય ! હું સર્વથા પરિગ્રહને પરિહરૂ (ત્યાગુ) છુ

ગુરુએ કહ્યું — તે થોડા હોય કે બહુ હોય (અલ્પ મૂલ્યવાળા તથા ભારથી પણ હળવા) કોડી વગેરે તથા વજનમા ભારી અને મૂલ્યમાં હલકા કાષ્ઠાદિ દ્રવ્ય) નાના હોય કે મોટા હોય (વજન થોડુ અને મૂલ્ય ઘણુ જેમ હીરા રત્ન વગેરે તથા વજન વધારે અને મૂલ્ય પણ ઘણું હોય જેમ હાથી વગેરે) સચિત્ત (શિષ્ય વગેરે) હોય કે અચિત્ત (બીજું દ્રવ્ય) હોય, તે માહેની કોઈપણ વસ્તુનો પરિગ્રહ કરવો નહિ, બીજા પાસે પરિગ્રહ કરાવવો નહિ અને પરિગ્રહ કરનારાને અનુમોદન પણ આપવું નહિ (પરિગ્રહમા સચિત્ત ગણાવવાનુ કારણ એ છે કે પરિગ્રહના ત્યાગી મુનિઓ શિષ્યાદિને તેના વાલીની આજ્ઞા વગર સાથે રાખી શકે નહિ અને તેવી પ્રવૃત્તિ કરે તો તેઓ [illegible] પાચમું મહાવ્રત ખડિત થાય છે)

શિષ્યે કહ્યું — હે પૂજ્ય! જીવન પર્યંત ત્રણ કરણ અને ત્રણ યોગે કરી અર્થાત્ મન, વચન ને કાયાદ્વારા હુ પરિગ્રહ કરીશ નહિ, બીજા દ્વારા પરિગ્રહ કરાવીશ નહિ કે પરિગ્રહ કરનારાને અનુમોદન પણ આપીશ નહિ પૂર્વકાળે તત સંબધી જે કઇ પાપ થયુ હોય તેનાથી નિવૃત્ત થાઉ છુ તે પાપને આત્મસાક્ષીએ નિન્દુ છું. આપની સમક્ષ તે પાપની ગર્હણા કરુ છુ અને હવેથી તેવા પાપકારી કર્મથી મારા આત્માને અળગો કરું છુ ॥૧૧॥

**अहावरे छट्ठे भन्ते ! वए राइभोयणाओ वेरमणं, सव्वं भन्ते ! राइभोयणं पच्चक्खामि, से असणं वा पाणं वा खाइम वा साइम वा नेव सयं राइं भुंजिज्जा, नेवऽन्नेहिं राइं भुंजाविज्जा, राइं भुंजंते वि अन्ने न समणुजाणेज्जा, जावज्जीवाए तिविहं तिविहेणं मणेणं वायाए काएणं न करेमि न कारवेमि करन्तंपि अन्नं न समणुजाणामि, तस्स भन्ते ! पडिक्कमामि निन्दामि गरिहामि अप्पाणं वोसिरामि । छट्ठे भन्ते ! वए उवट्ठिओमि, सव्वाओ राइभोयणाओ वेरमणं ॥१२॥**

પદાર્થાન્વય — भंते ( હે ભગવન્ ! ) अहावरे ( હવે પછીના ) छट्ठे ( છઠ્ઠા ) वए ( વ્રતમા ) राइभोयणाओ ( રાત્રિ ભોજનથી ) वेरमणं ( વિરમવાનુ છે ) भंते ( હે ભગવન્ ! ) राइभोयणं ( રાત્રિ ભોજનને ) सव्वं ( સર્વ પ્રકારથી ) पच्चक्खामि ( પ્રત્યાખ્યાન કરૂં છું ) से ( તે આ પ્રમાણે ) असणं वा ( અન્નાદિ, અથવા ) पाणं वा ( પાણી, અથવા ) खाइमं वा ( ખાદ્ય પદાર્થ, અથવા ) साइमं वा ( સ્વાદ્ય પદાર્થ ) सयं ( સ્વય ) राइं ( રાત્રિના સમયે )

नेव भुंजिज्जा ( ભોજન નહીં કરે ) अन्नेहिं ( બીજા પાસે ) राइं ( રાત્રિમા ) नेव भुंजाविज्जा ( ભોજન નહિ કરાવે ) राइं भुंजंतेवि ( રાત્રિ ભોજન કરનાર ) अन्ने ( બીજા કોઈથી ) न समणुजाणेज्जा ( અનુમોદના નહિ કરે ) जावज्जीवाए ( જીવન પર્યંત ) तिविहं ( ત્રિવિધ ) तिविहेणं ( ત્રિવિધથી ) मणेणं ( મનથી ) वायाए ( વચનથી ) काएणं ( કાયાથી ) न करेमि ( ન કરું ) न कारवेमि ( ન કરાવું ) करंतंपि अन्नं ( કરતા હોય તેવા અન્યની પણ ) न समणुजाणामि [ અનુમોદના નહિ કરું ] तस्स ( તેનુ ) भंते ( હે ભગવન્ ! ) पडिक्कमामि ( પ્રતિક્રમણ કરું છુ ) निंदामि ( નિંદા કરું છું ) गरिहामि ( ગર્હણા કરું છુ ) अप्पाणं ( આત્માને ) वोसिरामि ( પરિત્યાગ કરું છુ ) भंते ( હે ભગવન્ ! ) छट्टे ( છઠ્ઠા ) वए ( વ્રતમાં ) सव्वाओ ( સર્વ પ્રકારના ) राईभोयणाओ ( રાત્રિ ભોજનથી ) वेरमणं ( વિરમણ થાય છે તેમાં ) उवट्ठिओमि ( ઉપસ્થિત થયો છું )

ભાવાર્થ — શિષ્યે પૂછ્યુ .— હે ભગવન્ ! હવે છઠ્ઠા વ્રતમા શુ કરવાનું છે ?

ગુરુએ કહ્યુ — છઠ્ઠા વ્રતમા રાત્રિભોજનથી વિરમવાનુ હોય છે

શિષ્યે કહ્યુ :- હે ગુરુદેવ ! હુ રાત્રિભોજનનો જીવનપર્યંત સર્વથા ત્યાગ કરૂ છુ .

ગુરુએ કહ્યુ .— અન્ન, પાણી, ખાદિમ (મેવા વગેરે ખોરાક) તથા સ્વાદિમ (મુખવાસાદિ) એમ ચારે પ્રકારના આહારને રાત્રે સ્વય ન ભોગવવો, ભોગાવવો નહિ કે રાત્રિ ભોજન કરનારને અનુમોદન આપવુ નહિ

શિષ્યે કહ્યુ - હે પૂજ્ય ! હુ જીવન પર્યંત ત્રણ કરણ અને ત્રણ યોગે કરી અર્થાત્ મન, વચન અને કાયા દ્વારા રાત્રિભોજન કરીશ નહિ, કરાવીશ નહિ કે રાત્રિભોજન કરનારને અનુમોદના પણ આપીશ નહિ પૂર્વે જે રાત્રિભોજન સબધી પાપ કર્યું હોય તેનાથી હુ નિવૃત્ત થાઉ છુ આત્મસાક્ષીએ તે પાપને નિંદુ છુ આપની પાસે તે પાપની ગર્હા કરૂ છું અને હવેથી તે પાપકારી કર્મથી મારા આત્માને સર્વથા અલગ કરૂ છુ. ॥૧૨॥

इच्चेयाइं पच महव्वयाइं राइभोयणवेरमण छट्ठाइं अत्तहियट्ठियाए उवसंपज्जित्ताणं विहरामि॥१३॥

પદાર્થાન્વય — इच्चेयाइं ( આ અહિંસાદિ ) पंचमहव्वयाइं ( પાચ મહાવ્રતો, તથા ) राइभोयणवेरमणछट्ठाइं ( રાત્રિ ભોજન–વિરમણરૂપ છઠ્ઠાવ્રતને ) अत्तहियट्ठयाए ( આત્મહિતને માટે ) उवसंपज्जित्ताणं ( અગીકાર કરીને ) विहरामि ( વિચરૂ છુ )

ભાવાર્થ — " આ પ્રમાણે એ પાચ મહાવ્રતો તથા છઠ્ઠા રાત્રિભોજનથી નિવર્તવા–રૂપ વ્રત મળી છ વ્રતોને મારા આત્મહિતાર્થે અંગીકાર કરીને વિહરુ છુ " આમ શિષ્યે ગુરુપાસેથી યાવજ્જીવન વ્રતો અગીકાર કર્યા ॥૧૩॥

# પૃથ્વીકાયની યતના

से भिक्खू वा भिक्खुणी वा संजयविरयपडिहयपच्चक्खायपावकम्मे दिआ वा राओ वा, एगओ वा, परिसागओ वा, सुत्ते वा जागरमाणे वा, से पुढविं वा, भित्तिं वा, सिलं वा, लेलुं वा, ससरक्खं वा कायं ससरक्खं वा वत्थं, हत्येण वा, पाएण वा, कट्ठेण वा, किलिंचेण वा, अंगुलियाए वा, सिलागाए वा, सिलागहत्थेण वा, न आलिहिज्जा न विलिहिज्जा न घट्टिज्जा न भिंदिज्जा अन्नं न आलिहाविज्जा न विलिहाविज्जा न घट्टाविज्जा न भिंदाविज्जा अन्नं आलिहंतं वा विलिहंतं वा घट्टंतं वा भिंदंतं वा न समणुजाणिज्जा जावज्जीवाए तिविहं तिविहेणं मणेणं वायाए काएणं न करेमि न कारवेमि करंतं पि अन्नं न समणुजाणामि, तस्स भन्ते ! पडिक्कमामि निन्दामि गरिहामि अप्पाणं वोसिरामि ॥१४॥

પદાર્થાન્વય :— से ( તે પૂર્વોક્ત પાંચ મહાવ્રતોને ધારણ કરનારા ) भिक्खू वा ( ભિક્ષુ અથવા ) भिक्खुणी वा ( ભિક્ષુણી–સાધ્વી ) संजय ( નિરન્તર યત્નશીલ ) विरय ( નાના પ્રકારના વ્રતોમાં રત ) पडिहय ( ભૂતકાળના આપને પ્રતિહત કરનારા ) पच्चक्खायपावकम्मे ( જેણે પાપકર્મનું પ્રત્યાખ્યાન કર્યું છે, તેણે ) दिआ वा ( દિવસને વિષે અથવા ) राओ वा ( રાત્રિએ અથવા ) एगओ वा परिसागओ वा ( એકલો હોય અથવા પરિષદ્‌માં હોય ) सुत्ते वा ( સુતો હોય અથવા ) जागरमाणे वा ( જાગતો હોય ) से ( તે ) पुढविं वा ( પૃથ્વીને અથવા ) भित्तिं वा ( ભીંત – નદીના તટની માટીને અથવા ) सिलं वा ( શિલાને અથવા ) लेलुं वा ( શિલાપુત્રને – ઢેફાને અથવા ) ससरक्खं वा कायं ( સચિત્ત રજથી ભરેલા શરીરને ) ससरक्खं वा वत्थं ( સચિત્ત રજથી ભરેલા વસ્ત્રને ) हत्थेण वा ( હાથથી અથવા ) पाएण वा ( પગોથી અથવા ) कट्ठेण वा ( કાષ્ઠથી– અથવા ) किलिंचेण वा ( કાષ્ઠના ખંડથી અથવા ) अंगुलियाए वा ( અંગુલીથી અથવા ) सिलागाए वा ( લોખંડની શલાકાથી અથવા ) सिलागहत्थेण वा ( શલાકાના સમુદાયથી – લોખંડની સળીના સમૂહથી ) न आलिहिज्जा ( સચિત્ત પૃથ્વીપર લખે નહી ) न विलिहिज्जा ( વિશેષ લખે નહીં ) न घट्टिज्जा ( સ્પર્શ કરે નહીં ) न भिंदिज्जा ( સચિત્ત પૃથ્વીનું છેદન કરે નહી ) अन्नं ( બીજા દ્વારા ) न आलिहाविज्जा ( લખાવે નહીં ) न विलिहाविज्जा ( વિશેષ લખવે નહીં ) न घट्टाविज्जा ( સચિત્ત પૃથ્વીને સ્પર્શ કરાવે નહીં ) न भिंदाविज्जा ( છેદન કરાવે નહીં ) अन्नं ( બીજા ) आलिहंतं वा ( આલેખન કરતા હોય અથવા ) विलिहंतं वा ( વિશેષ આલેખન કરતા હોય અથવા ) घट्टंतं ( સ્પર્શ કરતા હોય અથવા ) भिंदंतं वा (છેદન કરનારાને)

न समणुजाणिज्जा ( અનુમોદન કરે નહીં ) जावज्जीवाए ( જીવન પર્યંત ) तिविहं ( ત્રિવિધ ) तिविहेणं ( ત્રિવિધથી ) मणेणं ( મ થી ) वायाए ( વચનથી ) काएणं ( કાયાથી ) न करेमि ( ન કરૂ ) न कारवेमि ( ન કરાઉં ) करंतंपि ( કરનારા ) अन्न ( અન્યને ) न समणुजाणामि ( સારા ન સમજુ ) भंते ( હે ભગવન્ ! ) तस्स ( તેનું ) पडिक्कमामि ( પ્રતિક્રમણ કરૂં છું ) निंदामि ( નિંદા કરૂ છું ) गरिहामि ( ગર્હણા કરૂં છુ ) अप्पाणं ( પાપકારી પ્રવૃત્તિમાંથી આત્માને ) वोसिरामि ( ત્યાગુ છુ )

ભાવાર્થ — આ ચારિત્ર ધર્મના અધિકાર પછી હવે છકાયના જીવોની શી રીતે રક્ષા કરવી ? જીવન પર્યંત શી રીતે પૂર્ણ દયાધર્મનું પાલન કરવું ? તે વિધિ બતાવે છે

ગુરુએ કહ્યું — સંયમી, પાપથી વિરત અને નવા પાપકર્મ બાંધવાના પ્રત્યાખ્યાન લેનાર ભિક્ષુ હોય કે ભિક્ષુણી હોય, તેણે દિવસે કે રાત્રિએ, એકાકી હોય કે સમૂહમા હોય, સૂતો કે જાગતો, કદીપણ પૃથ્વી, ભીંત, દીવાલ, શિલા, ઢેફૂ, સચિત્ત રજયુક્ત શરીર કે સચિત્ત રજ-યુક્ત વસ્ત્રને, હાથથી, પગથી, કાષ્ઠથી, કાષ્ઠના ખંડથી, અંગુલીથી, લોખંડની સળીથી, કે લોખંડની સળીના સમૂહથી ખોતરવું, ખોદવુ, હલાવવુ, ( પરસ્પર અફળાવવું ) કે છેદન ભેદન કરવું નહિ. તેમજ બીજા પાસે કોતરાવવુ, ખોદાવવું, હલાવવુ કે છેદન ભેદન કરાવવુ નહિ અથવા બીજા કોતરનારા, ખોદનારા છેદન-ભેદન કરનારાને અનુમોદન પણ આપવુ નહિ

શિષ્યે કહ્યુ .— હે ભગવન્ ! હું જીવન પર્યંત મનથી, વચનથી, કે કાયાથી તેવું કરીશ નહિ, કરાવીશ નહિ તેમજ અનુમોદન પણ આપીશ નહિ. તથા પૂર્વકાળે તે સંબંધી જે પાપ થયું હોય તેનાથી પાછો ફરૂં છું તે પાપને આત્મસાક્ષીએ નિંદુ છું આપની સાક્ષીએ ગર્હણા કરૂ છુ તથા હવેથી તેવા પાપકારી કર્મથી આત્માને અલગ કરૂં છું ॥૧૪॥

---

## અપ્કાયની યતના

से भिक्खू वा भिक्खुणी वा संजय-विरय-पडिहय-पच्चक्खाय पावकम्मे दिआ वा, राओ वा, एगओ वा, परिसागओ वा, सुत्ते वा, जागरमाणे वा, से उदगं वा, ओसं वा, हिमं वा महियं वा, करगं वा, हरतणुगं वा सुद्धोदगं वा, उदउल्लं वा, कायं, उदउल्लं वा वत्थं, ससिणिद्धं वा कायं, ससिणिद्धं वा वत्थं, न आमुसिज्जा, नसंफुसिज्जा, न आवी-लिज्जा न पवीलिज्जा, न अक्खोडिज्जा न पक्खोडिज्जा, न आयाविज्जा, न पयाविज्जा, अन्न न आमुसाविज्जा, न संफुसाविज्जा, न आवीलाविज्जा न पवीलाविज्जा, न अक्खोडाविज्जा, न पक्खोडाविज्जा, न आयाविज्जा न पयाविज्जा,

अन्नं आमुसंतं वा संफुसंतं या आविलंतं वा, पवीलंतं वा अक्खोडंतं वा पक्खोडंतं वा, आयावंतं वा, पयावंतं वा, न समणुजाणिज्जा, जावज्जीवाए तिविहं तिविहेणं, मणेणं वायाए काएणं न करेमि न कारवेमि करंतंपि अन्नं न समणुजाणामि, तस्स भन्ते ! पडिक्कमामि, निन्दामि गरिहामि अप्पाणं वोसिरामि ॥१५॥

પદાર્થાન્વય :— से (તે) भिक्खू वा (સાધુ, અથવા) भिक्खुणी वा (સાધ્વી) संजय (નિરન્તર યત્નશીલ) विरय (પાપોથી રહિત) पडिहयपच्चक्खायपावकम्मे (પાપ કર્મનો વિનાશ અને પ્રત્યાખ્યાન કરનાર) दिआ वा (દિનમા અથવા) राओ वा [રાત્રિમા અથવા) एगओ वा (એકલો હોય અથવા) परिसागओ वा (પરિષદ્‌મા હોય) અથવા सुत्ते वा (સૂતો હોય કે] जागरमाणे वा (જાગતો હોય) से (તેણે) उदगं वा [કૂવાનુ પાણી કે] ओसं वा [ઓસનું–ઝાકળનું પાણી] हिमं वा (બરફનું પાણી અથવા) महियं वा [ધુમસનુ પાણી] અથવા करगं वा [કરાનું પાણી અથવા] हरतणुगं वा (લીલા છોડપર પડેલાં બિન્દુઓ અથવા) सुद्धोदगं वा [વર્ષાનું પાણી] उदउल्ल वा कायं [સચિત્ત પાણીથી ભિંજાયેલી કાયાને અથવા] ससिणिद्धं वा वत्थं [સચિત્ત પાણીથી ભિંજાયેલા વસ્ત્રને] न आमुसिज्जा [એકવાર સ્પર્શ ન કરે] न संफुसिज्जा [વારંવાર સ્પર્શ ન કરે] न आवीलिज्जा [થોડું પણ દબાવે નહીં] न पवीलिज्जा [વારંવાર દબાવે નહીં] न अक्खोडिज्जा [એકવાર ઝાટકે નહીં] न पक्खोडिज्जा [વાર–વાર ઝાટકે નહીં] न आयाविज्जा [એકવાર સુકાવે નહીં] न पयाविज्जा [વારંવાર સુકાવે નહીં] अन्नं [બીજાદ્વારા] न आमुसाविज्जा [એકવાર પણ સ્પર્શ કરાવે નહી] न पयाविज्जा [વારં–વાર સુકાવે નહીં] न आवीलाविज्जा [એકવાર દબાવાવે નહીં] न पवीलाविज्जा [વારંવાર દબાવાવે નહીં) न अक्खोडाविज्जा [એકવાર ઝટકાવે નહીં] न पक्खोडाविज्जा [વાર વાર ઝટકાવે નહીં] न आयाविज्जा [એકવાર પણ બીજા પાસે તપાવાવે નહીં] न पयाविज्जा [વાર વાર બીજા પાસે તપાવાવે નહીં] अन्नं आमुसंतं वा [એકવાર સ્પર્શ કરનારાની અથવા] संफुसंतं वा [વારંવાર સ્પર્શ કરનારાની અથવા] आवीलंतं वा [એકવાર નીચોવનારાની–દબાવનારાની અથવા] पवीलंतं वा [વારંવાર દબાવનારાની–નીચોવનારાની] अक्खोडंतं वा [એકવાર પણ ઝાટકનારાની અથવા] पक्खोडंतं वा [વાર વાર ઝાટકનારાની અથવા] आयावंत वा [એકવાર સુકાવનારાની–તપાવનારાની અથવા] पयावंतं वा [વાર વાર સુકાવનારાની–વારંવાર તપાવનારાની] न समणुजाणिज्जा અનુ–મોદના કરે નહીં] जावज्जीवाए [જીવન પર્યન્ત] तिविहं [ત્રિવિધ] तिविहेणं [ત્રિયોગથી] मणेणं [મનથી] वायाए [વચનથી] काएणं [કાયાથી] न करेमि [કરૂં નહીં] न कारवेमि [કરાવું નહીં] करंतंपि [કરનારા] अन्नं [અન્યની] न समणुजाणामि [અનુમોદના ન કરૂં] भंते ! [હે પૂજ્ય !] तस्स [તેનું] पडिक्कमामि [હું પ્રતિક્રમણ કરૂં છું] निंदामि

[ નિન્દા કરૂ છુ ] गरिहामि [ ગર્હણા કરુ છુ ] -- अप्पाणं [ આત્માને ] वोसिरामि [ અલગ કરું છુ ]

ભાવાર્થ .— સંયમી, પાપથી વિરત અને નવા પાપકર્મ બાંધવાના પ્રત્યાખ્યાન લેનાર ભિક્ષુ હો કે ભિક્ષુણી હો, તેણે દિવસ કે રાત્રે. એકાકી કે પરિષદ્‌માં, સૂતા કે જાગતા કદી પણ કુવા-તળાવનુ પાણી, ઓસનું પાણી, બરફ, ધુમસ, કરા કે લીલા છોડ ઉપર પડેલા બિન્દુઓ, વર્ષાનું પાણી કે સચિત્ત પાણીથી ભિંજેલી કાયા અથવા સચિત્ત પાણીથી ભિંજાયેલું વસ્ત્ર, પાણીના બિંદુઓથી સ્નિગ્ધ થયેલી કાયા અથવા સ્નિગ્ધ-ગિલું વસ્ત્ર હોય, તેને મસળવું નહીં, તેનો સ્પર્શ કરવો નહિ, તેને કચરવુ નહિ, દબાવવુ નહિ, ઝાટકવું નહિ, પછાડવું નહિ, સુકાવવું નહિ, તપાવવું નહિ, તેમજ અન્ય પાસે મસળાવવુ નહિ, સ્પર્શ કરાવવો નહિ, કચરાવવુ નહિ, દબાવવુ નહિ, ઝટકાવવું નહિ, પછડાવવું નહિ, તપાવરાવવું નહિ, વળી બીજો કોઈ મસળતો હોય, સ્પર્શ કરતો હોય, કચરતો હોય, દબાવતો હોય, ઝાટકતો હોય, પછાડતો હોય, સુકાવતો હોય કે તપાવતો હોય તે સારૂં કરે છે તેવું માનવું નહિ.

શિષ્યે કહ્યું — હે પૂજ્ય ! હુ જીવનપર્યન્ત મનથી, વચનથી અને કાયાથી તેવું કરીશ નહિ. કરાવીશ નહિ કે અનુમોદન પણ આપીશ નહિ. તથા પૂર્વકાળે તત્ સબંધી જે પાપ થયુ હોય તેનાથી પાછો ફરૂ છુ તે પાપને આત્મસાક્ષીએ નિંદુ છુ, આપની સાક્ષીએ તે પાપની ગર્હણા કરૂં છૂં. તથા હવેથી તેવા પાપકારી કાર્યથી મારા આત્માને અળગો કરુ છુ ॥ ૧૫ ॥

---

## અગ્નિકાયની યતના

से भिक्खू वा भिक्खुणी वा संजय-विरय-पडिहय पच्चक्खाय-पावकम्मे दिआ वा, राओ वा, एगओ वा, परिसागओ वा, सुत्ते वा, जागरमाणे वा, से अगणिं वा, इंगालं वा, मुम्मुर वा, अच्चि वा, जालं वा, अलायं वा, सुद्धागणिं वा, उक्कं वा, न उंजिज्जा न घट्टिज्जा न भिंदिज्जा न उज्जालिज्जा न पज्जालिज्जा न निव्वाविज्जा अन्नं न उजाविज्जा न घट्टावेज्जा न भिंदाविज्जा, न उज्जालाविज्जा न पज्जालाविज्जा न निव्वा-विज्जा अन्नं उंजंतं वा घट्टंत वा भिंदंत वा उज्जालत वा पज्जालंतं वा निव्वावंतं वा न समणुजाणेज्जा जावज्जीवाए तिविहं तिविहेणं मणेणं वायाए काएणं न करेमि न कारवेमि करंत पि अन्नं न समणुजाणामि तस्स। भन्ते ! पडिक्कमामि निन्दामि गरिहामि अप्पाणं वोसिरामि । ॥१६॥

પદાર્થાન્વય :— **से** [ તે ] **भिक्खू वा** [ સાધુ અથવા ] **भिक्खुणी वा** [ સાધ્વી અથવા ] **संजय** [ સંયત ] **विरय** [ વિરત ] **पडिहयपच्चक्खायपावकम्मे** [ પાપકર્મને પ્રતિહત કરનાર અને ત્યાગનાર ] **दिआ वा** [ દિવસમાં અથવા ] **राओ वा** રાત્રિમાં અથવા ] **एगओ वा** ( એકલો અથવા ) **परिसागओ वा** [ પરિષદમાં સ્થિત અથવા ] **सुत्ते वा** ( સૂતો હોય અથવા ) **जागरमाणे वा** ( જાગતો હોય ) **से** ( તે સાધુ ) **अगणिं वा**– [ અગ્નિને અથવા ] **इंगालं वा** [ જ્વળારહિત અંગારાની અગ્નિને અથવા ] **मुम्मुरं वा** [ બકરીની લીંડી વગેરેના અગ્નિને અથવા ] **अच्चिं वा** [ મૂલ અગ્નિથી ટૂટેલ જ્વાળાને અથવા ] **जालं वा** [ જ્વાળાને અથવા ] **अलायं वा** [ ભઠ્ઠીની અગ્નિને અથવા ] **सुद्धागणिं वा** [ કાષ્ઠ બિનાના શુદ્ધ અગ્નિને અથવા ] **उक्कं वा**– [ ઉલ્કાપાત બિજળી વગેરેના અગ્નિને ] **न उंजिज्जा** [ સિંચન ન કરે ] **न घट्टिज्जा** [ સંઘટ્ટન ન કરે ] **न भिंदिज्जा** [ ભેદન ન કરે ] **न उज्जालिज्जा** [ પંખા આદિથી – થોડી પણ હવાથી પ્રજ્વલિત ન કરે ] **न पज्जालिज्जा** [ વધારે પ્રજ્વલિત ન કરે ] **न निव्वाविज्जा** [ ઠારે નહિ ] **अन्नं** [ અન્યદ્વારા ] **न उंजाविज्जा** [ સિંચન કરાવે નહિ ] **न घट्टाविज्जा** [ સંઘટ્ટન કરાવે નહિ ] **न भिंदाविज्जा** [ ભેદન કરાવે નહિ ] **न उज्जालाविज्जा** [ પંખાદિ દ્વારા થોડો પણ અગ્નિને પ્રજ્વલિત કરાવે નહિ ] **न पज्जालाविज्जा** [ પવન દ્વારા વિશેષ પ્રજ્વલિત કરાવે નહિ ] **न निव्वाविज्जा** [ ઠરાવે નહિ ] **उंजंतं वा** [ સિંચન કરનારાને અથવા ] **घट्टंतं वा** [ સંઘટ્ટન કરનારાને અથવા ] **भिंदंतं वा** [ ભેદન કરનારાને અથવા ] **उज्जालंतं वा** [ પખાદિ દ્વારા પ્રચંડ કરનારાને અથવા ] **पज्जालंतं वा** [ પવનથી વિશેષ પ્રચંડ કરનારાને અથવા ] **निव्वावंतं वा** [ ઠારનારને ] **अन्नं** [ અન્ય ને ] **न समणुजाणिज्जा** [અનુમોદના કરે નહિ ] **जावज्जीवाए** [ જીવન પર્યન્ત ] **तिविहं** [ ત્રિવિધ ] **तिविहेणं** [ ત્રિવિધથી ] **मणेणं** [ મનથી ] **वायाए** [ વચનથી ] **काएणं** [ કાયાથી ] **न करेमि** [ કરૂ નહિ ] **न कारवेमि** [ કરાવું નહિ ] **करंतं पि अन्नं** [ અને કરનારાઓની પણ ] **न समणुजाणामि** [ અનુમોદના કરૂં નહિ ] **भंते !** [ હે ભગવાન્ ! ] **तस्स** [ તેનો ] **पडिक्कमामि** [ હું પ્રતિક્રમણ કરૂં છું ] **निंदामि** [ નિંદા કરૂં છું ] **गरिहामि** [ ગર્હણા કરૂં છુ ] **अप्पाणं** [ પાપકારી આત્માને ] **वोसिरामि** [ ત્યાગું છું ]

ભાવાર્થ — ગુરુએ કહ્યુ :– સંયમી પાપથી વિરત અને નવા કર્મ બાંધવાના પ્રત્યાખ્યાન લેનાર પછી તે સાધુ હો કે સાધ્વી હો, તેણે દિવસે કે રાત્રે એકાકી કે પરિષદમા, સુતા કે જાગતા, કદી પણ કાષ્ઠનો અગ્નિ, કોલસાના અંગારાનો અગ્નિ, બકરીની લીંડી વગેરેનો અગ્નિ, દીપ વગેરે શિખાનો અગ્નિ, ઉંબાડાનો અગ્નિ, લોઢાનો અગ્નિ, ઉલ્કાપાત વિજળી, વગેરેનો અગ્નિ હોય, તે

ભાવાર્થ — [ સ્થાવરકાયથી ભિન્ન ] ત્રસકાય [ હાલતા-ચાલતા ] જીવો પણ અનેક પ્રકારના કહ્યા છે તે જીવોને ઉત્પન્ન થવાના મુખ્યતયા આઠ સ્થાનો છે, તે કહે છે :— (૧) અંડજ— ઇંડાથી ઉત્પન્ન થવાવાળા જીવ પક્ષી વગેરે (૨) ગર્ભથી પોત— કોથળી સહિત ઉત્પન્ન થનારા જીવ પોતજ કહેવાય છે, જેમકે— હસ્તી વગેરે (૩) ગર્ભથી જરાયુ સહિત જન્મ લેનાર જીવ તે જરાયુજ, જેમકે— ગાય ભેંસ, મનુષ્ય વગેરે (૪) દુધ, દહી, મઠો, ઘી આદિ તરલ પદાર્થ રસ કહેવાય છે તે જ્યારે બગડી જાય છે ત્યારે તેમા જે જીવો ઉત્પન્ન થાય છે તે 'રસજ' કહેવાય છે, જેમકે — બે ઇંદ્રિય વગેરે (૫) પસીનો— દેહમલના નિમિત્તથી જે જીવ ઉત્પન્ન થાય તે 'સસ્વેદજ' કહેવાય છે, જેમકે — જુ, માકડ, આદિ (૬) શીત, ઉષ્ણ આદિનું નિમિત્ત મળવાથી અહીં – તહીંના – આસપાસના – પરમાણુઓથી જે જીવ ઉત્પન્ન થઈ જાય છે તે 'સમૂર્છિમ' કહેવાય છે, જેમકે — શલભ, દેડકા, માખી, કીડી વગેરે (૭) ભૂમિને ફોડી જે જીવ ઉત્પન્ન થાય છે તે 'ઉદ્ભિજ' કહેવાય છે, તે તીડ પતગ, વગેરે (૮) દિવ્યશૈય્યા આદિમાં ઉત્પન્ન થાય તે જીવ 'ઔપપાતિક' કહેવાય છે. જેમકે – દેવ અને નારક, આ બધા ત્રસ જીવો છે. તેઓના લક્ષણ આ પ્રમાણે છે :— કોઈ પ્રાણીઓનું સન્મુખ આવવું, પાછુ જવુ, સંકોચાઈ જવું, વિસ્તૃત થવું, શબ્દોચ્ચાર કરવો ભયભ્રાન્ત થવું, ત્રાસ પામવો, પલાયન કરી જવું, આ મન અને ગમન કરવું ઇત્યાદિ ક્રિયાઓ સ્પષ્ટ થતી દેખાય છે. આવા લક્ષણોથી આપણને પ્રતીતિ થાય છે કે આ ત્રસ જીવો છે. એવા જીવોના ભેદો કહે છે — જે કીડા કુંથવા વગેરે બે-ન્દ્રિયવાળા, કીડી વગેરે ત્રણ ઇન્દ્રિયવાળા, પતગ, ભ્રમરા વગેરે ચતુરિન્દ્રિયવાળા જીવો તથા પાચ ઇન્દ્રિયવાળા તિર્યંચ યોનિના જીવો તેમજ સર્વ નારક, સર્વ મનુષ્ય અને સર્વ દેવતાઓ, એ બધા પચેન્દ્રિયના જીવો કહેવાય છે એ સર્વે પ્રાણી પરમસુખના ઇચ્છુક છે. તે બધા જીવોનો આ છઠ્ઠો જીવનિકાય તે 'ત્રસકાય' નામથી ઓળખાય છે ॥ ૫ ॥

**इच्चेसिं छण्हं जीवनिकायाणं नेव सयं दंडं समारंभिज्जा, नेवन्नेहिं दंडं समारंभाविज्जा, दंडं समारंभतेऽवि अन्ने न समणुजाणिज्जा, जावज्जीवाए तिविहं तिविहेणं, मणेणं, वायाए, काएणं, न करेमि, न कारवेमि, करंतंपि अन्नं न समणुजाणामि । तस्स भंते ! पडिक्कमामि, निंदामि गरिहामि अप्पाणं वोसिरामि ॥६॥**

પદાર્થાન્વય — **इच्चेसिं** [ આ ] **छण्हं** [ છ પ્રકારના ] **जीवनिकायाणं** [ જીવનિકાયના વિષયમા ] **सयं** [ પોતે જ ] **दंडं** [ હિંસારૂપ દડનો ] **नेव समारंभिज्जा** [ સમારભ ન કરે ] **नेव** [ નહીં ] **अन्नेहिं** [ બીજા દ્વારા ] **दंडं** [ હિંસારૂપ દડનો ] **समारंभाविज्जा** [ સમારંભ કરાવે ] **दंडं** [ હિંસારૂપ દડનો ] **समारंभतेवि** [ સમારભ કરનાર ] **अन्ने** [ અન્ય જીવોની ] **न समणुजाणिज्जा** [ અનુમોદના ન કરે ] **जावज्जीवाए** [ જીવન પર્યંત ] **तिविहं** [ ત્રિવિધ—કૃત, કારિત અને અનુમોદનાથી ] **तिविहेणं** [ ત્રણ યોગથી ] **मणेणं** [ મનથી ] **वायाए** [ વચનથી ] **काएणं** [ કાયથી ] **न करेमि** [ કરૂં નહિ ] **न कारवेमि** [ કરાવું નહિ ] **अन्नं** [ અન્ય ] **करंतंपि** [કરનારને પણ] **न समणुजाणामि** [ સારૂ જાણુ નહિ ] **भंते** [ હે ભદત ! ] **तस्स** [તે દડનુ] **पडिक्कमामि** [ પ્રતિક્રમણ કરૂ છુ ] **निंदामि** [ નિન્દા કરૂ છું ] **अप्पाणं** [ આત્માને ] **वोसिरामि** [ ત્યાગ કરૂં છુ ]

ભાવાર્થ :— આ છકાય જીવોની સ્વયં હિંસા કરે નહીં એટલે દંડ- આરંભવો નહીં, બીજા પાસે દંડ આરંભાવવો નહિ ( ઘાત કરાવવી નહિ ) તેમજ જે કોઈ બીજા દંડ આરંભતા ( હિંસા કરતા ) હોય તેને અનુમોદન સુધ્ધાં આપવું નહિ. આ પ્રમાણે પ્રતિજ્ઞા ગુરુદેવે કહી. ત્યારે શિષ્ય કહે છે કે :- હે ભગવન્ ! હું જીવન પર્યંત મન, વચન, અને કાયાએ અર્થાત્ ત્રણ યોગથી હિંસા નહિ કરૂં. નહિ કરાવું કે અન્ય કરતા હોય તેને અનુમોદન પણ નહિ આપું.

અને હે ભદન્ત ! પૂર્વકાળમાં થયેલા પાપથી હુ નિવૃત્ત થાઉ છુ. મારા આત્માની સાક્ષીએ તે પાપને નિંદું છુ. આપની સાક્ષીએ તે પાપની અવગણના કરૂં છું અને હવે તેવા પાપકારી કર્મથી મારા આત્માને સર્વથા અલગ કરૂં છું. ॥ ૬ ॥

---

## પાંચ મહાવ્રતોની વિગત

पढमे भंते ! महव्वए पाणाइवायाओ वेरमणं । सव्वं भंते ! पाणाइवायं पच्चक्खामि । से सुहुमं वा बायरं वा, तसं वा थावरं वा, नेव सयं पाणे अइवाइज्जा, नेवऽन्नेहिं पाणे अइवायाविज्जा, पाणे अइवायन्तेऽवि अन्ने न समणुजाणेज्जा, जावज्जीवाए तिविहं तिविहेणं मणेणं वायाए काएणं न करेमि न कारवेमि करन्तंपि अन्न न समणुजाणामि, तस्स भन्ते ! पडिक्कमामि निन्दामि गरिहामि अप्पाणं वोसिरामि । पढमे भन्ते ! महव्वए उवट्ठिओमि सव्वाओ पाणाइवायाओ वेरमणं ॥७॥

પદાર્થાન્વય :— भंते [ હે પૂજ્ય ભદન્ત ! ] पढमे [ પ્રથમ ] महव्वए [ મહાવ્રતમા ] पाणाइवायाओ [ પ્રાણાતિપાતથી ] वेरमणं [ નિવૃત્ત થવાનું છે ] भंते [ હે ભદન્ત ! ] सव्वं [ સર્વ પ્રકારે ] पाणाइवायं [ પ્રાણાતિપાતના ] पच्चक्खामि [ હુ પ્રત્યાખ્યાન કરૂ છું ] से [ જેમકે તે ] सुहुमं वा [ સૂક્ષ્મ શરીરવાળા જીવ ] અથવા बायरं वा, [ બાદર ] तसं वा [ ત્રસ જીવના ] અથવા थावरं वा [ સ્થાવર જીવના ] पाणे [ પ્રાણોનું ] नेव सयं अइवाइज्जा [ સ્વયં અતિપાત–હનન નહીં કરૂં ] नेव [ નહીં ] अन्नेहिं [ બીજા પાસે ] पाणे [ પ્રાણોનુ ] अइवायाविज्जा [ હનન કરાવું ] તથા पाणे [ પ્રાણોનું ] अइवायंतेवि अन्ने [ બીજા હનન કરતા હોય તેમાં ] न समणुजाणामि [ સારૂં સમજું નહિ ] जावज्जीवाए [ જીવન પર્યંત ] तिविहं [ત્રિવિધ] तिविहेणं [ ત્રિવિધથી ] मणेणं [ મનથી ] वायाए [ વચનથી ] काएणं [ કાયાથી ] न करेमि [ કરૂં નહિ ] न कारवेमि [ કરાવું નહિ ] करंतंपि अन्नं [ કરનાર બીજાને પણ ] न समणुजाणामि

# વનસ્પતિકાયની યતના.

से भिक्खू वा भिक्खुणी वा संजयविरयपडिहयपच्चक्खायपावकम्मे, दिआ वा, राओ वा, एगओ वा, परिसागओ वा, सुत्ते वा, जागरमाणे वा, से बीएसु वा, बीअ-पइट्ठेसु वा, रूढेसु वा, रुढपइट्ठेसु वा, जाएसु वा, जायपइट्ठेसु वा, हरिएसु वा, हरिअपइट्ठेसु वा, छिन्नेसु वा, छिन्नपइट्ठेसु वा, सचित्तेसु वा, सचित्तकोलपडिनिस्सिएसु वा, न गच्छेज्जा, न चिट्ठेज्जा, न निसीइज्जा, न तुअट्टिज्जा, अन्नं न गच्छाविज्जा, न चिट्ठाविज्जा, न निसी-आविज्जा न तुअट्टाविज्जा, अन्न गच्छंतं वा, चिट्ठंतं वा, निसीयंतं वा, तुयट्टंतं वा, न समणु-जाणामि, जावज्जीवाए तिविहं तिविहेणं मणेणं वायाए काएणं न करेमि, न कारवेमि, करंतं पि अन्नं न समणुजाणामि, तस्स भंते ! पडिक्कमामि निंदामि गरिहामि अप्पाणं वोसिरामि ॥ १८ ॥

પદાર્થાન્વય — से [ તે ] भिक्खू वा [ સાધુ અથવા ] भिक्खुणी वा [ સાધ્વી ] संजय [ સયત ] विरय [ વિરત ] पडिहयपच्चक्खायपावकम्मे [ પાપકર્મનો પ્રતિઘાત અને પ્રત્યાખ્યાન-કરનારા ] दिआ वा [ દિવસે અથવા ] राओ वा [ રાત્રિમા અથવા ] एगओ वा [ એકલો હોય અથવા ] परिसागओ वा [ પરિષદ્‌મા હોય અથવા ] सुत्ते वा [ સૂતો હોય, અથવા ] जागरमाणे वा [ જાગતો હોય ] से [ તે ] बीएसु वा [ બીજો પર અથવા ] बीयपइट्ठेसु वा [ બીજની ઉપર ભક્ષણ કરવા યોગ્ય અન્નાદિ પદાર્થ જે રાખતા હોય તેનાપર અથવા ] रूढेसु वा [ અંકુરા ઉપર અથવા ] रूढपइट्ठेसु वा [ રુઢ-પ્રતિષ્ઠિત પદાર્થોપર, અથવા ] जाएसु वा [ ઉગેલા ગુચ્છોપર ] जायपइट्ठेसु वा [ ઉગેલા ગુચ્છપર રહેલી વસ્તુઓપર અથવા ] हरिएसु वा [ હરિત દૂર્વાદિ પર, અથવા ] हरियपइट्ठेसु वा [ હરિતપ્રતિષ્ઠિત પદાર્થોપર અથવા ] छिन्नेसु वा [ પરશુ આદિ દ્વારા છેદન કરેલ સજીવ વૃક્ષાદિની શાખાઓ પર અથવા ] छिन्नपइट्ठेसु वा [ છિન્નપ્રતિષ્ઠિત અશનાદિ પદાર્થોપર અથવા ] सचित्तेसु वा સચિત્ત અંડાકાદિપર અથવા] सचित्तकोलपडिनिस्सिएसु वा [ સચિત્તઘુણાદિથી પ્રતિષ્ઠિત કાષ્ઠાદિપર અર્થાત્ જે કાષ્ઠમા જીવોની ઉત્પત્તિ થાય તેના ઉપર ] न गच्छेज्जा [ ન ચાલે ] न चिट्ठेज्जा [ ઉભો ન રહે ] न निसीइज्जा [ ન બેસે ] न तुअट्टिज्जा [ ન સૂવે ] अन्नं [ અન્ય વ્યક્તિને ] न गच्छा-विज्जा [ ચલાવે નહિ ] न चिट्ठाविज्जा [ ઉભા રખાવે નહિ ] न निसीयाविज्जा [ બેસાડે નહિ ] न तुअट्टाविज्जा [ શયન કરાવે નહિ ] गच्छंतं वा [ ગમન કરતો હોય અથવા ] चितट्ठं वा [ ઉભો રહેતો હોય અથવા ] निसीयंतं वा [ બેઠો હોય અથવા ] तुअट्टंतं वा [ શયન કરતો હોય ] अन्नं

[ અન્ય કોઈની ] **न समणुजाणिज्जा** [ અનુમોદના કરે નહિ ] **जावज्जीवाए** [ જીવન પર્યંત ] **तिविहं** [ ત્રિવિધ ] **तिविहेणं** [ ત્રિવિધથી ] **मणेणं** [ મનથી ] **वायाए** [ વચનથી ] **काएणं** [ કાયાથી ] **न करेमि** [ હુ કરુ નહિ ] **न कारवेमि** [ કરાવું નહિ ] **करंतंपि** [ કરતા હોય તેવા પણ ] **अन्नं** [ અન્યની ] **न समणुजाणामि** [ અનુમોદના કરુ નહિ ] **भंते !** [ હે ભગવન્ ] **तस्स** [ તેની ] **पडिक्कमामि** [ હુ પ્રતિક્રમણ કરું છું ] **निंदामि** [ નિંદા કરૂં છું ] **गरिहामि** [ ગર્હણા કરું છુ ] અને **अप्पाणं** [ આત્માને ] **वोसिरामि** [ અલગ કરુ છું. ]

ભાવાર્થ:- ગુરૂએ કહ્યુ:- સંયમી પાપથી વિરત અને તેવા પાપકર્મ બાંધવાના પ્રત્યાખ્યાન લેનાર ભિક્ષુ હો કે ભિક્ષુણી હો, તેણે દિવસે કે રાત્રે, એકાકી કે પરિષદમાં સૂતાં કે જાગતાં, કદીપણ બીજપર કિંવા બીજોપર રહેલી વસ્તુઓ પર, અંકૂરા ઉપર કે અંકૂરાપર રહેલી વસ્તુઓ પર, ઉગેલા ગુચ્છો પર કે ઉગેલા ગુચ્છપર રહેલી વસ્તુઓપર, છેદેલી સજીવવનસ્પતિપર અથવા તેનાપર રહેલી વસ્તુઓપર અથવા જીવડાની ઉત્પત્તિ થાય તેવા કાષ્ઠપર ન જવુ, ન ઉભા રહેવુ, ન બેસવું કે ન સૂવુ, તેમજ બીજા કોઈને તેનાપર ચલાવવા નહિ, ઊભા રાખવા નહિ, બેસાડવા નહિ, કે સુવાડવા નહિ, વળી જે કોઈ તેનાપર ચાલતો હોય, ઊભો રહેતો હોય બેસતો હોય કે સૂતો હોય તો તે ઠીક કરે છે તેમ પણ માનવું નહિ

શિષ્યે કહ્યુ – હે પૂજ્ય ! હું જીવન પર્યંત મનથી, વચનથી કે કાયાથી તેવું કરીશ નહિ, કરાવીશ નહિ, અનુમોદના પણ આપીશ નહિ, પૂર્વ કાળે પણ તત્ સંબંધી જે કંઈ પાપ થયું હોય, તેનાથી હુ નિવૃત્ત થાઉં છુ તે પાપને અવગણું છુ અને હવેથી તેવી પાપકારી પ્રવૃત્તિથી મારા આત્માને અળગો કરુ છું ॥૧૮॥

## ત્રસકાયની યતના,

**से भिक्खू वा, भिक्खुणी वा, संजयविरयपडिहय-पच्चक्खायपावकम्मे, दिया वा, राओ वा, एगओ वा, परिसागओ वा, सुत्ते वा, जागरमाणे वा, से कीडं वा, पयंगं वा, कुंथुं वा, पिपीलिअं वा, हत्थंसि वा, पायंसि वा, बाहुंसि वा, ऊरुंसि वा, उदरंसि वा, सीसंसि वा, वत्थंसि वा, पडिग्गहंसि वा, कंबलंसि वा, पायपुंछणंसि वा, रय-हरणंसि वा, गोच्छगंसि वा, उंडगंसि वा, दंडगंसि वा, पीठगंसि वा, फलगंसि वा, सेज्जंसि वा, संथारगंसि वा, अन्नयरंसि वा, तहप्पगारे उवगरणजाए तओ संज-यामेव पडिलेहिअ पडिलेहिअ, पमज्जिअ पमज्जिअ, एगंतमवणिज्जा, नो णं संघायमावज्जिज्जा ॥ १९ ॥**

પદાર્થાન્વય:— **से** [ તે ] **भिक्खू वा** [ સાધુ અથવા ] **भिक्खुणी वा** [ સાધ્વી ] **संजय** [ નિરન્તર યત્નશીલ ] **विरय** [ નાના પ્રકારના તપકર્મમાં રક્ત ] **पडिहयपच्चक्खाय-**

**पावकम्मे** [ પાપકર્મનો પ્રતિઘાત અને પ્રત્યાખ્યાન કરનાર] **दिआ वा** [ દિવસમાં કે ] **राओ वा** [ રાત્રિમા કે ] **एगओ वा** [એકાકી હોય ] **परिसागओ वा** [ અથવા પરિષદમા બેઠા હોય ] **सुत्ते वा** [ અથવા સૂતો હોય કે ] **जागरमाणे वा** [ જાગતો હોય ] **से** [ તે ] **कीडं वा** [ કીટકને–કીડાને ] **पयंगं वा** [ પતંગને અથવા ] **कुंथुं वा** [ કુંથવાને અથવા ] **पिपीलियं वा** [ કીડીને અથવા ] **हत्थंसि वा** [ હાથપર અથવા ] **पायंसि वा** [ પગપર અથવા ] **बाहुंसि वा** [ ભુજાપર અથવા ] **उरुंसि वा** [ સાથળપર અથવા ] **उदरंसि वा** [ પેટપર અથવા ] **सीसंसि वा** [ શિરપર અથવા ] **वत्थंसि वा** [ વસ્ત્રપર અથવા ] **पडिग्गहंसि वा** [ પાત્રપર અથવા ] **कंबलंसि वा** [ કામળ પર અથવા ] **पायपुछणंसि वा** [ પાદ–પ્રોક્ષણ આસનાદિપર અથવા ] **रयहरणंसि वा** [ જોહરણ પર અથવા **गुच्छगंसि वा** [ ગુચ્છાપર અથવા ] **उडगंसि वा** [ મૂત્રપાત્રપર અથવા ] **दंडगंसि वा** [ દંડપર અથવા ] **पीढगंसि वा** [ બાજોઠપર અથવા ] **फलगंसि वा** [ પાટિયાપર અથવા ] **सिज्जंसि वा** [ શય્યાપર અથવા ] **संथारगंसि वा** [ સંથારાપર અથવા ] **अन्नयरंसि वा** [ અન્ય કોઈ ] **तहप्पगारे** [ તેવા પ્રકારના ] **उवगरणजाए** [ ઉપકરણોના સમૂહપર ચઢી જાય ત્યારે ] **तओ** [ ત્યાર પછી ] **संजयामेव** [યતનાપૂર્વક ] **पडिलेहिय पडिलेहिय** [ જોઈ જોઇને] **पमज्जिअ पमज्जिअ** [ પોંજી પોંજીને ] તે જીવોને **एगंतमवणिज्जा** [ એકાંત સ્થાનમાં મુકી દે ] **नो णं संघायमावज्जिज्जा** [ ઘાત ન કરે–એકત્રિત ન કરે–પીડા ન પહોચાડે ]

ભાવાર્થ–ગુરુએ કહ્યુ –સંયમી પાપથી વિરત અને નવા પાપકર્મ બાંધવાનાં પ્રત્યાખ્યાન કરનાર સાધુ હો કે સાધ્વી હો, તેણે દિવસે કે રાત્રે, એકાકી કે પરિષદમાં, સૂતાં કે જાગતાં, હાથપર, પગપર, બાહુપર, સાથળપર, ઉદરપર, મસ્તકપર, વસ્ત્રપર, ભિક્ષા પાત્રપર, કંબલપર, પાદ પૂંછનાપર, રજોહરણ-પર, ગુચ્છાપર માત્રાના ભાજનપર, દંડપર, બાજોઠપર, પાટિયાપર, શય્યાપર કે સંથારા, ( બેસવાના આસન ) પર કે તેવા કોઈપણ અન્ય ઉપકરણો ( સંયમના સાધનો ) પર રહેલા કીડાને, પતંગિયાને, કુંથવાને, કે કીડીને જુએ તો તેને ઉપયોગ પૂર્વક જુએ જોઇને પ્રમાર્જન કરે અને પછી તે જીવોને ( દુઃખ ન થાય તેવા ) એકાંતમા લઇ જાય પણ તેને પીડા ઉપજાવે નહિ. ॥૨૯॥

## યતના–અયતના.

अजयं चरमाणो अ, पाणभूयाइं हिंसइ ।
बंधई पावयं कम्मं, तं से होइ कडुअं फलं ॥१॥

પદાર્થાન્વય — **अजयं** [ અયતનાથી ] **चरमाणो अ** [ ચાલતો જીવ ] **पाणभूयाइं** [ પ્રાણી–બેઇન્દ્રિયાદિ અને એકેન્દ્રિયાદી જીવોની ] **हिंसइ** [ હિંસા કરે છે ] **पावयं** [જ્ઞાનાવરણાદિ પાપ] **कम्मं** [ કર્મને ] **बंधइ** [ બાંધે છે ] **तं से** [ તે તેના માટે ] **कडुयं फलं** [ કડુક ફલ ] **होइ** [ હોય છે ].

ભાવાર્થ :– સાધકની જિજ્ઞાસાથી માંડીને સાધકની સાધ્યસિદ્ધિના આખાએ વિકાસક્રમની પ્રત્યેક ભૂમિકાઓનો આ પ્રમાણે ઉલ્લેખ છે. અયતનાથી ( ઉપયોગ રહીત ) ચાલનાર પ્રાણિભૂતો ( નાના પ્રકારના જીવો ) ની હિંસા કરે છે. અને તેથી તે જે પાપકર્મનો બંધ કરે છે તે કર્મનું કડવું પરિણામ તેને પોતાનેજ ભોગવવુ પડે છે ॥૧॥

अजयं चिट्ठमाणो अ, पाणभूयाइं हिंसइ ।
बंधइ पावयं कम्म, तं से होइ कडुअं फलं ॥२॥

પદાર્થાન્વય — अ [અને ] अजय [ અયતનાથી ] चिट्ठमाणो [ ઉભો રહેનાર ] पाणभूयाइं [ પ્રાણો અને ભૂતોની ] हिंसइ [ હિંસા કરે છે ] पावयं [ પાપ–જ્ઞાનાવરણાદિ ] कम्मं [ કર્મને ] बंधइं [ બાંધે છે ] तं से [ તેથી તેને ] कडुअ फल [ કટુક ફલ ] होइ [ હોય છે ]

ભાવાર્થ :– અયતનાથી ઊભો રહેનાર જીવ, પ્રાણી અને ભૂતોની હિંસા કરે છે અને પાપકર્મને બાંધે છે જે કારણથી તેને કટુક ફળ પ્રાપ્ત થાય છે ॥૨॥

अजयं आसमाणो अ, पाणभूयाइं हिंसइ ।
बंधइ पावयं कम्म, तं से होइ कडुअं फलं ॥३॥

પદાર્થાન્વય — य (અને) अजयं [ અયતનાથી ] आसमाणो ( બેસનાર વ્યક્તિ ) पाणभूयाइं [ પ્રાણી–બેઇન્દ્રિયાદિ જીવો અને ભુત–એકેન્દ્રિયજીવોની ] हिंसइ [ હિંસા કરે છે ] पावय [ જ્ઞાનાવરણાદિ પાપ ] कम्मं [ કર્મને ] बंधइ [ બાંધે છે ] तं से [ તે તેને ] कडुअं फलं [ કટુક ફલ ] होइ [ હોય છે ]

ભાવાર્થ :– અયતનાથી બેસનાર જીવ, પ્રાણી અને ભૂતોની હિંસા કરે છે અને પાપકર્મને બાંધે છે જે કારણથી તેને તેનુ ફળ કડવુ પ્રાપ્ત થાય છે ॥૩॥

अजय सयमाणो अ, पाणभूयाइं हिंसइ ।
बंधइं पावय कम्मं, तं से होइ कडुअं फलं ।४।

પદાર્થાન્વય — य (અને) अजय [ અયતનાથી ] सयमाणो [ શયન કરનાર ] पाणभूयाइं [ પ્રાણીભૂતોની ] हिंसइ [ હિંસા કરે છે ] पावयं [ જ્ઞાનાવરણાદિ પાપ ] कम्मं [ કર્મને ] बंधइ [ બાંધે છે ] तं से [ તેથી તેને ] कडुअं फलं [ કટુક ફલ ] होइ [ હોય છે ] ॥ ૪ ॥

ભાવાર્થ .– ઉપયોગવિના અયતનાથી સૂઇ જનાર સાધુ, (સાધ્વી) ત્રસ સ્થાવર જીવોની હિંસા કરે છે અને પાપ કર્મ બાંધે છે. અને તેનું કડવુ ફલ [પરિણામ] તેને પ્રાપ્ત થાય છે. ॥૪॥

अजयं भुंजमाणो अ, पाणभूयाइं हिंसइ ।
बधई पावयं कम्मं, तं से होइ कडुअं फलं ॥५॥

પદાર્થાન્વય·— अजयं [ અયતનાથી ] भुंजमाणो [ ભોજન કરનાર ] पाणभूयाइं [ ત્રસ-સ્થાવર જીવોની ] हिंसइ [ હિંસા કરે છે ] पावयं [ જ્ઞાનાવરણાદિ પાપ ] कम्मं [ કર્મને ] बंधइ [ બાંધે છે ] तं से [ તે-તેને ] कडुअं फलं होइ [ કડવું ફળદાયક હોય. ]

ભાવાર્થ ·– ઉપયોગવિના અયતનાથી ભોજન કરનાર સાધક ત્રસ સ્થાવર જીવોની હિંસા કરે છે. તેથી જ્ઞાનાવરણાદિ પાપકર્મને બાંધે છે. અને તેનુ કડવું પરિણામ પ્રાપ્ત કરે છે. ॥૫॥

अजयं भासमाणो अ, पाणभूयाइं हिंसइ ।
बधई पावयं कम्मं, तं से होइ कडुअं फलं ॥६॥

પદાર્થાન્વય·— अजयं [ અયતનાથી ] भासमाणो [ બોલનાર ] पाणभूआइं [ ત્રસ-સ્થાવર જીવોની ] हिंसइ [ હિંસા કરે છે ] पावयं [ જ્ઞાનાવરણાદિ પાપ ] कम्मां [ કર્મને ] बंधइ [ બાધે છે ] तं से [ તે-તેને ] कडुअं फलं [ કટુક ફલ આપનાર ] होइ [ હોય છે. ]

ભાવાર્થ – અયતનાથી (ઉપયોગ રહિત) બોલનાર આત્મા પ્રાણી અને ભૂતોની-ત્રસ સ્થાવર જીવોની હિંસા કરે છે. તેથી તે જ્ઞાનાવરણાદિ પાપકર્મને બાધે છે અને તે પોતેજ તેનું કટુક ફળ મેળવે છે · ( અર્થાત્ કડવો અનુભવ-પરિપાક હોય છે. ) ॥૬॥

कहं चरे कहं चिट्ठे कहमासे कहं सए ?
कहं भुंजंतो भासंतो, पावकम्मं न बंधइ ? ॥७॥

પદાર્થાન્વય — कहं [ કેવી રીતે ] चरे [ ચાલવું ? ] कहं [ કેવી રીતે ] चिट्ठे [ઉભા રહેવું ?] कहं [ કેવી રીતે ] आसे [ બેસવુ ? ] कहं [ કેવી રીતે ] सए [ સૂવું ? ] कहं ]કેવી રીતે] भुंजंतो [ ભોજન કરતો ] અને भासंतो [ બોલતો સાધક ] पावकम्म [ પાપકર્મને ] न बंधइ [ નથી બાધતો ? ]

ભાવાર્થ ·– પ્રશ્ન – પ્રભો ! કેવી રીતે ચાલવું ? કેવી રીતે ઊભા રહેવુ ? કેવી રીતે બેસવું ? કેવી રીતે સૂવું ? કેવી રીતે ભોજન કરવું ? અને બોલવું ? જેથી પાપકર્મ ન બંધાય ? ॥૭॥

जयं चरे जयं चिट्ठे, जयमासे जयं सए ।
जयं भुंजंतो भासंतो पावकम्मं न बंधइ ॥८॥

પદાર્થાન્વય·— जयं चरे [ યતના પૂર્વક ચાલે ] जय चिट्ठे [ યતના પૂર્વક ઉભા રહે ] जयमासे [ યતનાપૂર્વક બેસે ] जयं सए [ યતના પૂર્વક સૂવે ] जयं भुंजंतो [ યતના પૂર્વક

ભોજન કરતો ] भासंतो [ બોલતો ] સાધક पावकम्मं [ પાપ કર્મને ] न बधइ [ બાંધતો નથી. ]

ભાવાર્થ :– ઉત્તર-- ગુરુએ કહ્યુ :– જે સાધક, યતનાપૂર્વક (ઉપયોગ સહિત) ચાલનાર, ઊભા રહેનાર, બેસનાર, શયન કરનાર, ભોજન કરનાર, અને બોલનાર હોય તે સાધક પાપકર્મને બાંધતો નથી. ॥૮॥

सव्वभूयप्पभूयस्स, सम्मं भूयाइ पासओ ।
पिहिआसवस्स दंतस्स, पावकम्मं न बधइ ॥९॥

પદાર્થાન્વય — सव्वभूयप्पभूयस्स [ સર્વ જીવોને પોતાની સમાન જાણનાર ] सम्मं [ સમ્યક્ પ્રકારથી ] भूयाइं [ જીવોને ] पासओ [ જોનાર ] पिहिआसवस्स [ સર્વ પ્રકારના આસ્રવનો નિરોધ કરનાર ] અને दंतस्स [ પાંચ ઇન્દ્રિયોને દમનાર ] पावकम्मं [પાપકર્મને] न ( નથી ) बंधइ [ બાંધતો ].

ભાવાર્થ – જે જગતના જીવોને પોતાની સમાન સમજે છે અને સર્વ જીવોને પોતાની સમાન સમભાવથી દેખે છે તેમ જ કર્મો આવવાના માર્ગને રોકે છે અને ઇદ્રિયોનું દમન કરે છે તે પાપ-કર્મનુ બધન કરતો નથી. ॥ ૯ ॥

## જ્ઞાનનો મહિમા.

पढमं नाणं तओ दया, एव चिट्ठइ सव्वसंजए ।
अन्नाणी किं काही, किं वा नाहीइ सेयपावगं ॥१०॥

પદાર્થાન્વય — पढमं [ પ્રથમ ] नाणं [ જ્ઞાન ] तओ [ ત્યાર પછી ] दया [ દયા ] एवं [ આ પ્રમાણે ] सव्वसंजए ( સર્વ સયત ) चिट्ठइ ( સ્થિર રહ્યા છે ) अन्नाणी ( અજ્ઞાની ) किं काही ( શુ કરશે ? ) किं वा ( અથવા શુ ) सेयपावगं ( પુણ્ય–પાપને ) नाही ( જાણશે ?. )

ભાવાર્થ – પ્રથમ જ્ઞાન ( સમજણ–સારાસારનો વિવેક ) અને પછી જ દયા–ચારિત્ર હોય છે. આ પ્રમાણે જ્ઞાનપૂર્વક દયાપાળવાથી સાધુ સર્વથા સયમી રહી શકે છે. તેવું જાણીને સંયમી પુરૂષો વર્તે છે. કારણ કે અજ્ઞાની જન પોતાને માટે શું હિતકારી–કલ્યાણકારી છે કે શુ અહિતકારી-પાપકારી છે, તેણે જાણી શકતો નથી ( આ ઉપરની બધી ગાથાઓમાં માત્ર પ્રાણીદયાનું વિધાન કરેલ છે. અહીં જ્ઞાન અર્થાત્ વિવેકને પ્રથમ સ્થાન આપ્યુ છે, જે અહિંસામા વિવેક ન હોય તો ઉપરથી દેખાતી અહિંસા પણ હિંસાનું સ્થાન ક્યારેક લીએ છે માટે દરેક ક્રિયામાં જ્ઞાનનું સ્થાન પ્રથમ હોવું જરૂરી છે ) ॥ ૧૦ ॥

सोच्चा जाणइ कल्लाणं, सोच्चा जाणइ पावगं ।
उभयंपि जाणइ सोच्चा, जं सेय तं समायरे ॥११॥

પદાર્થાન્વય:— **सोच्चा** ( સાંભળીને ) **कल्लाणं** [ કલ્યાણને ] **जाणइ** ( જાણે છે ) **सोच्चा** ( સાંભળીને જ ) **पावगं** ( પાપને ) **जाणइ** ( જાણે છે ) અને **सोच्चा** ( સાંભળીને જ ) **उभयंपि** ( બન્ને ને ) **जाणइ** ( જાણે છે ) **जं** ( જે ) **सेयं** ( હિતકારી હોય ) **तं** ( તેને ) **समायरे** ( આચરે ).

ભાવાર્થ:– ગુરુની પાસેથી ધર્મનું શ્રવણ કરીને, જ્ઞાન પ્રાપ્ત કરીને સાધક કલ્યાણકારી શું છે ? પાપકારી શું છે ? અને પુણ્ય પાપકારી શું છે ? તે બધું જાણી શકે છે અને તે પૈકી જે હિતાવહ હોય તેને જ આચરે. ॥ ૧૧ ॥

जो जीवेऽवि न याणेइ, अजीवे वि न याणइ ।
जीवाजीवे अयाणंतो, कहं सो नाहीइ संजमं? ॥१२॥

પદાર્થાન્વય — **जो** ( જે ) **जीवे वि** ( જીવોને પણ ) **न याणेइ** ( જાણતો નથી ) **अजीवे वि** ( અજીવોને પણ ) **न याणेइ** ( જાણતો નથી ) **जीवाजीवे** ( જીવ અને અજીવને ( **अयाणंतो** ( નહિ જાણતો ) **सो** ( તે ) **संजमं** ( સંયમને ) **कहं** ( કેવી રીતે ) **नाहीइ** ( જાણી શકશે ? ).

ભાવાર્થ:– જે જીવને ( ચેતન તત્ત્વને ) પણ જાણતો નથી તેમજ અજીવ [ જડતત્ત્વને ] પણ જાણતો નથી, તે જીવાજીવને નહિ જાણનાર સંયમને કેમ જાણી શકશે ? સૌથી પ્રથમ આત્મતત્ત્વને જાણવું ઘટે. તેને જાણવાથી અજીવનું જ્ઞાન થઈ શકે છે. અને તે બે તત્ત્વોને યથાર્થ રૂપે જાણ્યા પછી આખા જગતના સ્વરૂપનો ખ્યાલ આવે છે. આ સમજ આવ્યા પછી સાચા સંયમને સમજી તેની આરાધના થઇ શકે છે ॥ ૧૨ ॥

जो जीवेऽवि वियाणेइ, अजीवेऽवि वियाणइ ।
जीवाजीवे वियाणंतो, सो हु नाहीइ संजमं ॥१३॥

પદાર્થાન્વય:— **जो** ( જે ) **जीवे वि** ( જીવોને પણ ) **वियाणेइ** ( જાણે છે ) **अजीवे वि** ( અજીવો ને પણ ) **वियाणइ** ( જાણે છે ) **जीवाजीवे** ( જીવ અને અજીવને ) **वियाणंतो** ( જાણનારો ) **सो** ( તે ) **संजमं** ( સંયમને ) **हु** ( નિશ્ચયથી ) **नाहीइ** ( જાણશે ).

ભાવાર્થ:– જે જીવોને તથા અજીવોને જાણે છે તે જીવાજીવોને જાણીને સંયમને પણ યથાર્થ જાણી શકશે. ॥ ૧૩ ॥

जया जीवमजीवे अ, दोऽवि एए वियाणइ ।
तया गइं बहुविहं, सव्वजीवाण जाणइ ॥१४॥

પદાર્થાન્વય:— **जया** ( જ્યારે ) **जीवमजीवे अ** [ જીવ અને અજીવ ] **एए** ( એ ) **दोऽवि** ( બન્નેને ) **वियाणइ** ( જાણી લે છે ) **तया** ( ત્યારે ) **सव्वजीवाण** ( સર્વ જીવોની ) **बहुविहं** ( બહુ ભેદવાળી ) **गइं** ( ગતિને ) **जाणइ** ( જાણે છે )

ભાવાર્થ – જ્યારે જીવ તથા અજીવ એમ બંને તત્ત્વોને જાણે છે ત્યારે તે સર્વજીવોની બહુ-પ્રકારની ( નરક, તિર્યંચ, મનુષ્ય અને દેવ સંબંધી ) ગતિને પણ જાણી શકે છે. ॥ ૧૪ ॥

जया गई बहुविहं, सव्वजीवाण जाणइ ।
तया पुण्णं च पावं च, बंधं मुक्खं च जाणइ ॥१५॥

પદાર્થાન્વય.— जयासव्वजीवाण बहुविहं गई जाणइ ( જે સમયે સર્વ જીવોની બહુ ભેદવાળી ગતિને જાણી લે છે ) तया ( તે સમયે ) पुण्णं च पावं च ( પુણ્ય અને પાપને તથા ) बंधं च मुक्खं च [ બન્ધ અને મોક્ષને પણ ] जाणइ [ જાણે છે ]

ભાવાર્થ.– જ્યારે બધા જીવોની સર્વ પ્રકારની ગતિ જાણે છે ત્યારે તે સાધક પુણ્ય,પાપ, બંધ, મોક્ષ એમ ચારે વસ્તુઓને જાણી શકે છે. પાપ અને બંધથી શી ગતિ થાય છે ? અને પુણ્યથી કેવું બાહ્યસુખ અને કર્મમુક્તિથી કેવો આત્મિક આનંદ મળે છે, આ વધું બરાબર સમજી શકે છે ॥ ૧૫ ॥

जया पुण्णं च पावं च, बंधं मुक्खं च जाणइ ।
तया निव्विदए भोए, जे दिव्वे जे अ माणुसे ॥१६॥

પદાર્થાન્વય.— जया पुण्णं च पावं च बंधं मुक्खं च जाणइ ( જ્યારે પુણ્ય અને પાપ તથા બન્ધ અને મોક્ષને જાણી લે છે ) तया ( ત્યારે ) जे ( જે ) दिव्वे [ દેવોના ] जे अ ( અને જે ) माणुसे ( મનુષ્યોના ) भोए ( ભોગોથી ) निव्विदए ( વિરકત બને છે )

ભાવાર્થ.– જ્યારે પુણ્ય, પાપ, બંધ અને મોક્ષના સ્વરૂપને જાણે છે ત્યારે તે દુઃખના મૂળરૂપ દેવ અને મનુષ્ય આદિ સંબંધી કામભોગોથી નિર્વેદ પામે છે. વૈરાગ્ય પામી કામભોગોથી નિવૃત્ત થાય છે. ॥ ૧૬ ॥

जया निव्विदए भोए जे दिव्वे जे अ माणुसे ।
तया चयइ संजोगं, सब्भिंतरबाहिरं ॥१७॥

પદાર્થાન્વય.— जया जे दिव्वे जे अ माणुसे भोए निव्विदए ( જ્યારે દિવ્ય અને માનવીય ભોગોથી વિરકત થઈ જાય છે. ) तया ( ત્યારે ) सब्भिंतरबाहिरं ( આભ્યંતર અને બહારના ) संजोगं [ સંયોગને ] चयइ ( છોડી દે છે )

ભાવાર્થ.– જ્યારે દેવતા અને મનુષ્ય સંબંધી ભોગો પરથી નિર્વેદ પામે છે ત્યારે તે કષાયાદિ અભ્યંતર સંયોગ અને બાહ્ય સંયોગ કુટુંબાદિને ત્યાગી દે છે. ॥ ૧૭ ॥

जया चयइ संजोगं सब्भिंतरबाहिरं ।
तया मुंडे भवित्ताणं, पव्वइए अणगारियं ॥१८॥

પદાર્થાન્વયઃ- जया सब्भिंतरबाहिरं संजोगं चयइ (જ્યારે આભ્યંતર અને બાહ્ય સંયોગને છોડી દે છે.) तया [ત્યારે] मुंडे भवित्ताणं [મુંડિત થઈને] अणगारियं [અણગાર પણામાં] पव्वइए [દીક્ષિત થાય છે]

ભાવાર્થઃ-જ્યારે આભ્યંતર અને બાહ્ય સંયોગોને તજે છે ત્યારે જ તે દ્રવ્ય અને ભાવથી મુંડિત બનીને સાચું સાધુત્વ અંગીકાર કરે છે. ॥ ૧૮ ॥

जया मुंडे भवित्ताणं, पव्वइए अणगारियं ।
तया संवरमुक्किट्ठं, धम्म फासे अणुत्तरं ॥१९॥

પદાર્થાન્વય - जया मुंडे भवित्ताणं अणगारियं पव्वइए (જ્યારે મુંડિત થઈને અણગાર ભાવને પ્રાપ્ત થાય છે.) तया [તે સમયે] उक्किट्ठं [શ્રેષ્ઠ] संवरं [સંવરને] अणुत्तरं (સર્વથી શ્રેષ્ઠ) धम्मं (ધર્મને) फासे (સ્પર્શ કરે છે.)

ભાવાર્થ - જ્યારે મુંડિત થઈને તે અણગારપણું સ્વીકારે છે ત્યારે જ તે સંવર (પાપનું રૂંધન) ઉત્તમ ધર્મનો સ્પર્શ કરે છે ॥ ૧૯ ॥

जया संवरमुक्किट्ठं, धम्म फासे अणुत्तरं ।
तया धुणइ कम्मरयं, अवोहिकलुसं कडं ॥२०॥

પદાર્થાન્વયઃ- जया संवरमुक्किट्ठं अणुत्तरं धम्मं फासे [જ્યારે સર્વથી શ્રેષ્ઠ સંવર રૂપ અનુત્તર ધર્મનો સ્પર્શ કરે છે] तया [ત્યારે] अवोहिकलुसं कडं (મિથ્યાત્વ દૃષ્ટિથી કરેલ-બાંધેલ) कम्मरयं (કર્મરજને) धुणइ [ખખેરે છે-દૂર કરે છે.]

ભાવાર્થઃ- જ્યારે સંવરરૂપ ઉત્કૃષ્ટ ધર્મને સ્પર્શ કરે છે ત્યારે અબોધિ (અજ્ઞાન) રૂપ કલુષતાથી સંચિત કરેલા પાપકર્મરૂપી મેલને દૂર કરી શકે છે ॥ ૨૦ ॥

जया धुणइ कम्मरयं, अवोहिकलुसं कडं ।
तया सव्वत्तगं नाणं, दंसणं चाभिगच्छइ ॥२१॥

પદાર્થાન્વયઃ- जया अवोहिकलुसं कडं कम्मरयं धुणइ (જ્યારે મિથ્યાદૃષ્ટિ ભાવથી સંચિત કરેલ કર્મરજ આત્માથી ભિન્ન કરે છે) तया (ત્યારે) सव्वत्तगं (સર્વ લોકાલોકવ્યાપી) नाणं (કેવળજ્ઞાન) च (અને) दंसणं [કેવળ દર્શનને] अभिगच्छइ [પ્રાપ્ત કરે છે - પ્રગટ કરે છે)

ભાવાર્થ - સાધક જ્યારે અજ્ઞાન દ્વારા અનાદિ કાળથી એકઠો કરેલ કર્મરૂપી મેલ દૂર કરે છે ત્યારે જ સર્વવ્યાપી કેવળજ્ઞાન અને કેવળદર્શનને પામે છે ॥ ૨૧ ॥

जया सव्वत्तगं नाणं, दंसणं चाभिगच्छइ ।
तया लोगमलोगं च, जिणो जाणइ केवली ॥२२॥

પદાર્થાન્વય- जया सव्वत्तगं नाणं च दंसणं अभिगच्छइ ( જ્યારે સર્વવ્યાપી કેવળજ્ઞાન કેવળદર્શનને પ્રાપ્ત કરે છે ) तयो (ત્યારે) जिणो (રાગ દ્વેષને જીતનાર જિન ) केवली ( કેવળજ્ઞાન ધારી ) लोगं (લોકને ) च (અને ) अलोगं (અલોકને ) जाणइ (જાણે છે )

ભાવાર્થ.- જ્યારે તે સર્વવ્યાપી કેવળજ્ઞાન અને કેવળદર્શનને પામે છે ત્યારે તે જિન (રાગ અને દ્વેષ રહિત ) કેવળી થઈને લોક અને અલોકના સ્વરૂપને-સર્વભાવોને જાણે છે. ॥ ૨૨ ॥

जया लोगमलोगं च, जिणो जाणइ केवली ।
तया जोगे निरुंभित्ता, सेलेसिं पडिवज्जइ ॥२३॥

પદાર્થાન્વય - जया (જ્યારે) लोगमलोगं च केवली जिणो जाणइ ( લોક અને અલોકને કેવળજ્ઞાની જિન જાણે છે ) तया (ત્યારે) जोगे ( યોગોને ) निरुभित्ता ( નિરોધ કરીને ) सेलेसिं ( સુમેરૂ સમાન નિશ્ચલ ભાવને ) पडिवज्जइ ( પ્રાપ્ત કરે છે )

ભાવાર્થ·- જ્યારે તે કેવળી જિન લોક અને અલોકના સ્વરૂપને જાણે છે ત્યારે તે મન, વચન અને કાયાના સર્વ વ્યાપારોને રૂંધીને શૈલેશી કરણ ( જ્યાં મેરુ જેવી આત્માની અડોલ સ્થિતિ થાય છે તે ) અવસ્થાને પામે છે ॥ ૨૩ ॥

जया जोगे निरुंभित्ता, सेलेसिं पडिवज्जइ ।
तया कम्मं खवित्ताणं सिद्धिं गच्छइ नीरओ ॥२४॥

પદાર્થાન્વય - जया जोगे निरुंभित्ता, सेलेसिं पडिवज्जइ ( જ્યારે યોગોનું નિરૂંધન કરીને પર્વતરાજ સમાન સ્થિર થઈ જાય છે ) तया (ત્યારે) नीरओ ( રજ રહિત થઇ ને ) कम्मं (કર્મને) खवित्ताणं (ક્ષય કરીને) सिद्धिं (સિદ્ધ ગતિમાં) गच्छइ (જાય છે.)

ભાવાર્થ।- જ્યારે તે યોગોને રૂંધીને શૈલેશી અવસ્થાને પામે છે ત્યારે શેષ રહેલા અઘાતિ કર્મોને પણ ક્ષય કરીને કર્મરૂપી રજથી સર્વથા રહિત બની સિદ્ધગતિને પ્રાપ્ત થાય છે ॥ ૨૪ ॥

जया कम्मं खवित्ताणं, सिद्धिं गच्छइ नीरओ ।
तया लोगमत्थयत्थो, सिद्धो हवइ सासओ ॥२५॥

પદાર્થાન્વય·- जया कम्मं खवित्ताणं, नीरओ सिद्धिं गच्छइ [ જ્યારે કર્મ ક્ષય કરીને અને નીરજ થઇ ને સિદ્ધ ગતિમાં જાય છે ) तया (ત્યારે) लोगमत्थयत्थो [ લોકના મસ્તક પર સ્થિત થઇ ને ] सासओ [ શાશ્વત ] सिद्धो [ સિદ્ધ ] हवइ [ થઈ જાય છે. ]

ભાવાર્થઃ– જ્યારે સર્વ કર્મનો ક્ષય કરીને કર્મરૂપી રજથી રહિત થઈ સિધ્ધગતિને પામે છે ત્યારે સ્વાભાવિક-રીતે લોકના અગ્રભાગપર જઇ તે શાશ્વત સિધ્ધ થાય છે. આત્માનો સહજ-સ્વભાવ ઉર્ધ્વગમનનો છે છતાં કર્મવશાત્ તેની વિલોમ ગતિ થયા કરે છે. જ્યારે તે કર્મથી સર્વથા રહિત થાય છે ત્યારે સરલગતિથી ઉર્ધ્વગમન કરે છે ॥ ૨૫ ॥

सुहसायगस्स समणस्स,
सायाउलगस्स निगामसाइस्स ।
उच्छोलणापहोअस्स,
दुल्लहा सुगई तारिसगस्स ॥२६॥

પદાર્થાન્વય – **सुहसायगस्स** (સુખના આસ્વાદનો ઇચ્છુક) **सायाउलगस्स** (સાતાને માટે આકુળ) **निगामसाइस्स** (અત્યંત શયન કરનાર) **उच्छोलणापहोअस्स** (કારણવિના હાથ-પગ ધોનાર) **तारिसगस्स** (તેવી જાતના) **समणस्स** (સાધુને) **सुगई** (ઉત્તમગતિ–સદ્‌ગતિ) **दुल्लहा** (દુર્લભ છે)

ભાવાર્થઃ– જે સુખનો સ્વાદક હોય અર્થાત્ ઇન્દ્રિયસુખનો અભિલાષી હોય, પોતાને કેમ સુખ મળે તે માટે સદા આકુળ રહેતો હોય, ઘણુ ઊંઘી રહેવાના સ્વભાવવાળો હોય અને સતત હાથ પગ ઇત્યાદિ અંગોને વિભૂષા અર્થે ધોયા કરવાનો જેનો સ્વભાવ હોય તેવા બહિર્દષ્ટિ સાધુને સુગતિ દુર્લભ છે ॥ ૨૬ ॥

तवोगुणपहाणस्स उज्जुमइखंतिसंजमरयस्स ।
परीसहे जिणंतस्स सुलहा सुगई तारिसगस्स ॥२७॥

પદાર્થાન્વય – **तवोगुणपहाणस्स** (તપ રૂપી ગુણથી પ્રધાન) **उज्जुमइ** (સરલમતિવાળો–મોક્ષ માર્ગમા મતિવાળો) **खंतिसंजमरयस्स** (ક્ષમા અને સંયમમા રકત) **परिसहे** (પરિષહોને) **जिणंतस्स** (જીતનાર) **तारिसगस्स** (તેવી જાતના–તેવા સાધકને) **सुगई** [ સદ્‌ગતિ–સુગતિ ] **सुलहा** (સુલભ છે)

ભાવાર્થઃ– જેનામાં આભ્યંતર તથા બાહ્ય તપશ્ચર્યાના ગુણ પ્રધાન પણે છે, જે પ્રકૃતિથી સરલ, ક્ષમા તથા સંયમમાં રકત, બાવીસ પરીષહોને જીતનાર હોય એવા સાધકને સુગતિ સુલભ થાય છે. ॥ ૨૭ ॥

पच्छावि ते पयाया खिप्पं गच्छंति अमरभवणाइ ।
जेसिं पिओ तवो संजमो अ खंती अ बंभचेरं च ॥२८॥

પદાર્થાન્વય – **जेसिं** (જેઓને) **तपो** (તપ) **अ** (અને) **संजमो** (સંયમ) **अ** (અને)

ત્તીની [ ક્ષમા ] च ( અને ) बंभचेरं ( બ્રહ્મચર્ય ) पिओ ( પ્રિય છે ) ते ( તે ) पच्छावि ( પાછલી અવસ્થામાં પણ ) पयाया ( સંયમમાર્ગમાં ચાલ્યા હોય ) खिप्पं ( શીઘ્ર ) अमरभवणाइं ( દેવોના ભવનોમાં ) गच्छंति ( જાય છે. )

ભાવાર્થ:- જેમને તપ, સંયમ, ક્ષમા અને બ્રહ્મચર્ય પ્રિય છે તેવા પાછલી વયમાં પણ સયમ માર્ગમાં ગયેલા ( માર્ગને પ્રાપ્ત થયેલા ) સાધકો શીઘ્રતાથી અમરભવનો ( ઉચ્ચ પ્રકારના દેવલોકના સ્થાનો ) ને પ્રાપ્ત કરે છે- અર્થાત્ અલ્પકાળનો પણ ઉચ્ચ સંયમ ઉચ્ચગતિનું કારણ બને છે. ॥ ૨૮ ॥

इच्चेयं छज्जीवणियं, सम्मद्दिट्ठी सया जए ।

दुल्लहं लहित्तु सामण्णं, कम्मुणा न विराहिज्जासि ॥२९॥

પદાર્થાન્વય:- सया ( સદા ) जए ( યતના કરનાર ) समद्दिट्ठी ( સમ્યગ્દષ્ટિ જીવ ) दुल्लहं ( દુર્લભ ) सामण्णं ( સાધુપણાને ) लहित्त ( પ્રાપ્ત કરીને ) इच्चेयं ( આ પ્રમાણે ) छज्जीवणियं ( ષટ્ કાયની ) कम्मुणा ( મન, વચન, કાયાની ક્રિયાથી ) न विराहिज्जासि ( વિરાધના ન કરે ) ति – इति [ આ પ્રમાણે ] बेमि ( હું કહું છુ )

ભાવાર્થ.- આ પ્રમાણે હમેંશા યતનાવાન્ અને સમ્યગ્દષ્ટિ સાધુ, દુ:ખે કરીને પામી શકાય તેવી આદર્શ સાધુતાને પામીને પૂર્વોકત ષડ્જીવનિકાયની મન, વચન, કાયા એમ ત્રણેય યોગોથી વિરાધના ન કરે.

શ્રી સુધર્મા સ્વામી શ્રી જમ્બૂસ્વામીજી પ્રત્યે કહે છે કે- હે જમ્બૂ ! જેવા પ્રકારે મે શ્રમણ ભગવાન શ્રી મહાવીર સ્વામી પાસેથી ષડ્જીવનિકાયનામક અધ્યયનનો અર્થ શ્રવણ કરેલ છે. તેવા પ્રકારે મેં તમારી સામે કહ્યો છે. ( પોતાની બુદ્ધિથી કંઇપણ કહેલ નથી. ) ॥ ૨૯ ॥

॥ ષડ્જીવનિકાધ્યયન સમાપ્ત ॥



# पिण्डेसणा णामं पंचमज्झयणं

## [ પાંચમું અધ્યયન—પિણ્ડેષણા ]

### —પ્રથમ ઉદ્દેશ—

संपत्ते भिक्खकालंमि, असंभंतो अमुच्छिओ ।
इमेण कमजोगेण, भत्तपाणं गवेसए ॥ १ ॥

પદાર્થાન્વય- **भिक्खकालम्मि** ( ભિક્ષાનો સમય ) **संपत्ते** ( પ્રાપ્ત થવા પર ) **असंभंतो** ( ચિત્તની વ્યાકુલતાથી રહિત ) **अमुच्छिओ** ( આહારાદિમાં મૂર્ચ્છિત ન થનાર ) **इमेण** ( આ ) **कमजोगेण** ( ક્રમ યોગથી ) **भत्तपाणं** ( અન્નપાણીની ) **गवेसए** ( ગવેષણા કરે. )

ભાવાર્થ – ભિક્ષાનો કાળ પ્રાપ્ત થાય ત્યારે વ્યાકુળતા રહિત અને મૂર્છા રહિત ( આગળ બતાવવામા આવશે તે ) ક્રમયોગથી ભાત પાણી ( ભિક્ષા ) ની ગવેષણા કરે. ( શોધ કરે ), સાધક ભિક્ષુકે પ્રથમ પ્રહરમાં સ્વાધ્યાય, બીજા પ્રહરમા ધ્યાન અને ત્રીજા પ્રહરમાં ભંડોપકરણ–સંયમને ઉપયોગી સાધનોની પ્રતિલેખના કરી વર્તમાનકાળની પરિસ્થિતિને અનુલક્ષી જે ગામમાં જે ગોચરીનો સમય હોય તે સમયે ભિક્ષાચરી કરવા જવું ઘટે ॥ ૧ ॥

से गामे वा नगरे वा, गोअरग्गगओ मुणी ।
चरे मंदमणुव्विग्गो, अव्वक्खित्तेण चेअसा ॥ २ ॥

પદાર્થાન્વય – **गोअरग्गगओ** ( ગોચરાગ્રમા ગયેલો ગોચરીયે ગયેલો ) **से** ( તે સાધુ ) **गामे वा** ( ગામ અથવા ) **नगरे वा** ( નગરમા ) **अणुव्विग्गो** ( ઉદ્વેગ રહિત ) **अव्वक्खित्तेण** ( અવિક્ષિપ્ત ) **चेयसा** ( ચિત્તથી ) **मंदं** ( શનૈ શનૈ –ધીરે ધીરે ) **चरे** ( ચાલે. )

ભાવાર્થ – તે ગામમા અથવા નગર આદિમાં ગોચરી ગયેલો સાધુ ઉદ્વેગ રહિત બની અવ્યાકુળ ચિત્તથી મંદ મંદ ( ઉપયોગ પૂર્વક ) ચાલે

ચાલતી વખતે કેમ ચાલવું તે વિધિ આગળ બતાવે છે. ॥ ૨ ॥

पुरओ जुगमायाए पेहमाणो महिं चरे ।
वज्जंतो बीयहरियाइं पाणे य दगमट्टियं ॥ ३ ॥

પદાર્થાન્વય:- जुगमायाए (યુગમાત્ર અર્થાત્ શરીરપ્રમાણથી પોતાના સાડાત્રણ હાથ) पुरओ (આગળ) महिं (પૃથ્વીને) पेहमाणो (જોતો) बीयहरियाइं (બીજ અને લીલોતરીને) पाणे (પ્રાણીઓને) दगमट्टियं (સચિત્ત પાણી અને સચિત્ત માટીને) वज्जंतो (વર્જતો) चरे (ગમન કરે) अ (અને) તેજસ્કાયાદિને પણ વર્જતો ગમન કરે)

ભાવાર્થ:- આગળ યુગ -- ધુસર પ્રમાણ સાડા ત્રણ હાથથી ચાર હાથ પ્રમાણ સુધી ભૂમિપર દૃષ્ટિ બરાબર લંબાવીને બીજ, વનસ્પતિ, પ્રાણીઓ, સચિત્ત જળ અને મૃત્તિકાથી દૂર રહીને બરાબર જોયા પછી જ ઉપયોગપૂર્વક ચાલે ॥ ૩ ॥

ओवायं विसमं खाणुं विज्जलं परिवज्जए ।
संकमेण न गच्छेज्जा विज्जमाणे परक्कमे ॥ ४ ॥

પદાર્થાન્વય - ओवायं (ગર્ત - ખાડા ખાણ વગેરે) विसमं (વિષમ સ્થાન) खाणुं (ઠુંઠા કે) विज्जलं (કીચડ - કાદવવાળી જગ્યાને) परिवज्जए (છોડી દે) परिक्कमे (અન્ય માર્ગ) विज्जमाणे (વિદ્યમાન હોવાપર) संकमेण (જલાદિમાં કાષ્ઠાદિ રાખીને સંક્રમણ કરીને) न गच्छिज्जा (ન જાય).

ભાવાર્થ.- પૂર્વોક્ત ગુણસંપન્ન સાધુ, ખાડ કે ઉચી નીચી વિષમ જગ્યા અને વૃક્ષના ઠુંઠા કે કાદબવાળા માર્ગને છોડી દે. તેમજ બીજો સારો માર્ગ હોય તો ખાડને ઓળંગવા સારૂ કાષ્ઠ પાષાણ વગેરે ગોઠવ્યા હોય તો તે ઉપર પણ ચાલે નહિ. ॥ ૪ ॥

पवडंते व से तत्थ पक्खलंते व संजए ।
हिंसेज्ज पाणभूयाइं तसे अदुव थावरे ॥५॥

પદાર્થાન્વય :—से (તે) संजए (સાધુ) तत्थ (તેમાં) पवडंते (પડતા) व (અથવા) पक्खलंते (સ્ખલિત થતાં) पाणभूयाइं- (પ્રાણી અને ભૂતોની) तसे (ત્રસ) अदुव (અથવા) थावरे (સ્થાવર જીવોની) हिंसेज्ज (હિંસા કરે છે)

ભાવાર્થ :- કારણ કે તેવા વિષમ માર્ગે જતા ત્યાં તે સંયમી કદાચિત્ લપસી પડે કે ખાડામા પડી જાય તો ત્રસ-હાલતા-ચાલતા જીવોની તથા સ્થાવર જીવોની હિંસા થાય. ॥૫॥

तम्हा तेण न गच्छेज्जा संजए सुसमाहिए ।
सइ अन्नेण मग्गेण जयमेव परक्कमे ॥६॥

પદાર્થાન્વય :- तम्हा (આટલા માટે) सुसमाहिए (સારી રીતે સમાધિ રાખનાર-સુસમાધિવંત) संजए (સાધુ) अन्नेण मग्गेण (અન્ય માર્ગના) सइ (હોવાપર) तेण (પૂર્વોક્ત માર્ગથી) न गच्छिज्जा (ન જાય) जयमेव (યતનાપૂર્વક ઉક્ત માર્ગથીજ) परक्कमे (ગમન કરે)

ભાવાર્થ :– માટે સુસમાધિવંત સંયમી અન્ય સારો માર્ગ હોય તો તેવા વિષમ માર્ગે ન જાય. અને જો સારો માર્ગ ન જ હોય તો તે માર્ગે બહુ ઉપયોગ પૂર્વક ગમન કરે. ઉપયોગપૂર્વક ચાલનાર પોતે પડતો નથી, તેને પડવાનો ભય રહેતો નથી. તેમજ પરની પણ હિંસા થતી નથી. ॥૬॥

इंगालं छारियं रासिं तुसरासिं च गोमयं ।
ससरक्खेहिं पाएहिं संजमो तं नइक्कमे ॥७॥

પદાર્થાન્વય – **संजओ** (સંયત–મુનિ) **इंगालं** ( કોલસાના ઢગલાપર ) **छारियं रासिं** ( રાખના ઢગલાપર) **तुसरासिं** [શેતરાના ઢગલાપર] **च** (અને) **गोमयं** (છાણુના ઢગલાપર) **तं** ( તે ઢગલાઓનું ) **ससरक्खेहिं** ( રજથી ભરેલા –રજસહિત ) **पाएहिं** ( પગોથી ) **नइक्कमे** (અતિક્રમણુ ન કરે–ઓળંગીને ન જાય)

ભાવાર્થ :– ગોચરી જતાં માર્ગમાં પૃથ્વીકાયના પ્રાણીની રક્ષા માટે સાધુ અગારાના ઢગલાપર અર્થાત્ કોલસાના ઢગલાપર, રાખના ઢગલાપર, ડાગર ઇત્યાદિ શેતરાના ઢગલાપર કે છાણુના ઢગલાપર સચિત્ત રજથી ખરડાયેલા પગે ગમન ન કરે કે તેને ઓળઘે પણ નહિ. સચિત્ત રજને પૂંજ્યાવિના તે વસ્તુઓ પર પગ મુકવાથી સચિત્ત રજના જંતુઓ નાશ પામે માટે નિષેધ કરેલ છે. ॥૭॥

न चरेज्ज वासे वासंते महियाए व पडंतीए ।
महावाए व वायंते तिरिच्छसंपाइमेसु वा ॥८॥

પદાર્થાન્વય – **वासे** ( વર્ષા ) **वासंते** (વરસવાપર) **व** ( અથવા) **महियाए** (ધુમ્મસ ) **पडंतीए** (પડવાપર) **व** ( અથવા ) **महावाए** ( મહાવાયુના) **वायंते** ( વહેવાપર–વાતો હોય ત્યારે) **वा** ( અથવા ) **तिरिच्छसंपाइमेसु** ( તિર્યંચ ગતિવાળા અર્થાત્ પતગ આદિના ઉડવાપર ) **न चरेज्ज** ( ન ચાલે )

ભાવાર્થ :– જલકાય ઇત્યાદિની રક્ષામાટે વરસાદ વરસતો હોય, ધુંવર પડતી હોય, મહા–વાયુ વાતો હોય કે ખૂબ ધુળ ઉડતી હોય તથા માખી, મચ્છર, પતગીયા વગેરે અનેક પ્રકારના જીવો ઉડી રહ્યા હોય તેવા વખતે સંયમીએ ગોચરી અર્થે ન જવુ જોઇએ. ॥૮॥

न चरेज्ज वेससामंते वंभचेरवसाणुए ।
वंभयारिस्स दंतस्स होज्जा तत्थ विसोत्तिया ॥९॥

પદાર્થાન્વય :– **वंभचेरवसाणुए** ( બ્રહ્મચર્ય વશવર્ત્તી સાધુ ) **वेससामंते** ( વેશ્યાના સમીપ સ્થાનમા ) **न चरेज्ज** ( ન જાય ) **तत्थ** ( ત્યા ) **दतस्स** ( જિતેન્દ્રિય ) **वंभयारिस्स** (બ્રહ્મચારીને) **विसुत्तिया** [ અપધ્યાન–સયમરૂપ ધાન્યને સુકવી નાખનાર મનોવિકાર ] **हुज्जा** [ઉત્પન્ન થઈ જાય]

ભાવાર્થ — ગોચરી ગયેલો ભિક્ષુ ગૃહસ્થોના ઘરની બારીઓ કે ગવાક્ષ સામે, દીવાલોના સાંધાના વિભાગ સામે, બે ઘરની સંધીના વિભાગ સામે, બારણા સામે કે પાણી રાખવાના ભવન સામે ન જુએ એવા શંકાના અન્ય સ્થાનોને પણ દુરથી છોડી દે ચાલતાં ચાલતાં તેવા સ્થાનો પર લક્ષ ન આપે. આવાં સ્થાનો જોવાથી કોઈને શંકા થાય કે આ કોઈ ચોર જેવો લાગે છે.

रन्नो गिहवईणं च रहस्सारक्खियाण य ।
संकिलेसकरं ठाणं दूरओ परिवज्जए ॥ १६ ॥

પદાર્થાન્વય :— रन्नो [ રાજાના ] गिहवईणं [ ગૃહપતીઓના ] च [ અને ] आरक्खियाण ( કોટપાલાદિના ) रहस्स ( ગુપ્તવાર્તાદિ કરવાના સ્થાનની ) य [ તથા ] संकिलेसकरं ठाणं [ ક્લેશકારક સ્થાનોને ] दूरओ ( દુરથી ) परिवज्जए [ છોડી દે ]

ભાવાર્થ :— તેમજ રાજાઓ, ગૃહપતિઓ કે પોલીસના રહસ્ય ( એકાંત વાર્તાલાપ ) ના કે જે ક્લેશકર ભયસ્થાનો છે તેને દુરથીજ છોડી દે. આવાં સ્થાનોનું નિરીક્ષણ કરવાથી પોતા પર કોઈને વ્હેમ ઉત્પન્ન થાય ॥ ૧૬ ॥

पडिकुट्ठं कुलं न पविसे मामगं परिवज्जए ।
अचियत्तं कुलं न पविसे चियत्तं पविसे कुलं ॥ १७ ॥

પદાર્થાન્વય — पडिकुट्ठं [ લોકનિષિદ્ધ ] कुलं [ કુળમાં ] न पविसे [ પ્રવેશ ન કરે ] मामगं ( ગૃહસ્વામી એમ કહે કે મારે ઘેર આવશો નહીં એવા ઘરને ) परिवज्जए ( છોડી દે ) अचियत्तं कुलं [ જે કુળમા જવાથી મનુષ્યોને અપ્રીતિ હોય તેવા કુળમાં ] न पविसे [ પ્રવેશ ન કરે ] चियत्तं [ જે કુળમાં પ્રીતિ–આદર હોય તેવા ] कुलं [ કુળમા ] पविसे [ પ્રવેશ કરે ]

ભાવાર્થ :— લોકનિષિદ્ધ કુળમા પ્રવેશ ન કરે વળી જે ગૃહપતીએ પોતેજ નિષેધ કર્યો હોય કે "મારે ઘેર ન આવશો" તેવા ગૃહ તથા જે ઘેર જવાથી તે ઘરના મનુષ્યોને અપ્રીતિ થાય ત્યા પણ પ્રવેશ ન કરે પણ જે કુળમા પ્રેમ ભક્તિ હોય ત્યાં ભિક્ષુ ભિક્ષાર્થે પ્રવેશ કરે. ॥ ૧૭ ॥

साणी पावारपिहियं अप्पणा नावपंगुरे ।
कवाडं नो पणोल्लेज्जा ओग्गहंसि अजाइया ॥ १८ ॥

પદાર્થાન્વય — साणी पावारपिहियं [ શણના કે વાસના બનાવેલ પડદાથી અથવા વસ્ત્રાદિના પડદાથી ઢાંકેલ દ્વારને ] उग्गहंसि ( આજ્ઞા ) अजाइया ( માંગ્યા વિના – લીધા વિના ) अप्पणा ( પોતેજ ) नावपंगुरे [ ખોલે નહિ ] कवाडं [ કમાડને–દ્વારને ] नो पणुल्लिज्जा [ ખોલે નહિ– ઉઘાડે નહિ ]

ભાવાર્થ :— ગૃહસ્થના ઘેર ગોચરી ગયેલો સાધુ ઘરના માલિકની રજા વગર કમાડ ખોલે નહિ. શણના કે વાંસના પડદાને ઉઘાડે નહીં કે ઠેલે પણ નહીં. બારણા બંધ કરી ગૃહસ્થો, કોઇ રહસ્ય ક્રિયા કરતા હોય તો તેવા સમયે ઓચિંતા બારણું ખોલવાથી તેની લાગણી દુભાય અથવા ક્રોધનું કારણ બની જવાય. આવા બધા દોષોની આપત્તિ નિવારવા માટે તેમ કરવું ન જોઇએ, કદાચ બારણું ખુલ્લું હોય તો પણ વિવેક જાળવવો ઉત્તમ છે. અને આ નિયમ એક સામાન્ય વ્યકિતને માટે પણ આદરણીય છે જો આ નિયમ વ્યવસ્થિત રીતે પળાતો હોય તો " રજા વગર પ્રવેશ કરવો નહીં " એમ બોર્ડ લગાડવાની જરૂર ન રહે ॥ ૧૮ ॥

गोयरग्गपविट्ठो उ वच्चोमुत्तं न धारए ।
ओगासं फासुयं नच्चा अणुन्नविय वोसिरे ॥ १९ ॥

પદાર્થાન્વય – **गोयरग्गपविट्ठो** [ ગોચરીયે ગયેલો ] **अ** [ પુન: [ **वच्चो** ( વડીનીતને ) **मुत्तं** ( મૂત્રની બાધા-લઘુ નીતને ) **न धारए** [ ધારણ ન કરે–રોકે નહીં પરંતુ ] **फासुयं** [ પ્રાસુક, નિરવદ્ય ] **ओगासं** ( જગ્યાને ) **नच्चा** ( જાણીને ) **अणुन्नविय** ( ગૃહસ્થની આજ્ઞા લઇને ) **वोसिरे** ( ત્યાગ કરે )

ભાવાર્થ :— મળમૂત્રની શંકા હોય તો તે નિવારીને પછીજ મુનિ ગોચરી માટે નિકળે કદાચિત્ રસ્તામાં આકસ્મિક શંકા થાય તો મળ કિંવા મૂત્ર વિસર્જન કરવાને યોગ્ય નિર્જીવ જગ્યા જોઇ એ જગ્યાના ખાસ માલિક હોય તો તેની આજ્ઞા લઇને બાધાને નિવારી લે. મળ મૂત્ર રોકવાનો પ્રયત્ન ન કરાય કારણ કે કુદરતી હાજતો રોકી દેવામાં આવે તો શરીરમાં વ્યાધિ ઉત્પન્ન થવાનો ભય રહે છે પરંતુ તે ક્રિયા ઉચિત સ્થાને કરવી ઘટે ॥ ૧૯ ॥

नीयदुवारं तमसं कोट्ठगं परिवज्जए ।
अचक्खुविसओ जत्थ पाणा दुप्पडिलेहगा ॥ २० ॥

પદાર્થાન્વય – **नीयदुवारं** ( નીચા દ્વારવાળા ) **तमसं** ( અંધકાર યુકત ) **कुट्ठगं** (કોઠા ઘરમા) **जत्थ** [ જે સ્થાનમા ] **अचक्खुविसओ** [ ચક્ષુ સ્વવિષયનું ગ્રહણ કરી ન શકે–જ્યાં દૃષ્ટિએ જોઈ શકાય નહીં ] **पाणा** ( બે ઇંદ્રીયાદિ પ્રાણી ને ) **दुप्पडिलेहगा** ( સારી રીતે જોઇ શકાય નહીં તેવા સ્થાનોને ) **परिवज्जए** [ છોડી દે ]

ભાવાર્થ :— જે ઘરનુ નીચું બારણુ હોય, જે ઘરમા અંધકાર વ્યાપ્ત હોય કે ઊંડું ભોયરૂં હોય તે સ્થાનમાં મુનિ ભિક્ષાર્થે ન જાય ત્યા અંધારૂ હોવાથી કઇ આંખથી જોઇ શકાય નહીં અને તેથી હાલતા ચાલતા પ્રાણીઓ ન દેખાય તો તેની હિંસાનો પણ ભય રહે છે. અંધારૂ હોય તો સંયમને યોગ્ય આહાર છે કે નહી, તેનો યોગ્ય નિર્ણય ન કરી શકાય. કદાચ પડી જવાય તો નાના મોટા જંતુઓને પણ હાનિ પહોચે તેથી આવા સ્થાનોને છોડી દે. ॥ ૨૦ ॥

ભાવાર્થ :– બ્રહ્મચર્યની રક્ષામાટે વેશ્યા રહેતી હોય એવા આસપાસના પ્રદેશમાં પણ સંયમી ન જાય. કારણ કે દમિતેન્દ્રિય ને બ્રહ્મચારી સાધકના ચિત્તમાં પણ તે નિમિત્તથી અસમાધિ થઈ શકે. વેશ્યા એ ચારીત્ર્યહીન સ્ત્રી. તેના આવાસમાં તો શું પરંતુ તેની આસપાસના પ્રદેશમાં પણ બ્રહ્મચારીએ જવું નહિ કારણ કે વિકારના બીજ કયા સંયોગમાં ઉગે વખતે પાંગરે તે કહી શકાય નહિ. માટે સદા સાવધાન રહેવું જોઈએ. ॥૯॥

अणाययणे चरंतस्स संसग्गीए अभिक्खणं ।
होज्ज वयाणं पीला सामण्णम्मि अ संसओ ॥१०॥

પદાર્થાન્વય — अणाययणे [ અસ્થાનમાં ] चरंतस्स [ ચાલનાર, જનાર, સાધુને ] अभिक्खणं [ વાર વારના ] ससग्गीए [ સંસર્ગથી ] वयाणं [ વ્રતોમાં ] पीला [ પીડા ] हुज्ज [ થાય ] अ [ અને ] सामण्णम्मि [ સાધુપણામા – સંયમમાં ] संसओ [ સંશય ઉત્પન્ન થાય]

ભાવાર્થ ·— એવા કુસ્થાને જતાં ત્યાના વાતાવરણનો વારંવાર સસર્ગ–પરિચય કરતાં અનેક પ્રકારના વિકલ્પો ઉપજે અને વાતાવરણની અસરને કારણે બધા વ્રતો–બધા નિયમોમા બાધા ઉત્પન્ન થાય તે દુખરૂપ લાગે તેમજ ગ્રહણ કરેલી સાધુતામાં સંશય થાય. એકવાર અબ્રહ્મચર્યની ઇચ્છા કરે ત્યાં બીજા મહાવ્રતોમા આપત્તિ આવ્યા વિના રહે નહિ. વિકૃતિને વશ થઇ વ્રતોનો ભંગ કરવાનું મન થાય. સાધુતાનો પાયો નિયમોની અડગતા પરજ છે. પ્રતિજ્ઞાથી પતિત થનાર સાધુ સર્વ કાંઈ ગુમાવે છે. માટે પતન કરનારા માર્ગોનો ત્યાગ કરવો જોઇએ ॥૨૦॥

तम्हा एवं वियाणित्ता दोसं दुग्गइवड्ढणं ।
वज्जए वेससामंतं मुणी एगंतमस्सिए ॥ १२ ॥

પદાર્થાન્વય .— तम्हा [ તે માટે ] एगंतमस्सिए [ એકાંતમાં રહેનારા ] मुणी [ સાધુ ] एवं [ આ પ્રકારે ] दुग्गइवड्ढणं [ દુર્ગતિને વધારનાર ] दोसं [ દોષને ] विआणित्ता [ જાણીને ] वेससामंतं [ વેશ્યાવાડાને–વેશ્યાના સમીપ વર્તી સ્થાનને ] वज्जए [ ત્યાગીદે ]

ભાવાર્થ .— માટે એકાંત મુક્તિનો ઇચ્છુક મુનિ આ પ્રમાણે દુર્ગતિને વધારનાર અને દોષોનું ગૃહ જાણીને વેશ્યાના પાડોસમા ગમનાગમન ન કરે ॥૧૨॥

साणं सूइय गाविं दित्तं गोणं हयं गयं ।
संडिब्भं कलह जुद्धं दूरओ परिवज्जए ॥१३॥

પદાર્થાન્વય — साणं [ શ્વાન–કૂતરો ] सूइयं गाविं [ નવ પ્રસૂતા ગાય ] दित्तं [ દર્પિત ] हयं [ અશ્વ ] गयं [ હાથી ] संडिब्भ [ બાળકોને રમવાનું સ્થાન ] कलहं [ કલહ સ્થાન ] जुद्धं [ યુદ્ધનું સ્થાન ] વગેરેને दूरओ [ દૂરથીજ ] परिवज्जए [ છોડીને ચાલે ]

ભાવાર્થ:— જ્યાં કૂતરા, તાજી પ્રસૂતિ પામેલી ગાય, મદોન્મત્ત બળદ અશ્વ કે ગજ વિગેરે હોય તથા બાળકોનું ક્રીડાસ્થાન કે કલહ અને યુદ્ધનું સ્થાન હોય તેવા સ્થાનને દૂરથીજ છોડી દેવું. આવા સ્થાનોમાં ચાલતાં આપત્તિનો સંભવ રહે છે, માટે ન જવું. ॥૧૨॥

अणुन्नए नावणए अप्पहिट्ठे अणाउले
इंदियाणि जहाभागं दमइत्ता मुणी चरे ॥ १३ ॥

પદાર્થાન્વય:- **मुणी** ( મુનિ ) **अणुन्नए** ( ઉન્નત ન થાય-બહુ ઊંચુ મુખ ન રાખે ) **नावणए** – ( અવનત ન થાય – અતિ નીચું મુખ ન રાખે – દીનતા ધારણ કરીને ન ચાલે ) **अप्पहिट्ठे** ( હર્ષિત થયા વિના ) **अणाउले** ( આકુલતા રહિત ) **इंदियाणि** ( ઇન્દ્રિયોને ) **जहाभागं** ( પોતપોતાના વિષયોની આસક્તિને ) **दमइत्ता** ( દમન કરીને ) **चरे** ( ચાલે )

ભાવાર્થ:— માર્ગે ચાલતો મુનિ બહુ ઊંચુ મુખ રાખે નહી કે બહુ નીચુ મુખ રાખે નહિ અથવા અભિમાન ધરે નહીં કે દીનતા રાખે નહિ. તેમજ ખોરાક વગેરે સુંદર મળવાથી બહુ રાજી ન થાય કે ન મળવાથી વ્યાકુળ ન થાય. પોતાની ઇંદ્રિયો તથા મનનું બરાબર સમતોલ પણું જાળવીને વિચરે. ॥૧૩॥

दवदवस्स न गच्छेज्जा भासमाणो य गोचरे
हसंतो नाभिगच्छेज्जा कुलं उच्चावयं सया ॥ १४ ॥

પદાર્થાન્વય:- **गोचरे** ( ગોચરીને માટે ) **उच्चावयं कुलं** ( ઉચ્ચ અથવા નીચ કુલમાં ) **सया** ( સદા ) **दवदवस्स** ( ઉતાવળો ઉતાવળો ) **अ** ( અને ) **भासमाणो** [ ભાષણ કરતો કરતો ] **न गच्छेज्जा** [ ન જાય ] **हसंतो** [ હસતો-હસતો ] **नाभिगच्छेज्जा** [ ગમન કરે નહીં ]

ભાવાર્થ — હમેશા સધન-નિર્ધન ઘરોમા અભેદ ભાવે ગોચરી જનાર સયમી બહુ ઉતાવળું ન ચાલે, તેમજ ચાલતા ચાલતા ન હસે, ન બોલે, ગોચરી જતાં વાર્તાલાપ કરવાથી કે હસવાથી પોતાની ક્રિયામા ઉપયોગ ન રહેવાથી નિર્દોષ આહારની ગવેષણા થઈ શકે નહીં, ઇર્યા સમિતિનુ પાલન પણ થઈ શકે નહીં. ॥૧૪॥

आभोयं थिग्गलं दारं संधिं दगभवणाणि य ।
चरंतो न विणिज्झाए संकट्ठाण विवज्जए ॥ १५ ॥

પદાર્થાન્વય - **चरंतो** [ ગોચરીમા ચાલતો સાધુ ] **आलोअं** [ ગવાક્ષાદિ – ઝરૂખાદિ ] **थिग्गलं** [ ભીંતમાં ચણી દીધેલું-પુરી દીધેલું ] **दारं** [ દ્વારાદિને ] **संधिं** [ ચોર આદિ દ્વારા કરાયેલી સધિ–છિંડુ – બાકોરું વગેરેને ] **अ** ( અને ) **दगभवणाणि** ( પાણીયારૂ વગેરેને ) **न विणिज्झाए** [ આંખોથી ન દેખે ] **संकट्ठाणं** ( શકાના સ્થાનોને ) **विवज्जए** [ છોડી દે ]

जत्थ पुप्फाइं बीयाइं विप्पइण्णाइं कोट्ठए ।
अहुणोवलित्तं उल्लं दट्ठूणं परिवज्जए ॥ २१ ॥

પદાર્થાન્વય :— **जत्थ** [ જ્યાં ] **कोट्ठए** [ કોઠ ઘરમા ] **पुप्फाइं** [ ફૂલો ] **बीयाइं** [ બીજ ] **विप्पइन्नाइं** [ વિખરાયેલાં હોય ] **अहुणोवलित्तं** [ તાજુ લિપેલ હોય ] **उल्ल** [ ગીલું ] **दट्ठूणं** [ જોઈને ] **परिवज्जए** [ છોડી દે ]

ભાવાર્થ — જ્યા બીજ કે ફૂલ વેરાયા હોય અથવા જે સ્થાન, તાજુ લિપણ થવાથી લીલું કે ભીનુ હોય તો તેવુ જાણીને ત્યાં મુનિ ન જાય વનસ્પતિ કે જળના જીવો પણ ન દુભાય, તેવી જીણી કાળજી રાખવા માટે ભિક્ષુએ સાવધાન રહેવુ ઘટે. ॥ ૨૨ ॥

एलगं दारगं साणं वच्छगं वावि कोट्ठए ।
उल्लंघिया न पविसे विउहित्ताण व संजए ॥ २२ ॥

પદાર્થાન્વય :— **जत्थ कोट्ठए** ( ઘરના દરવાજામા ) **एलगं** ( બોકડો–બકરા ) **दारगं** ( બાલક ) **साणं** [ કુતરો ] **वा** ( અથવા ) **वच्छगं वि** ( વાછરડાને ) **उल्लंघिया** (ઉલ્લઘન કરીને) **व** ( અથવા ) **विउहित्ताणं** ( હઠાવીને ) **संजए** ( સાધુ ) **न पविसे** [ પ્રવેશ ન કરે ]

ભાવાર્થ — સયમી સાધુ ગૃહસ્થના ઘરના દરવાજામાં બાળક, બકરો કે કૂતરો અથવા વાછરડો હોય તો તેને ઓળગીને કે તેને વેગળા કરીને પ્રવેશ ન કરે કેમકે ઓળગવાથી કદાચ પડી જવાય અને હટાવવાથી કૂતરો કે તેવુ પ્રાણી પોતાને ઇજા કરે અને તેને પીડા થાય. ॥૨૨॥

असंसत्तं पलोएज्जा नाइदूरावलोयए ।
उप्फुल्लं न विणिज्झाए नियट्टेज्ज अयंपिरो ॥ २३ ॥

પદાર્થાન્વય – **असांसत्तं** ( અનાસક્ત થઈને ) **पलोइज्जा** ( અવલોકન કરે ) **नाइदूराव-लोअए** [ અતિ દૂરથી ન જુએ ] **उप्फुल्लं** [ વિકસિત આંખોથી ] **न विणिज्झाए** ( ન દેખે ) **अयंपिरो** ( દીન વચન કે ક્રોધયુક્ત વચન ન બોલે ) **निअट्टेज्ज** [ બહાર નીકળે, પાછો ફરે ]

ભાવાર્થ — ગૃહસ્થને ઘેર ગયેલો સાધુ [ ભિક્ષાને કે કોઇ વ્યક્તિને ] આસક્તિ પૂર્વક ન જુએ આમ તેમ દૂર દૂર જોયા ન કરે, અને હર્ષિત દૃષ્ટિથી પણ ન જુએ ઘરમા કોઇ વ્યક્તિને ન જુએ તો ત્યાથી બોલ્યા વગર ( ચુપચાપ શાન્તિથી ) પાછો ફરે. ( વારે વારે કોઈ સામે ) જોવાથી કે આમતેમ દૂર સુધી જોવાથી ગૃહસ્થને અવિશ્વાસ ઉત્પન્ન થવાનું કારણ થાય, માટે તેમ કરવુ ભિક્ષુને ઉચિત નથી ॥ ૨૩ ॥

अइभूमिं न गच्छेज्जा गोयरग्गगओ मुणी ।
कुलस्स भूमिं जाणित्ता मियं भूमिं परक्कमे ॥ २४ ॥

પદાર્થાન્વય :- **गोचरग्गगओ** [ ગોચરીએ ગયેલો ] **मुणी** [ સાધુ ] **अइभूमिं** [ અતિભૂમિમાં –મર્યાદા બહારની ભૂમિમા ] **न गच्छेज्जा** ( ન જાય ) **कुलस्स** [ કુલની ] **भूमिं** [ ભૂમિને – મર્યાદિત ભૂમિને ] **जाणित्ता** [ જાણીને ] **मिअं भूमिं** ( મર્યાદિત ભૂમિ પરજ ) **परक्कमे** ( જાય ).

ભાવાર્થ .— ભિક્ષાર્થે ગયેલો સાધક જે કુળનો જેવો આચાર હોય તે પ્રમાણે ત્યાં સુધીની પરિમિત ભૂમિમાજ ગમન કરે તે ગૃહસ્થની બાંધેલી મર્યાદાથી આગળ ગમન ન કરે. જૈન મુનિઓ માટે ઉચ્ચ વિચાર અને વર્તનવાળા કુળમાં ભિક્ષા લેવા માટે છૂટ છે. તેઓની રીતિ–કુળના ધર્મગત રિવાજ પ્રમાણે ઘરની મર્યાદિત ભૂમિપર રહેવું તે યોગ્ય છે જેથી દાતારને દુખ ન થાય તેમજ જૈન શાસનની કોઇ પણ જાતની લઘુના પણ ન થાય. ॥ ૨૪ ॥

तत्थेव पडिलेहेज्जा भूमिभागं वियक्खणो ।
सिणाणस्स य वच्चस्स संलोगं परिवज्जए ॥ २५ ॥

પદાર્થાન્વય .- **वियक्खणो** [ વિચક્ષણ સાધુ ] **तत्थेव** ( ત્યાંજ ) **भूमिभागं** ( ભૂમિભાગનુ ) **पडिलेहिज्जा** [ પ્રતિલેખન કરે ] **सिणाणस्स** ( સ્નાન ઘરને ) **च** [ તથા ] **वच्चस्स** ( વડીનીતિના સ્થાનને ) **संलोगं** ( જોવાનુ ) **परिवज्जए** ( છોડી દે )

ભાવાર્થ – આ ગાથામાં સ્પષ્ટીકરણ કરેલ છે કે જ્યારે સાધુ ગૃહસ્થના ઘરમાં આહાર માટે જાય ત્યારે ત્યાં જઇને કયા કયા સ્થાન ન જોવાય

જ્યાં મર્યાદિત ભૂમિપર સાધુ જઇને ઉભો રહે ત્યારે તે ભૂમિનું સારી રીતે પ્રતિલેખન કરે. તે સ્થાન ઊપર ઊભો રહીને ગૃહસ્થના સ્નાનગૃહને કે મલ વિસર્જન કરવાના [ સંડાસ ] સ્થાનનું કદાપિ અવલોકન કરે નહિ [ કામરાગ વૃધ્ધિનું તેમજ શકા ઊત્પન્ન કરાવનાર સ્થાનો હોવાથી ] ॥ ૨૫ ॥

दगमट्टियआयाणं वीयाणि हरियाणि य ।
परिवज्जतो चिट्ठेज्जा सव्विंदियसमाहिए ॥ २६ ॥

પદાર્થાન્વય – **दगमट्टिअआयाणे** ( પાણી અને માટી લાવવાના માર્ગને ) **वीआणि** [ બીજાદિ લાવવાના માર્ગને ) **अ** ( અને ) **हरिआणि** ( હરિત કાયને લાવવાના માર્ગને ) **परिवज्जंतो** [ છોડીને ] **सव्विंदियसमाहिए** ( સર્વેન્દ્રિયોને સમાધિમા રાખનાર ) **चिट्ठेज्जा** [ શાંતિથી ઉભા રહે ]

ભાવાર્થ – આ ગાથામાં માર્ગની શુદ્ધિ દેખાડી છે જેમ કે જે માર્ગેથી લોકો પાણી, માટી, બીજ ( અનાજ–ધાન્ય ) તથા શાકભાજી લાવતા હોય અથવા વેરગણી હોય તે સ્થાન –છોને પ્રસુક નિર્દોષ સ્થાને સર્વ ઇન્દ્રિયોથી સમાધિવંત થઈ મુનિ ઉભો રહે ॥ ૨૬ ॥

तत्थ से चिट्ठमाणस्स आहरे पाणभोयणं ।
अकप्पियं न इच्छेज्जा पडिगाहेज्ज कप्पियं ॥ २७ ॥

પદાર્થાન્વય – तत्थ ( તે સ્થાન પર ) चिट्ठमाणस्स ( ઊભા રહેલા ) से ( સાધુ માટે ) पाणभोयणं [ પાણી અને ભોજન ] आहरे ( લાવે પરંતુ ) अकप्पियं ( અકલ્પનીક ) न इच्छेज्जा ( ગ્રહણ કરે નહિ ) कप्पियं ( કલ્પનીક ) पडिगाहिज्ज ( ગ્રહણ કરે ).

ભાવાર્થ :– આ ગાથામાં આહાર લેવાની વિધિનુ વિધાન કર્યું છે. જેમકે ગૃહસ્થના ઘેર મર્યાદિત સ્થાનમા ઊભા રહેલા સાધુને આહાર પાણી, લાવીને વહોરાવે ( ભાવપૂર્વક વહોરાવે ) ત્યારે તે આહાર નિર્દોષ કલ્પનીક હોય તો ગ્રહણ કરે. પરંતુ અકલ્પનીય = ન લઇ શકવા યોગ્ય હોય તો ગ્રહણ ન કરે ॥ ૨૭ ॥

आहरंती सिया तत्थ परिसाडेज्ज भोयणं ।
दितियं पडियाइक्खे न मे कप्पइ तारिसं ॥ २८ ॥

પદાર્થાન્વય – आहरंती [ આહાર લાવનારી વ્યકિત ] सिया [ કદાચિત ] तत्थ ( ત્યાં ) भोयणं ( ભોજન–આહાર પાણી ) परिसाडिज्ज [ જ્યાં ત્યા વેરતી–વેરતી ઢોળતી આવતી હોય તો ] दितिअं ( દેનારીને ) पडियाइक्खे ( કહે કે ) मे [ મને ] तारिसां ( આ પ્રકારનુ આહાર પાણી ) न कप्पइ [ કલ્પે નહિ ]

ભાવાર્થ — આ ગાથામાં આહાર લેવાની વિધિ દેખાડેલ છે. જેમકે – સાધુ ગૃહસ્થને ઘેર આહાર પાણી લેવા જાય ત્યારે દાન માટે ગૃહસ્થ સ્ત્રી ત્યા આગળ ભિક્ષા લાવતાં રસ્તામાં કદાચ અન્ન વેરતી વેરતી ચાલી આવે તો, તે ભિક્ષા આપનાર બહેનને [ વ્યક્તિને ] કહે કે આ પ્રમાણે લેવું મને કલ્પતું નથી કારણ કે અયતના થઇ રહી છે જેથી જીવોની વિરાધના થવાનો સંભવ રહે.

सम्मद्दमाणी पाणाणि वीयाणि हरियाणि य ।
असंजमकरिं नच्चा तारिसं परिवज्जए ॥ २९ ॥

પદાર્થાન્વય – पाणाणि ( પ્રાણીઓને ) वीआणि ( બીજોને ) य ( અને ) हरिआणि ( હરિત કાયને ) संमद्दमाणी ( સંમર્દન કરતી–કચરતી કચરતી આવે તો ) असांजमकरिं [ અસયમ કરનારી ] नच्चा [ જાણીને ] तारिसिं ( તેવા પ્રકારની સદોષ આહાર આપનારી ને ) परिवज्जए ( ત્યાગી દે–આહાર–પાણી ગ્રહણ ન કરવો જોઇએ )

ભાવાર્થ :— અથવા ભિક્ષા આપનાર વ્યક્તિ માર્ગમાં પડેલા નાના પ્રાણીઓ બીજો કે લીલોતરીને કચરતી કચરતી ભિક્ષા લાવે તો તે આપનારા અસયમ કરે છે, એમ જાણી તે દાતા

પાસેથી આહાર ગ્રહણ ન કરે. શુદ્ધ અહિંસક સંયમી બીજા દ્વારા પોતાના નિમિત્તે થતી હિંસાને પણ ન ઈચ્છે ॥ ૨૯ ॥

साहट्टु निक्खिवित्ताणं सचित्तं घट्टियाण य ।
तहेव समणट्ठाए उदगं सपणोल्लिया ॥ ३० ॥
ओगाहइत्ता चलइत्ता आहरे पाणभोयणं ।
दिंतियं पडियाइक्खे न मे कप्पइ तारिसं ॥ ३१ ॥

પદાર્થાન્વય – तहेव [ તેમજ ] समणट्ठाए [ સાધુ માટે ] सचित्तं ( સચિત્તને ) साहट्टु ( મેળવીને–મીલાવીને ) निक्खिवित्ताणं ( રાખીને–સચિત્તની ઊપર અચિત્ત રાખીને ) घट्टियाणि ( રગડીને ) उदगं संपणुल्लिया [ પાણીને દબાવીને ] च ( તથા ) ओगाहइत्ता ( અવગાહન કરીને ) चलइत्ता [ચલાવીને] पाणभोयणं [ પાણી અને ભોજનને ] आहरे ( લાવે ) दिंतियं पडिआइक्खे ( દેનારને કહે કે ) तारिसं [ તેવું આહાર પાણી] न कप्पइ [ મને કલ્પતું નથી ]

ભાવાર્થ – તે જ પ્રકારે સાધુને માટે સચિત્તમાં અચિત્ત વસ્તુ ભેળવીને કે સચિત્ત વસ્તુ પર અચિત્ત વસ્તુ રાખીને અથવા સચિત્ત વસ્તુથી સંઘટ્ટન કરીને કે સચિત્ત પાણીને હલાવીને તેમજ ઘરમા વરસાદનું પાણી ભર્યું હોય તેમા અવગાહન–પ્રવેશ કરીને કે તેને ચલિત કરીને સચિત્ત વસ્તુને બાજુ મુકીને જો આહાર પાણી શ્રમણ માટે લાવે તો તે દેનાર બેનને મુનિ કહે કે તેવું ભોજન–પાન મને ખપે નહિ ॥ ૩૦, ૩૧ ॥

पुराकम्मेण हत्थेण दव्वीए भायणेण वा ।
दिंतियं पडियाइक्खे न मे कप्पइ तारिसं ॥ ३२ ॥

પદાર્થાન્વય – पुराकम्मेणं (સાધુને આહાર પાણી આપવાની પહેલાજ સચિત્ત જળથી ધોયેલ) हत्थेण ( હાથથી ) वा ( અથવા ) दव्वीए ( કડછીથી અથવા ચમચાથી અથવા ) भायणेण [ભાજનથી આપે તો ] दितिअं [ દેનારીને ] पडिआइक्खे [ નિષેધપૂર્વક કહે કે ] मे [ મને ] तारिसं ( તેવી જાતનો આહાર ) न कप्पइ [ કલ્પતો નથી ]

ભાવાર્થ – કોઈ પુરઃકર્મવાળા હાથ, કળછી કે વાસણથી આહાર પાણી આપે તો તે આપનારને કહે કે તે મને કલ્પે નહિ, આહાર પાણી વહોરાવતા પહેલા જે દોષ થાય તે પુરા કર્મ કહેવાય, જેમ– સચિત્ત પાણીથી હાથ, કડછી વગેરે ધોવુ આદિ અને આહાર પાણી આપ્યા પછી તેવો દોષ લગાડવો તે પાશ્ચાત્કર્મ કહેવાય છે ॥ ૩૨ ॥

एवं उदउल्ले ससिणिद्धे, ससरक्खे मट्टि आउसे ।
हरिआले हिंगुलए, मणोसिला अंजणे लोणे । ३३ ॥

गेरुअवन्निअसेढिअ, सोरट्ठिअपिट्ठकुक्कुसकए अ ।
उक्किट्ठमसंसट्ठे संसट्ठे चेव बोधव्वे ॥ ३४ ॥

असंसट्ठेण हत्थेण दव्वीए भायणेण वा ।
दिज्जमाणं न इच्छिज्जा, पच्छाकम्मं जहिं भवे ॥ ३५ ॥

પદાર્થાન્વય .- एवं ( આ પ્રમાણે ) उदउल्ले [ ભીના હાથોથી, અથવા ] ससिणिद्धे [ સ્નિગ્ધ હાથોથી અથવા ] ससरक्खे ( સચિત્ત રજથી ભરેલા હાથોથી ) मट्टिआउसे [ સચિત્ત માટી અથવા ક્ષારથી ભરેલા હાથથી, તથા ] हरिआले ( હરિતાલથી ભરેલા હાથથી અથવા ) हिंगुलए ( હિંગલોકથી, તથા ) मणोसिला [ મન શિલ – મણશીલાથી ] अंजणे ( અંજનથી અથવા ) लोणे ( લવણથી ) गेरुअ ( ગેરુથી ) वन्निअ [ પીળી માટીથી ] सेढिअ ( સફેદ માટીથી ) सोरट्ठिअ [ ફટકડીથી ] पिट्ठ ( તુરતના પીસેલા લોટથી ) कुक्कुस ( તુરતના ખાંડેલા કુશકાથી ) कए ( ખરડાયેલા હાથ હોય તો ) च ( તથા ) उक्किट्ठं ( ફલોના ટુકડા, તથા ) असंसट्ठे (વ્યંજનાદિથી અલિપ્ત હસ્તાદિથી અથવા ) संसट्ठे [ સંસૃષ્ટ – વ્યંજનાદિથી ખરડાએલા હસ્તાદિથી ] च ( વળી ) एवं ( આ પ્રમાણે ) बोधव्वे [ જાણવુ જોઇએ ] असंसट्ठेण ( અસંસૃષ્ટ ) हत्थेण ( હાથથી ) वा [ અથવા ] दव्वीए [ કડછીથી અથવા ] भायणेण [ ભાજનથી ] दिज्जमाणं [ અપાતા અન્નપાણી ને] न इच्छिज्जा ( ઇચ્છે નહીં ) जहिं [ જ્યા ] पच्छाकम्मं ( પશ્ચાત્-કર્મ ) भवे ( થાય ).

ભાવાર્થ – જો હાથ, વાસણ કે કડછી પાણીથી ભિંજાયા હોય અથવા સચિત્ત પાણીથી સ્નિગ્ધ થયા ( બહુભિંજાયા ) હોય, સચિત્ત રજ, સચિત્ત માટી, કે ખારો તેમજ હરતાલ, હિંગુલક, મન શિલા, અજન, મીઠુ, ગેરૂ, પીળીમાટી, સફેદમાટી, [ ખડી ] ફટકડી, અનાજનો ભુસુ, તરતનો પીસેલો લોટ, તરબુચ જેવા ફળ, નારસ તથા તેવી સચિત્ત વનસ્પતિ ઈત્યાદિથી ખરડાયેલા હોય તો તે દ્વારા અપાતા આહાર પાણીને મુનિ ઇચ્છે નહિ, કારણ કે તેમ કરવાથી પશ્ચાત્કર્મનો દોષ લાગે ૩૧ મા શ્લોકની નોધ જુએ ( કદાચ તેવી વસ્તુથી હસ્તાદિ ખરડાયેલા ન હોય છતા પાછળથી "પચ્છાકમ્મ" થવાનો સભવ હોય તેવા આહાર પાણી પણ કલ્પ્ય નથી એવો અર્થ પણ ઉપરના શ્લોકમાથી નીકળે છે. ॥ ૩૨, ૩૪, ૩૫ ॥

संसट्ठेण य हत्थेण, दव्वीए भायणेण वा ।
दिज्जमाणं पडिच्छिज्जा, जं तत्थेसणियं भवे ॥ ३६ ॥

પદાર્થાન્વય – संसट्ठेण ( સસૃષ્ટ ) हत्थेण ( હાથથી ) य ( તથા ) दव्वीए ( કડછીથી) वा ( અથવા ) भायणेण [ ભાજનથી ] दिज्जमाणं ( અપાતા અન્નપાણી ને ) पडिच्छिज्जा ( ગ્રહણ કરે ) जं [ જો ] तत्थ ( તે આહાર ) एसणियं [ એષણીક–નિર્દોષ ] भवे [ હોય ]

ભાવાર્થ.– જ્યારે સાધુ આહારને માટે જાય ત્યારે દાતાના હાથ અન્નાદિથી સંસૃષ્ટ [ ખરડાયેલા ] હોય, તથા કડછી અથવા અન્ય કોઈ ભાજન કોઇ નિર્દોષ પદાર્થથી લિપ્ત હોય, ત્યારે સાધુ આ વાતનો નિર્ણય કરી લે કે અન્ન, પાણી ભોજનાદિ સર્વ નિર્દોષ છે. પશ્ચાત્કર્મ અથવા પૂર્વ કર્મના દોષની સંભાવના નથી, એમ જાણી નિર્દોષ આહાર પાણી ગ્રહણ કરે. ॥ ૩૬ ॥

दुण्हं तु भुंजमाणाणं, एगो तत्थ निमंतए ।
दिज्जमाणं न इच्छिज्जा, छंदं से पडिलेहए ॥ ३७ ॥

પદાર્થાન્વય :– **दुण्हं** [ બે વ્યકિત ] **भुंजमाणाणं** [ ભોજન કરવા બેઠી હોય ] **तत्थ** ( તે બન્નેમાથી ) **एगो** [ એક વ્યકિત ] **निमंतए** ( નિમંત્રણ કરે ) **तु** [ ત્યારે ] **दिज्जमाणं** [ અપાતા તે પદાર્થની ] **न इच्छिज्जा** [ ઇચ્છા ન કરે પરંતુ ] **से** ( બીજી વ્યકિતના ) **छंदं** [ અભિપ્રાયને ] **पडिलेहए** ( પ્રતિલેખે-જુએ )

ભાવાર્થ – આ ગાથામાં સાધારણ પદાર્થોને ગ્રહણ કરવાની વિધિનું વિધાન દેખાડેલ છે. જેમકે.– બે વ્યક્તિ સાથે ભોજન કરી રહ્યા છે તેમાથી એક વ્યકિત ભિક્ષા માટે નિમંત્રણ કરે તો તે આહાર–પાણીને ન ઇચ્છે પરંતુ બીજી વ્યક્તિના અભિપ્રાયની રાહ જુએ. ॥ ૩૭ ॥

दुण्हं तु भुंजमाणाणं, दोऽवि तत्थ निमंतए ।
दिज्जमाणं पडिच्छिज्जा जं तत्थेसणियं भवे ॥ ३८ ॥

પદાર્થાન્વય – **दुण्हं** [ બે વ્યકિત ] **भुंजमाणाणं** [ ભોજન કરી રહી છે ] **तत्थ** (તેઓમાંથી) **दोवि** ( બન્ને વ્યકિત ) **निमंतए** [ નિમંત્રણ કરે ] **तु** ( તો ) **दिज्जमाणं** [ અપાતા પદાર્થને ] **पडिच्छिज्जा** ( ગ્રહણ કરે ) **जं** [ જે ] **तत्थ** ( ત્યા આહાર પાણી ) **एसणियं** (શુદ્ધ) **भवे** (હોય)

ભાવાર્થ – સંત ગોચરી લેવા જાય અને બે વ્યકિત ભોજન કરતી હોય તે બન્ને નિમંત્રણ કરે તો તે અપાતા નિર્દોષ આહાર પાણીને ગ્રહણ કરે ॥ ૩૮ ॥

गुव्विणीए उवण्णत्थं, विविहं पाणभोयणं ।
भुंजमाणं विवज्जिज्जा भुत्तसेस पडिच्छए ॥ ३९ ॥

પદાર્થાન્વય – **गुव्विणीए** [ ગર્ભવતી સ્ત્રીને માટે ] **उवण्णत्थं** ( તૈયાર કરેલ ) **विविहं** [ વિવિધ પ્રકારના ] **पाणभोयणं** ( ખાદ્ય તથા પેય પદાર્થો ) **भुंजमाणं** [ વપરાતા હોય તો સાધુ ] **विवज्जिज्जा** [ ત્યાગ કરે અર્થાત્ ગ્રહણ ન કરે ] **भुत्तसेसं** ( જમ્યા પછી વધેલું હોય તો ) **पडिच्छिए** [ ગ્રહણ કરે ]

ભાવાર્થ – સાધુ ગર્ભવતી સ્ત્રી માટે જ બનાવેલું ભિન્ન ભિન્ન પ્રકારનુ ભોજન-પાન ખવાતુ હોય કે ખાવાનું બાકી હોય તો તેને ગ્રહણ ન કરે પણ તેના ભોગવ્યા પછી વધ્યુ હોય તો જ ગ્રહણ કરે [ ગર્ભવતી સ્ત્રીએ જે વસ્તુ હજુ ભોગવી ન હોય તે ન લેવાનું કારણ એ છે કે તે ભોજનમા તેની ઇચ્છા રહી ગઈ હોય તો તે લેવાથી તેણીની ઈચ્છાનો ભંગ થાય ઈચ્છાભગના આઘાતથી અથવા ભૂખથી ગર્ભના જીવને પણ ઈજા થવાનો સભવ રહે ] ॥ ૩૯ ॥

सिआ य समणट्टाए, गुव्विणी कालमासिणी ।
उट्ठिआ वा निसीइज्जा, निसन्ना वा पुणुट्ठए ॥ ४० ॥
तं भवे भत्तपाणं तु, संजयाण अकप्पिअं ।
दितिअं पडिआइक्खे न मे कप्पइ तारिसं ॥ ४१ ॥

પદાર્થાન્વય – य (જો) सिआ [કદાચિત્] कालमासिणी [પૂરા મહિનાવાળી] गुव्विणी (ગર્ભવતી સ્ત્રી) समणट्टाए [સાધુને દાન દેવા માટે] उट्ठिआ (ઉભી રહેલી) निसीइज्जा [બેસે] वा [અથવા] निसन्ना (બેઠેલી) पुणुट्ठए (વળી ઉભી થાય) तु (તો) तं (તે) भत्तपाणं [આહાર પાણી] संजयाण (સયતને) अकप्पिअं [અકલ્પનીય–અગ્રાહ્ય] भवे [હોય છે] તેથી दितिअं [દેનાર સ્ત્રીને] पडिआइक्खे (કહે કે) मे [મને] तारिसं (તેવો આહાર પાણી) न कप्पइ [કલ્પે નહિ]

ભાવાર્થ – કદાચિત્ શ્રમણ–ભિક્ષુને ભિક્ષા આપવા માટે પૂરા મહિના વાળી ગર્ભવતી સ્ત્રી ઉભેલી હોય અને બેસે અથવા બેઠેલી હોય ને ઉભી થાય તો તેના હાથના ખાન–પાન સયમી–ઓને ગ્રહણ કરવા યોગ્ય નથી માટે ભિક્ષા આપતી તે બાઇને શ્રમણ કહે કે આ પ્રમાણે ભિક્ષા ગ્રહણ મારે માટે ઉચિત નથી ॥ ૪૦ ૪૧ ॥

थणगं पिज्जमाणी दारगं वा कुमारिअं ।
तं निक्खिवित्तु रोअंतं, आहरे पाणभोअणं ॥ ४२ ॥
तं भवे भत्तपाण तु, संजयाण अकप्पिअं ।
दितिअं पडिआइक्खे, न मे कप्पइ तारिसं ॥ ४३ ॥

પદાર્થાન્વય .– दारगं (બાળકને) वा [અથવા] कुमारिअं [બાલિકાને] थणगं पिज्जमाणी [સ્તન પાન કરાવતી હોય તે સ્ત્રી] तं [બાળકને] रोअंतं (રુદન કરતા) निक्खिवित्तु [નીચે મૂકીને – ભૂમિપર સુવડાવીને] पाणभोअणं [આહાર પાણી] आहरे [લાવે] तु [તો] तं [તે] भत्तपाणं [આહાર પાણી] संजयाण [સાધુઓને] अकप्पिअं (અકલ્પનીક) भवे [હોય છે] दितिअं (દેનારીને) पडिआइक्खे [કહે કે] मे (મને) तारिसं [તેવી જાતના આહાર પાણી] न कप्पइ [કલ્પે નહિ]

ભાવાર્થ :— બાળક કે બાલિકાને પય.પાન કરાવતી બાઈ બાળકને દૂર રડતું મૂકીને ભિક્ષુને વ્હોરાવવા માટે આહાર–પાણી લાવે તો તે આહાર પાણી સંયમી પુરૂષો માટે અકલ્પનીક છે. માટે ભિક્ષા આપતી બાઈને તે શ્રમણ કહે કે મને આ પ્રમાણે ભિક્ષા ગ્રહણ કરવી કલ્પે નહિ ॥ ૪૨,૪૩ ॥

जं भवे भत्तपाणं तु, कप्पाकप्पंमि संकिअं ।
दिंतिअं पडिआइक्खे, न मे कप्पइ तारिसं ॥ ४४ ॥

પદાર્થાન્વય :- ज [ જે ] भत्तपाणं ( આહાર-પાણી ખાન-પાન ) कप्पाकप्पंमि ( કલ્પનીય અને અકલ્પનીયની ) संकिअं [ શંકાથી શંકીત ] भवे [ હોય ] तु [ તો ] दिंतिअं ( દેનાર વ્યક્તિને ) पडिआइक्खे [ કહી દે કે ] मे [ મને ] तारिसं ( તેવી જાતનુ આહાર-પાણી ) न कप्पइ [ કલ્પતું નથી ]

ભાવાર્થ – વળી જે આહાર–પાણી કલ્પનીય છે કે અકલ્પનીય છે, એની શંકાવાળા હોય તો તે આપતી ( દેનાર ) વ્યક્તિને શ્રમણ કહે કે મને તેવાં આહાર પાણી કલ્પે નહિ. ॥ ૪૪ ॥

दगवारेण पिहिअं, नीसाए पीढएण वो ।
लोढेण वा वि लेवेण, सिलेसेण व केणइ ॥ ४५ ॥
तं च उब्भिदिउं दिज्जा, समणट्ठाए व दावए ।
दिंतिअं पडिआइक्खे, न मे कप्पइ तारिसं ॥ ४६ ॥

પદાર્થાન્વય — दगवारेण ( પાણીના ઘડાથી ) वा ( અથવા ) नीसाए ( પત્થરની નીસરણીથી ) पीढएण ( ચોકી–બાજોઠથી ) लोढेण ( ઠેફાથી કે ) वावि ( અથવા ) लेवेण [ માટી આદિના લેપથી ) सिलेसेण ( લાખ આદિથી ) व ( અથવા ) केणइ ( બીજા કોઈ વસ્તુથી) पिहिअं ( ઢાંકેલ હોય ) च [ અને ] तं ( તે ઢાકેલા આહારપાણીને ) समणट्ठाए (સાધુને માટે) उब्भिदिउं ( ખોલીને ) दावए ( દેનાર–આપનાર ) दिज्जा [ આપે ત્યારે ] दिंतिअं ( આપનાર વ્યક્તિને ) पडिआइक्खे ( કહેકે ) मे ( મને ) तारिसं [ તેવી જાતના આહાર–પાણી ] न कप्पइ [ કલ્પે નહિ ]

ભાવાર્થ — જે આહાર–પાણી સચિત્ત પાણીના ઘડાથી ઢાકેલ હોય, પત્થરથી, ખરલથી બાજોઠથી, ઠેફાથી કે માટી અથવા બીજા તેવા કોઇ લેપથી છાદેલ હોય કિંવા લાખનુ સીલ દીધુ હોય તેવા અન્નપાનને શ્રમણુ નિમિત્તે લેપ વગેરે તોડીને શ્રમણને આપવા સારૂં લાવે તો ભિક્ષા દેનાર તે વ્યકિતને શ્રમણુ કહે કે તેવુ મને કલ્પે નહિ ( તોડેલ લેપ ફરીવાર કરે અને તેથી ગૃહસ્થને તકલીફ પડે તેમ જ જીવહિંસા થવાનો પણ સંભવ છે માટે ત્યાજ્ય છે ) ॥ ૪૫ – ૪૬ ॥

असणं पाणगं वावि खाइमं साइमं तहा ।
जं जाणिज्ज सुणिज्जा वा, दाणट्ठा पगडं इमं ॥ ४७ ॥
तारिसं भत्तपाणं तु संजयाणं अकप्पिअं ।
दितिअं पडिआइक्खे, न मे कप्पइ तारिसं ॥ ४८ ॥

પદાર્થાન્વય.— असणं ( અન્ન ) पाणगं ( પાણી ) वावि [ અથવા ] खाइमं ( ખાદ્ય-મોદક પ્રમુખ ) साइमं ( સ્વાદ્ય-લવીંગ પ્રમુખ ) जं ( જો ) जाणिज्ज ( જાણે ) वा ( અથવા ) सुणिज्जा [ કોઇ પાસેથી સાભળે કે ] इमं [ આ પદાર્થ ] दाणट्ठा ( દાનને માટે ) पगड ( બનાવેલ છે ) तु [ તો ] तारिसं [ તેવા પ્રકારનો ] भत्तपाणं ( આહાર પાણી ) संजयाणं (સાધુઓને) अकप्पिअं ( અકલ્પનીક છે ) તેથી दितिअं [ દેનારને ] पडिआइक्खे [કહી દે કે] मे [ મને ] तारिसं ( તેવી જાતના આહાર-પાણી ) न [ નહીં ] कप्पइ [ કલ્પે ]

ભાવાર્થ — ગૃહસ્થોએ બનાવેલુ ભોજન અન્ન, પાણી, ખાદિમ ( મેવા વગેરે ) તથા સ્વાદિમ ( મુખવાસાદિ ) એ ચારે પ્રકારનો આહાર જો શ્રમણ સ્વત. જાણે અથવા સાભળે કે આ બીજાને દાનને માટે બનાવ્યુ છે તો તે આહાર-પાણી સંયમી પુરૂષોમાટે અકલ્પનીય છે તેમ જાણીને દાતારને કહે કે આ આહાર-પાણી મને કલ્પતા નથી ॥ ૪૭, ૪૮ ॥

असणं पाणगं वावि, खाइम साइमं तहा ।
ज जाणिज्ज सुणिज्जा वा, पुण्णट्ठा पगडं इमं ॥ ४९ ॥
तं भवे भत्तपाणं तु, संजयाणं अकप्पिअं ।
दितिअं पडिआइक्खे, न मे कप्पइ तारिसं ॥ ५० ॥

પદાર્થાન્વય — असणं [ અન્ન ] पाणगं [ પાણી ] वावि [ અથવા ] खाइमं [ ખાદિમ ] तहा [ તથા ] साइमं [ સ્વાદિમ ] जं [ જો ] जाणिज्ज [ જાણે ] वा (અથવા) सुणिज्जा [ સાભળે ] इमं [ આ પદાર્થ ] पुण्णट्ठा [ પુણ્યને માટે ] पगडं [ બનાવ્યો છે ] तु ( તો ) तं ( તે ) भत्तपाणं [ ભોજન-પાણી ] संजयाणं ( સાધુઓને ) अकप्पिअं [ અકલ્પનીય ] भवे ( હોય છે ) એથી दितिअं [ દેનારને ] पडिआइक्खे [ કહી દે કે ] मे [મને] तारिसं [ તેવી જાતના આહાર ] न कप्पइ [ કલ્પે નહિ ]

ભાવાર્થ — બીજા યાચકો કે ભીખારીઓ માટે બનાવેલુ ભોજન અન્ન, પાણી, ખાદિમ, સ્વાદિમ, એ ચારે પ્રકારનો આહાર જો શ્રમણ સ્વત જાણે અથવા સાભળે કે આ બીજાને પુણ્યાર્થે આપવા માટે બનાવ્યો છે તો તે આહાર પાણી સયમી માટે અકલ્પનીય છે તેમ જાણીને દાતારને કહે કે આ આહાર મને ન કલ્પે ॥ ૪૯ ૫૦ ॥

असणं पाणगं वावि, खाइमं साइमं तहा ।
जं जाणिज्ज सुणिज्जा वा, वणिमट्ठा पगडं इमं ॥ ५१ ॥
तं भवे भत्तपाणं तु संजयाण अकप्पिअं ।
दितिअं पडिआइक्खे, न मे कप्पइ तारिसं ॥ ५२ ॥

પદાર્થાન્વય — असणं (અન્ન) पाणगं [પાણી] वावि (અથવા) खाइमं (ખાદિમ) तहा (તથા) साइमं (સ્વાદિમ) जं [જે] जाणिज्ज (જાણે) वा (અથવા) सुणिज्जा (કોઈ દ્વારા સાંભળે) इमं [આ પદાર્થ] वणिमट्ठा (યાચકોને માટે) पगडं [બનાવેલ છે] तु (તો) तं (તે) भत्तपाणं [ભોજન-પાણી] संजयाण (સાધુઓને) अकप्पिअं (અકલ્પનીય) भवे [હોય છે] दितिअं (દેનારને) पडिआइक्खे (કહી દે કે) मे [મને] तारिसं [તેવુ] न कप्पइ (કલ્પે નહિ)

ભાવાર્થ :— વળી ગૃહસ્થે બનાવેલ ભોજન-અન્ન પાણી, ખાદિમ તથા સ્વાદિમ એ ચારે પ્રકારનો આહાર જો શ્રમણ સ્વત જાણે અથવા સાભળે કે આહાર કોઈ યાચકો માટે બનાવ્યો છે તો તે આહાર-પાણી સયમી પુરૂષો માટે અકલ્પનીય છે તેમ જાણીને દાતારને કહે કે તેવી જાતનો આહાર આદિ મને કલ્પે નહિ. ॥ ૫૧, ૫૨ ॥

असणं पाणगं वावि, खाइमं साइमं तहा ।
जं जाणिज्ज सुणिज्जा वा, समणट्ठा पगडं इमं ॥ ५३ ॥
तं भवे भत्तपाणं तु, संजयाण अकप्पिअं ।
दिंतिअं पडिआइक्खे, न मे कप्पइ तारिसं ॥ ५३ ॥

પદાર્થાન્વય — असणं (અન્ન) पाणगं (પાણી) खाइमं [ખાદિમ] तहा (તથા) साइमं [સ્વાદિમ] जं [જે] जाणिज्ज [જાણી લે] वा (અથવા) सुणिज्जा (સાંભળી લે) इमं [આ ભોજન] समणट्ठा [શ્રમણોને માટે] पगडं [બનાવેલ છે] तु [તો] तं (તે) भत्तपाणं [ભોજન પાણી] संजयाण (સાધુઓને) अकप्पिअं [અકલ્પનીય] भवे (હોય છે) दिंतिअं (દેનારને) पडिआइक्खे (કહી દે કે) मे [મને] तारिसं (તે પ્રકારનો) न कप्पइ (કલ્પે નહિ)

ભાવાર્થ :— ગૃહસ્થોએ બનાવેલુ ભોજન અન્ન પાણી ખાદિમ સ્વાદિમ એમ ચાર પ્રકારનો આહાર જો શ્રમણ સ્વત જાણે અથવા સાભળે કે આ અન્ય મતના બીજા સાધુઓ માટે

બનાવ્યો છે તો તે આહાર પાણી પણ સંયમી પુરૂષો માટે અકલ્પનીય છે તેમ જાણી તે દાતારને કહે કે આ આહાર પાણી મને કલ્પે નહિ. ॥ ૫૩, ૫૪ ॥

**उद्देसियं कीअगडं, पूइकम्मं च आहडं ।**
**अज्झोअर पामिच्चं मीसजायं विवज्जए ॥ ५५ ॥**

પદાર્થાન્વય.— **उद्देसियं** ( સાધુના નિમિત્તે તૈયાર કરેલ ] **कीअगडं** [ સાધુના નિમિત્તે ખરીદેલા ] **च** [ અને ] **पूइकम्मं** [ નિર્દોષ આહારમાં આધાકર્મી આહારનો સંયોગ મળેલો હોય તેવો ] **अज्झोअर** [ મૂલ આહારમા સાધુનુ નિમિત્ત રાખીને તેમાં વધારે નાખેલુ – સાધુ માટે થોડુ વધારે કરેલ હોય ] **आहडं** [ ગ્રામાદિથી સાધુના નિમિત્તે સામે લાવેલ ] **पामिच्चं** [ નિર્બળ પાસેથી છીનવી સાધુને આપે તેવા આહારાદિ ] **च** [તથા] **मीसजाय** [ સાધુ તથા પોતા માટે સાથે બનાવેલ આહાર ] **विवज्जए** [ છોડી દે ]

ભાવાર્થ — જે અન્ન પાન સાધુનેજ ઉદ્દેશીને બનાવેલ હોય, સાધુ માટે ખરીદીને બનાવેલ હોય, સાધુ માટે તથા પોતાને માટે અલગ અલગ આહાર પાણી કર્યા હોય તે પૈકી સાધુ નિમિત્તનુ અન્ન ભોજન પોતાનામા મિશ્ર થઈ ગયેલ હોય તેમજ સાધુ માટે સામે લાવેલુ તથા સાધુ નિમિત્તે ઉમેરીને કરેલુ કે ઉછીનુ લીધેલુ તથા મિશ્ર થયેલું અન્ન પાણી પણ ભિક્ષુ તજી દે ॥ ૫૫ ॥

**उग्गमं से अ पुच्छिज्जा, कस्सट्ठा केण वा कडं ?**
**सुच्चा निस्संकिअं सुद्धं, पडिगाहिज्ज संजए ॥ ५६ ॥**

પદાર્થાન્વય — **संजए** [ સાધુ ] **अ** [ પુન ] **से** [ તે શકિત અન્નપાણીની ] **उग्गमं** [ ઉત્પત્તિના વિષયમાં ] **पुच्छिज्जा** [ પૂછે કે ] **कस्सट्ठा** [ કોના માટે ] **वा** ( અથવા ) **केण कडं** [ કોણે કર્યું છે ] **सुच्चा** [ દાતારનો જવાબ સાભળીને તે આહારને જો ] **निस्संकियं** [ નિશકિત અને ] **सुद्धं** [ શુદ્ધ જાણે તો ] **पडिगाहिज्ज** [ ગ્રહણ કરે – અન્યથા નહિ ]

ભાવાર્થ .— કદાચિત્ નવીન વસ્તુ જોઇને ભિક્ષુને શંકા થાય તો તે આહારની ઉત્પત્તિ કેમ થઇ ? કોના માટે બનાવ્યુ છે ? કોણે બનાવ્યુ છે ? એમ પૂછી શંકા રહિત અને શુદ્ધ ભિક્ષા હોય તો જ સંયમી તેને ગ્રહણ કરે ॥ ૫૬ ॥

असणं पाणगं वावि, खाइमं साइमं तहा ।
पुप्फेसु हुज्ज उम्मीसं बीएसु हरिएसु वा ॥ ५७ ॥

तं भवे भत्तपाणं तु, संजयाण अकप्पिअं ।
दिंतिअं पडिआइक्खे, न मे कप्पइ तारिसं ॥ ५८ ॥

પદાર્થાન્વય – असणं ( અન્ન ) पाणगं [ પાણી ] वावि ( અથવા ) खाइमं [ ખાદિમ ] तहा [ તથા ] साइमं [ સ્વાદિમ ] पुप्फेसु ( પુષ્પોથી ) बीएसु ( બીજોથી ) वा ( અથવા ) हरिएसु ( હરિત – દુર્વાદિ – ડાભડાદિથી ) उम्मिस्सं [ મિશ્રિત હોય ] तु [ તો ] तं ( તે ) भत्तपाणं [ અન્ન પાણી ] संजयाणं [ સાધુઓને ] अकप्पिअं [ અકલ્પનીક ] भवे ( હોય છે ) दिंतिअं [ દેનારીને ] पडिआइक्खे [ કહી દે કે ] तारिसं ( તેવી જાતનો આહાર પાણી ] मे [ મને ] न कप्पइ [ કલ્પે નહિ. ]

ભાવાર્થ — સચિત્ત પુષ્પ બીજ કે લીલોતરીથી જે અશન, પાન, ખાદિમ, તથા સ્વાદિમ આહાર મિશ્ર [ સાથે ભળેલો ] હોય તે આહાર પાણી સયમી પુરૂષોને અકલ્પનીય છે માટે તેવા આહાર પાણી દેનારને કહે કે મને તેવી ભિક્ષા કલ્પનીય નથી. ॥ ૫૭, ૫૮ ॥

असणं पाणगं वावि, खाइमं साइमं तहा ।
उदगंमि हुज्ज निक्खित्तं, उत्तिंगपणगेसु वा ॥ ५९ ॥

तं भवे भत्तपाणं तु, संजयाणं अकप्पिअं ।
दिंतिअ पडिआइक्खे, न मे कप्पइ तारिसं ॥ ६० ॥

પદાર્થાન્વય – असणं [ અન્ન ] पाणगं [ પાણી ] वावि ( અથવા ) खाइमं ( ખાદિમ ) तहा ( તથા ) साइमं ( સ્વાદિમ પદાર્થ ) उदगम्मि [ કાચા જલપર હોય ] वा [ અથવા ] उत्तिंगपणगेसु ( કીડી વગેરેના દર ઉપર ) निक्खित्तं [ રાખેલ ] हुज्ज ( હોય ) तु ( તો ) तं [ તે પદાર્થ ] संजयाणं ( સાધુઓને ) अकप्पिअं ( અકલ્પનિક ) भवे [ થાય છે તેથી સત ] दिंतिअं ( દેનારીને ) पडिआइक्खे [ કહી દે કે ] मे ( મને ) तारिसं ( તેવી જાતનો આહાર ) न कप्पइ [ કલ્પે નહિ. ]

ભાવાર્થ — અન્ન, જળ, ખાદિમ કે સ્વાદિમ ચાર પ્રકારના આહાર પૈકી કોઈ પણ

निस्सेणिं फलगं पीढ उस्सवित्ताणमारुहे ।
मंचं कीलं च पासायं, समणट्ठा एव दावए ॥६७॥

પદાર્થાન્વય :— **दावए** [ દાન દેનાર વ્યક્તિ ] **समणट्ठा एव** [ કેવળ સાધુઓને માટે જ ] **निस्सेणिं** [ નિસરણી–સીડીને ] **फलगं** [ ફલક–પાટિયાને ] **पीढं** [ બાજોઠ ને–ચોકીને ] **मंचं** [ મંચ–પલગને ] **च** [ અને ] **कीलं** [ ખીલીને ] **उस्सवित्ताणं** [ ઊંચા કરીને ] **पासायं** [ પ્રાસાદ–મેડી મેડા ઉપર ] **आरुहे** [ ચઢે ] તો આહારાદિ ન લે.

ભાવાર્થ :— સાધુ માટે કોઈ દાતાર, નિસરણી, પાટિયુ કે બાજોઠ વિગેરે માડીને કિંવા મેડા કે માળ પર ચઢીને ઊંચેથી લાવેલી વસ્તુ આપે તો ગ્રહણ ન કરે । ॥ ६७ ।

दुरूहमाणी पवडिज्जा हत्थ पाय व लूसए ।
पुढविजीवे विहिंसिज्जा जे अ तत्थस्सिया जगे ॥६८॥

પદાર્થાન્વય :— **दुरूहमाणी** [ આહાર દેનાર વ્યક્તિ ઊપર–ચઢતી કદાચ ] **पवडिज्जा** [ પડી જાય, જેનાથી ] **हत्थं** [ પોતાના હાથને ] **च** [ અને ] **पायं** [ પગને ] **लूसए** [ લાગે–ખંડીત કરે ] **पुढविजीवे** [ પૃથ્વી–કાયિક–જીવોની પણ ] **अ** [ અને ] **जे** [ જે ] **तत्थस्सिया** [ તેની નિશ્રાએ રહેલા ] **जगे** [ જીવોની પણ ] **विहिंसिज्जा** [ હિંસા કરે ]

ભાવાર્થ :— માળ ઉપર ચઢતા કદાચ પડી જાય તો હાથ કે પગ ભાગે અને તેના પડવાથી ત્યાંના પૃથ્વીકાયિક જીવોની તથા ત્યા રહેલા બીજા જીવોની પણ હિંસા થાય ॥ ६८ ॥

एआरिसे महादोसे जाणिऊण महेसिणो ।
तम्हा मालोहडं भिक्ख न पडिगिण्हंति संजया ॥६९॥

પદાર્થાન્વય :— **संजया** [શાસ્ત્રોકત સયમના પાલક ] **महेसिणो** [ મહર્ષિઓ ] **एआरिसे** [ આવી જાતના ] **महादोसे** [ મહાદોષે ને ] **जाणिऊण** [ જાણી ને ] **तम्हा** [ તે માટે ] **मालोहडं** માલાપહૃત = ઉપર માળેથી ઉતારી ને લાવેલ ] **भिक्खं** [ ભિક્ષાને ] **न पडिगिण्हंति** [ ગ્રહણ કરતા નથી. ]

ભાવાર્થ :— તેથી પૂર્વોકત મહાદોષોને જાણીને સયમી મહર્ષિઓ માળ પરથી લાવેલી ભિક્ષાને ગ્રહણ કરતા નથી ઉત્સર્ગ–માર્ગાવલબી મુનિને માટે જ આ પ્રકારે માલાપહૃત આહાર લેવાનો સર્વથા નિષેધ છે અપવાદ માર્ગાવલમ્બી મુનિને માટે નિષેધ તો છે પરંતુ સર્વથા નથી. તે વર્તમાન દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવનો વિચાર કરી ઉચિત યા અનુચિતનો ખ્યાલ કરીને કાર્ય કરી શકે છે ॥ ६९ ॥

कंदं मूलं पलंबं वा, आमं छिन्न व सन्निर ।
तुंबागं सिंगबेरं च, आमगं परिवज्जए ॥७०॥

પદાર્થાન્વય :- कंदं [ કંદ ] मूलं [ મૂળ ] वा [ અથવા ] पलंबं [ ફળ ] आमं [કાચા] च [ અને ] सन्निरं [ પત્ર-શાક-ભાજી ] तुंबागं [ તુમ્બડું ] च ( અને ) सिंगबेरं ( આદું ) आमगं ( અપકવ-સચિત્ત ) छिन्नं ( છેદન, ભેદન કરાયેલ, જો કોઇ આપે તો ) परिवज्जए ( છોડી દે. )

ભાવાર્થ :- ભિક્ષા કેવી લેવી તે કહે છેઃ- સૂરણ વગેરે કંદ-કાંદા-પિંડાળુ વગેરેના મૂળ; તાડ-ફળ પાદડાનું શાક, તુબડું અને આદુ આ બધી વસ્તુ કાચી હોય કે છેદેલી હોય - ( અગ્નિ જેવુ શસ્ત્ર ન લાગ્યુ હોય ) તો તેને ભિક્ષુ ગ્રહણ ન કરે. કાચી અને છેદેલી વસ્તુઓમા જીવો હોવાનો સંભવ છે માટે ભિક્ષુ તેને તજી દે. ॥ ७० ॥

तहेव सत्तुचुण्णाइ कोलचुन्नाइं आवणे ।
सक्कुलिं फाणिअ पूअं, अन्नं वावि तहाविहं ॥७१॥

विक्कायमाणं पसढं रएणं परिफासिअं ।
दिंतिअं पडिआइक्खे, न मे कप्पइ तारिसं ॥७२॥

પદાર્થાન્વય :— तहेव ( તેમજ ) आवणे ( બજારમાં ) विक्कायमाणं [ વેચાતી ] पसढं [ પ્રકટ રૂપથી રાખેલ ] रएणं ( સચિત્ત રજ વડે ) परिफासिअं ( ખરડાયેલ હોય ) सत्तुचुण्णाइं ( જવ આદિ સાથવાનુ ચૂર્ણ ) कोलचुन्नाइं ( બોરકુટ-બોરનુ ચૂર્ણ ) सक्कुलिं ( તલ પાપડી-તલ સાકળી ) फाणियं [ ગોળ-પાતળા ગોળ ] पूयं ( પૂડલા ) अन्नं वावि [ અન્ય કોઇપણ ) तहाविहं [ તેવા પ્રકારના-પદાર્થ આપે તો ] दिंतिअं ( દેનાર વ્યકિતને ) पडिआइक्खे ( કહી દે કે ) मे [ મને ] तारिसं ( આવી જાતનો આહાર ) न कप्पइ ( કલ્પે નહિ )

ભાવાર્થ :- જવનું ચૂર્ણ, ( સાથવો ) બોરનું ચૂર્ણ, તલ સાકળી, ગોળ, પુડલા કે તેવા કોઇ પણ ચીજો કે જે દુકાનમા વેચાતી હોય તે ઘણા સમયની પડતર હોય કે સચિત્ત રજ થી યુકત હોય તો આપનાર દાતાને મુનિ કહે કે મને તેવું ગ્રાહ્ય નથી ॥ ७१ ७२ ॥

बहुअट्ठियं पुग्गलं अणिमिसं वा बहुकंटय ।
अच्छियं तिंदुयं बिल्लं उच्छुखंडं व सिंबलिं ॥७३॥

अप्पे सिआ भोअणजाए बहुउज्झियधम्मयं ।
दिंतिअं पडिआइक्खे, न मे कप्पइ तारिसं ॥७४॥

આહાર સચિત્ત જળ ઉપર રાખ્યા હોય, કીડીનાં દર લીલ ફુગ ઉપર રાખેલ હોય તો તે અન્ન પાન સંયમી પુરૂષોને અકલ્પ્ય છે. માટે દેનારને ભિક્ષુ કહે કે તેવી ભિક્ષા મને ગ્રાહ્ય નથી. ॥ ૫૯, ૬૦ ॥

असणं पाणगं वावि, खाइमं साइमं तहा ।
तेउम्मि हुज्ज निक्खित्तं, तं च संघट्टिआ दए ॥ ६१ ॥

तं भवे भत्तपाणं तु, संजयाण अकप्पिअं ।
दिंतिअं पडिआइक्खे, न मे कप्पइ तारिसं ॥ ६२ ॥

પદાર્થાન્વય :– असणं [ અન્ન ] पाणगं [ પાણી ] वावि ( અથવા ) खाइमं [ ખાદિમ ] तहा [ તથા ] साइमं [ સ્વાદિમ ] तेउम्मि [ તેજસ્કાય – અગ્નિઉપર ] निक्खित्तं [ રાખ્યા ] हुज्ज ( હોય ) च [ અથવા ] ते [ તે અગ્નિને ] संघट्टिया ( સઘટ્ટો કરીને ) दए [ આપે ] तु [ તો ] तं ( તે ) भत्तपाणं [ અન્ન પાણી ] संजयाण [ સાધુંઓને ] अकप्पिअं [ અકલ્પનીય ] भवे ( હોય છે ) તેથી दिंतिअं ( દેનારીને ) पडिआइक्खे ( કહી દે કે ) मे [ મને ] तारिसं ( તેવી જાતના આહાર ) न कप्पइं [ કલ્પે નહિ ]

ભાવાર્થ – અન્ન, જળ, ખાદિમ કે સ્વાદિમ એ ચાર પ્રકારના આહાર પૈકીનો કોઇ આહાર અગ્નિ ઉપર રાખ્યો હોય અથવા અગ્નિ સાથે સ્પર્શ કરીને અપાય તો તે અન્ન પાન સયમી પુરૂષોને માટે ગ્રહણ કરવા યોગ્ય નથી, તેમ જાણીને ભિક્ષુ દેનારીને કહે કે મને તેવું ભોજન ગ્રાહ્ય નથી ॥ ૬૧, ૬૨ ॥

एवं उस्सक्किया ओसक्किया उज्जालिया पज्जालिआ,
निव्वाविआ उस्सिंचिया,
निस्सिंचिया उववत्तिया ओयारिया दए ॥ ६३ ॥
तं भवे भत्तपाणं तु, संजयाण अकप्पिअं ।
दिंतिअं पडिआइक्खे, न मे कप्पइ तारिसं ॥ ६४ ॥

પદાર્થાન્વય – एवं [ આ પ્રમાણે કોઈ શ્રાવિકા ] उस्सक्किया [ ચુલામાં – સગડીમાં ઇધન નાખીને ] ओसक्किया [ ચુલામાંથી ઇધન કાઢીને ] वा उज्जालिया [ થોડાક માત્ર ચુલામા ઇધન નાખીને અથવા ] पज्जालिआ ( ઘણા ઇધિન નાખીને અગ્નિ પ્રજવલિત કરીને ]

**निव्वाविया** [ અગ્નિને બુઝાવી–ઠારી નાખીને ] **उस्सिंचिया** [ અગ્નિ ઉપર રાખેલ પાત્રમાંથી થોડું અન્ન કાઢીને ] **निस्सिंचिया** [ અગ્નિ પર રહેલ પાત્રમાંથી અન્નનો ઉભરો આવેલ જાણી પાણીથી ઉભરો બેસારીને ] **ओवत्तिया** [ અગ્નિ પરના ભાજનમાંથી અન્નને અન્ય પાત્રમાં કાઢીને અથવા ] **ओयारिया** –[ અગ્નિ ઉપરથી પાત્ર ઉતારીને સાધુને આહાર ] **दए** [ આપે ] **तु** [ તો ] **त** [ તે ] **भत्तपाण** [ આહાર–પાણી ] **संजयाणं** – [ સાધુઓને ] **अकप्पिअं** [ અકલ્પનીય ] **भवे** [ હોય છે ] તેથી **दिंतिअ** – [ દેનારીને ] **पडिआइक्खे** – [ કહી દે કે ] **मे** – [ મને ] **तारिसं** – [ તેવી જાતના આહાર–પાણી ] **न कप्पइ** [ કલ્પે નહિ ]

ભાવાર્થ.— [ દાતાર જાણે કે મુનિને વહોરાવતાં વાર થઈ જશે તો કદાચ અગ્નિ ઠરી જશે ઇત્યાદિ તેવા હેતુથી ] ચુલામા બળતણ આઘુ ધકેલીને કે કાઢી નાખીને, અગ્નિ પ્રગટાવીને કે વધુ તેજ કરીને અથવા [ દાઝવાના ભયથી ] અગ્નિ ઠારીને, પકાવતા અન્નનો ઉભરો આવેલ જાણી તેમાંથી કંઇક ઓછું કરીને કે તેમા વધુ પાણી ઉમેરીને છાંટીને, કે હલાવીને અથવા અગ્નિ ઉપરથી નીચે ઉતારીને આપે તો તે ભોજન પાન પણ સંયમી પુરુષોને માટે કલ્પ્ય નથી માટે આપનાર બેનને ભિક્ષુ કહે કે તેવી ભિક્ષા મને ગ્રાહ્ય નથી ॥ ૬૩, ૬૪ ॥

हुज्ज कट्टं सिलं वावि, इट्टालं वावि एगया ।
ठविअं संकमट्ठाए, तं च होज्ज चलाचलं ॥ ६५ ॥
ण तेण भिक्खू गच्छिज्जा, दिट्ठो तत्थ असंजमो ।
गंभीरं झुसिरं चेव, सव्विंदियसमाहिए ॥ ६६ ॥

પદાર્થાન્વય — **एगया** [ ક્યારેક–વર્ષાદિના સમયે ] **कट्टं** [ કાષ્ઠ ] **वावि** [ અથવા ] **सिलं** [ શિલા ] **वावि** [ અથવા ] **इट्टालं** [ ઇંટ ] **संकमट्ठाए** [ સંક્રમણ કરવા માટે–ચાલવા માટે ] **ठविय** [ સ્થાપિત કરેલ ] **हुज्ज** [ હોય ] **च** [ અને ] **तं** [ તે કાષ્ઠાદિ ] **चलाचलं** [ અસ્થિર ] **होज्ज** [ હોય તો ] **सव्विंदिअसमाहिए** [ સંપૂર્ણ ઇંદ્રિયો દ્વારા સમાધિ ભાવ રાખનારા ] **भिक्खू** [ સાધુ ] **तेण** [ તે કાષ્ઠાદિ દ્વારા ] **तत्थ** [ તેવા ડગમગતા અસ્થિર સ્થાન ઉપર ગમન કરવાથી ] **असंजमो** [ અસંયમ ] **दिट्ठो** [ દેખાય છે ] **चेव** [ અન્ય પણ ] **गंभीरं** [ પ્રકાશ રહિત, તથા ] **झुसिरं** [ પોલાણવાળા રસ્તા પર ] **ण गच्छेज्जा** [ ગમન ન કરે ]

ભાવાર્થ — ભિક્ષાર્થે ગયેલો ભિક્ષુ વર્ષા ઋતુમા કાદવથી બચવા માટે રસ્તામા લાકડું પત્થર ઈંટ કે જે કંઇ સાધન ઉલ્લંઘવા માટે રાખેલા હોય તે સ્થિર ન હોય – હાલતા હોય – તો પાંચ ઇંદ્રિયોને દમન કરનાર સમાધિવંત સાધુ તે પર થઇને ગમન ન કરે, કારણ કે તેની જગ્યા કેટલી પોલી કે ઊંડી છે તેની ખબર ન પડવાથી તેવા સ્થળે અસંયમનો ભય દેખાય છે ડગમગતા સાધન ઉપર પગ મૂકવાથી પડી જવાય તો શરીરને પીડા થવાનો અને પોલી જગ્યામા રહેલા સૂક્ષ્મ જીવોની હિંસા થવાનો પણ સંભવ રહે છે ॥ ૬૫, ૬૬ ॥

પદાર્થાન્વય :— बहुअट्ठियं ( ઘણા ઠળિયાવાળા ) पुग्गलं [ પુદ્‌ગલનામક ફળ ) अणिमिसं (અનન્નાસ અથવા અનિમિષ વૃક્ષનુ ફળ ) वा ( અથવા ) बहु कंटयं [ ઘણા કાટા હોય તેવું અગથિયાનુ ફળ, ] तिंदुअ [ તિન્દુક વૃક્ષના ફળ-ટિંબરુ ] बिल्लं [ બીલીનું ફળ ] उच्छुखंडं [ ઇક્ષુખડ-શેરડીના કટકા ] व ( તથા ) सिंबलिं [ શાલ્મલી વૃક્ષનું ફળ ] भोयणजाए [ જેમા ખાવા યોગ્ય ભાગ તો ] अप्पे ( અલ્પ ) सिया ( હોય ) बहुउज्झियधम्मिए [ ત્યાજ્ય ભાગ ઘણો હોય તો ] दिंतिअ [ દેનારીને ] पडिआइक्खे [ કહી દે કે ] मे [ મને ] तारिसा ( તેવી જાતનો આહાર ) न कप्पइ [ કલ્પે નહિ ]

ભાવાર્થ .- જેમા ઘણા ઠળિયા હોય એવા (સીતા ફળ) વગેરે ફળ, અનિમિષ નામે વૃક્ષનું ફળ તથા જેને બહુ કાટા હોય તેવુ અગથિયાનુ ફળ, બીલીનું ફળ, શેરડીના કટકા; સામલી વેલાનું ફળ ઇત્યાદિ ફળો કદાચ અચેત હોય તો પણ તેમા ખવાય તેવો ભાગ થોડો અને નાખી દેવા જેવો ભાગ ઘણો હોય છે માટે તે વસ્તુ આપનાર દાતાને ભિક્ષુ કહે કે એ ભિક્ષા મારે માટે ગ્રાહ્ય નથી ॥ ૭૩ ૭૪ ॥

तहेवुच्चावयं पाणं, अदुवा वारधोअण ।
ससेइमं चाउलोदगं, अहुणाधोअ विवज्जए ॥७५॥

પદાર્થાન્વય – तहेव [ તેમજ ] उच्चावय ( ઊચ-નીચ-મધુર-નરસુ ) पाणं [ પીવા યોગ્ય પદાર્થ-પાની ] अदुवा ( અથવા ) वारधोअण ( ગોળ-ઘટ-ગોળના ઘડાનુ ધોવણ ) संसेइमं [ પિષ્ટોદક-લોટનુ ધોવણ ] चाउलादगं ( ચોખાનુ-ધોવણ ) अहुणाधोय [ તત્કાલનુ ધોવણ ] હોય તો विवज्जए ( મુનિ ગ્રહણ ન કરે )

ભાવાર્થ – ( હવે પાણી લેવાની વિધિ કહે છે - ઉચ્ચ-( દ્રાક્ષ વગેરે ઉત્તમ પદાર્થનુ ) કે નીચ-( કાજી વગેરેનું ) પાણી, ગોળનુ વાસણ ધોયા પછીનુ પાણી લોટનુ પાણી, ચોખાનું ધોવણ જો તત્કાળનુ બનેલુ હોય તો ભિક્ષુ તે પાણીને ગ્રહણ ન કરે- ( એક અંતર્મુહૂર્ત સુધી તેવો પદાર્થ પાણીમા પડવા છતા પાણી સચિત્ત ગણાય છે. માટે તેટલા વખત પછી જ તે જળ ભિક્ષુને કલ્પનીય બને છે ) ॥ ૭૫ ॥

जं जाणेज्ज चिराधोयं, मईए दंसणेण वा ।
पडिपुच्छिऊण सुचा वा, ज च निस्संकिअ भवे ॥७६॥

પદાર્થાન્વય – जं [ જો ] मईए ( પોતાના વિચાર બુદ્ધિથી ) वा ( અથવા ) दंसणेण ( દેખવાથી ) पडिपुच्छिऊण [ ગૃહસ્થને પૂછ પરછ કરીને ] वा [ અથવા ] सुच्चा ( સાભળીને )

जं ( પૂર્વોક્ત પાણીના વિષયમા જે ) चिराधोअं [ આ ધોવણ ચિરકાલનું છે એમ ] जाणेज्जा [ જાણી લે ] च [ અને ] निस्सांकियं [ પૂર્ણ નિ.શકિત ] भवे [ થઇ જાય ] તો ગ્રહણ કરી લે.

ભાવાર્થ :- પરંતુ જો પાણીને ઘણીવાર થઈ ગઇ હોય – પરિણુત કાળ થઈ ગયો હોય તો તેવુ પોતાની બુદ્ધિથી કે દૃષ્ટિથી અથવા ગૃહસ્થ ને પૂછીને કે તેનાથી સાંભળી ને, જો તે પાણી શંકા રહિત જણાય તો ભિક્ષુ તેને ગ્રહણ કરે– [ ધોવણ પરિપકવ થાય ત્યારે તે પાણીનો વર્ણાદિ બદલી જાય છે ] ॥ ७६ ॥

अजीव परिणयं नच्चा पडिगाहिज्ज संजए ।
अह संकियं भविज्जा, आसाइत्ताण रोअए ॥७७॥

પદાર્થાન્વય – अजीवं [ અજીવ ભાવને ] परिणयं (પરિણુત થયેલ–પ્રાપ્ત થયેલ પાણીને) नच्चा [ જાણીને ] संजए ( સાધુ ) पडिगाहिज्ज ( ગ્રહણ કરે ) अह [ હવે જો પ્રાસુક જલના વિષયમાં ] संकियं [ બીજી કોઇ શંકા ] भविज्जा ( ઉત્પન્ન થાય તો ) आसाइत्ताण [ આસ્વાદ કરીને – ચાખી ને ] रोअए ( ખાત્રી કરે – નિર્ણય કરે )

ભાવાર્થ – શસ્ત્ર પરિણમવાથી નિર્જીવ બની ગયુ હોય તેમ જાણીને સંયમી તેને ગ્રહણ કરી શકે પરંતુ અચિત્ત હોવા છતાં તેને શંકા થાય કે આ પાણી મારા માટે પથ્ય છે કે કેમ ? તો તે પાણીનું આસ્વાદન કરી [ચાખી] તપાસીને પછી જ ભિક્ષુ ગ્રહણ કરે ગૃહસ્થને ઘરે આ રીતે ચાખીને નિર્ણય કરવામા સાધુને દૂષણ લાગતુ નથી ॥ ७७ ॥

थोवमासायणट्ठाए हत्थगंमि दलाहि मे ।
मा मे अच्चंबिलं पूअं नालं तण्हं विणित्तए ॥७८॥

तं च अच्चंबिलं पूयं नालं तण्हं विणित्तए ।
दिंतिअं पडिआइक्खे, न मे कप्पइ तारिस ॥७९॥

પદાર્થાન્વય – आसायणट्ठाए [ આસ્વાદન ને માટે ] थोवं ( થોડુ પાણી ) मे [ મને ] हत्थगम्मि [ હાથમા – અંજલીમા ] दलाहि [ આપો ] अच्चंबिलं ( અત્યંત ખાટુ ) पूअं ( કોહેલું – બગડી ગયેલુ ) तण्हं [ તૃષાને ] विणित्तए ( છિપાવવાને ) नालं ( અસમર્થ છે ) તેથી આ પાણી– मे [ મને ] मा [ અનૂકુલ નહિ થાય ] च ( અને ) तं ( તે ) अच्चंबिलं [ અતિ ખાટું ] पूअं ( બગડેલુ ) तिण्हं विणित्तए ( તૃષા છિપાવવામાં ) नालं [ અસમર્થ છે ] दिंतिअं ( આપનાર વ્યક્તિને ) पडिआइक्खे ( કહી દે કે ) मे [ મને ] तारिसं [ આ પ્રકારનુ પાણી ] न कप्पइ ( કલ્પે નહિ )

ભાવાર્થઃ- તે વખતે ભિક્ષુક દાતારને કહે—ચાખવા માટે મારા હાથમાં જલ આપો. (હાથમાં પાણી લીધા પછી ) જો ખ્યાલ આવે કે આ પાણી અતિ ખાટું કે કોહી (બગડી) ગયેલું છે. તેમ જ પોતાની તૃષા છિપાવવા માટે પર્યાપ્ત નથી તો તે દેનાર બેનને કહે કે આ પાણી કોહેલું કિંવા ખાટું હોવાથી મારી તૃષા દૂર કરવા માટે યોગ્ય નથી. માટે મને તે કલ્પનીય નથી કોઈ પણ ભોજન કે પાણી શરીરને અપથ્ય હોય તે ચીજ ભિક્ષુએ ન લેવી કારણ કે તેમ કરવાથી શરીરમાં વ્યાધિ થવાનો ભય રહે અને રોગિષ્ઠ થવાથી ચિત્તસમાધિમા હાનિ પહોંચે ॥ ૭૮ ૭૯ ॥

तं च होज्ज अकामेणं विमणेणं पडिच्छिअं ।
तं अप्पणा न पिवे, नोवि अन्नस्स दावए ॥८०॥

પદાર્થાન્વય - च [ અને ] अकामेणं . ( ઈચ્છા વગર ) विमणेण [ ધ્યાનવિના ] तं ( કદાચિત્ તે પાણી ) पडिच्छिअं ( ગ્રહણ કરી લીધું હોય તો ) तं [ તે જલને ] अप्पणा ( સ્વયં -પોતે ) न पिवे [ પીએ નહિ ] अन्नस्स वि ( અન્નને પણ ) नो दावए [ પીવડાવે નહિ. ]

ભાવાર્થઃ- કદાચિત ઈચ્છા વગર કે ધ્યાન ન રહેવાથી તેવું પાણી કોઇ દાતારે વ્હોરાવી દીધું હોય તો તે પોતે પણ ન પીએ કે અન્ય ભિક્ષુને પણ પીવા માટે આપે નહિ ॥ ૮૦ ॥

एगंतमवक्कमित्ता अचित्तं पडिलेहिआ ।
जयं परिट्ठविज्जा परिट्ठप्प पडिक्कमे ॥८१॥

પદાર્થાન્વય :- एगंतं [ એકાન્ત સ્થાનપર ] अवक्कमित्ता ( જઈને ) अचित्तं [ જીવરહિત-જગ્યાને ] पडिलेहिआ [ પ્રતિલેખન કરીને ] जयं ( યતનાપૂર્વક ) परिट्ठविज्जा ( પરઠવીને ) पडिक्कमे ( ઇર્યાપથિકનુ ધ્યાન કરે ) અર્થાત્ ઇરિયા-વહિયાનો કાઉસ્સગ્ગ કરે

ભાવાર્થઃ- પરંતુ એકાતમા લઇ જઇને પ્રાસુક [ પ્રાણ બીજ રહિત ] સ્થાન જોઇને તે પાણી યતના પૂર્વક ત્યાગી દે [પરઠવી દે] અને તે જલ નાખી દીધા પછી ભિક્ષુ પાછો ફરે, ઉપાશ્રયમાં બેસી એકચિત્તે કોઇ જીવને દુખ થયુ હોય તેની માફી માગે અર્થાત્ ઇરિયાવહિયાનો કાયોત્સર્ગ કરે. ॥ ૮૧ ॥

सिआ अ गोचरग्गगओ, इच्छिज्जा परिभुत्तुअं ।
कुट्टगं भित्तिमूलं वा, पडिलेहित्त ण फासुअं ॥८२॥

अणुन्नविनु मेहावी, पडिच्छन्नम्मि संवुडे ।
हत्थगं संपमज्जित्ता, तत्थ भुंजिज्ज संजए ॥८३॥

પદાર્થાન્વય :- **गोयरग्गगओ** [ ગોચરી ગયેલો સાધુ ] **सिआ** ( કદાચિત્ ) **परिभुत्तुअं** [ ભોજન કરવા ] **इच्छिज्जा** [ ઈચ્છે ] **य** [ તો ] **कुट्ठगं** [ શૂન્ય ગૃહ આદિમાં ] **वा** ( અથવા ) **भित्तिमूलं** [ મઠ આદિની દિવાલના મૂળમાં ] **फासुअं** [ પ્રાસુક-જીવ રહિત સ્થાનની ] **पडिलेहित्ताणं** ( પ્રતિલેખના કરીને ) **मेहावी** ( બુદ્ધિમાન ) **संजए** ( સાધુ ) **अणुन्नवित्तु** [ ગૃહસ્થની આજ્ઞા લઈને ] **पडिच्छिन्नम्मि** ( પ્રતિચ્છાદન કરેલ-તૃણ આદિ ઢાંકેલા સ્થાનમાં ) **हत्थगं** [ રજોહરણ દ્વારા શરીરના હસ્ત પાદાદિ અવયવોને ] **संपमज्जित्ता** ( સમ્યક્ પ્રકારથી પ્રમાર્જન કરી – સાફ કરીને ) **संवुडे** [ ઉપયોગ પૂર્વક – સાવધાની થી ] **तत्थ** ( ત્યાં = તે જગ્યામા ) **भुंजिज्ज** ( ભોજન કરે. )

ભાવાર્થ.– ગોચરી ગયેલો સાધુ [ તપશ્ચર્યાદિક રોગાદિ કારણથી પોતાને સ્થાને પહોંચવા ક્ષુધાથી પીડાઈને અસમર્થ હોવાથી ત્યાજ ભોજન કરવાને ઈચ્છે તો શૂન્યગૃહ કે કોઈ ભીંતના મૂળ પાસે જીવરહિત સ્થાન તપાસી લે ઉપરથી ઢાંકેલા કે છત્રવાળા તે સ્થાનમાં મેધાવી સાધુ તેના માલિકની આજ્ઞા લઈને પોતાના હાથ વગેરેને સાફ કરીને પછી ત્યા આહાર કરે. ॥ ૮૨ ૮૩ ॥

तत्थ से भुंजमाणस्स, अट्ठिअं कंटओ सिआ ।
तणकट्ठसक्करं वावि, अन्नं वावि तहाविहं ॥८४॥

तं उक्खिवित्तु न निक्खिवे, आसएण न छड्डुए ।
हत्थेण तं गहेऊण, एगंतमवक्कमे ॥८५।

एगंतमवक्कमित्ता, अचित्तं पडिलेहिआ ।
जयं परिट्ठविज्जा, परिट्ठप्प पडिक्कमे ॥८६॥

પદાર્થાન્વય :- **तत्थ** [ ત્યા પૂર્વોક્ત શુદ્ધ સ્થાનમા ] **भुंजमाणस्स** ( ભોજન કરતાં ) **से** ( તે સાધુના આહારમાં ) **अट्ठिअं** ( ઠળીયા ) **कंटओ** ( કંટક ) **वावि** [ અને ] **तणकट्ठसक्करं** ( તૃણ – કાષ્ઠ – કાંકરા ) **वा** [ તથા ] **अन्नं वावि** ( અન્ય કોઇ પણ ) **तहाविहं** [ તથાવિધ–તેવા પ્રકારના કચરા ] **सिआ** [ આવી જાય તો ] **तं** ( તેને ) **उक्खिवित्तु** ( હાથમા લઈને ) **न निक्खिवे** ( જ્યા ત્યા ન ફેંકે ) તથા **आसएण** ( મોઢાથી પણ ) **न छड्डुए** [ ન ઉડાડે – ન ફુંકે ] પરંતુ **हत्थेण** ( હાથથી ) **तं** [ તેને સારી રીતે ] **गहेऊण** [ ગ્રહણ કરીને ] **एगंतं** [ એકાન્ત સ્થાનમા ] **अवक्कमे** [ જાય ] **एगंतं** ( એકાન્તમા ) **अवक्कमित्ता** ( જઈને ) **अचित्तं** ( અચિત્ત ભૂમિની – નિર્દોષ ભૂમિની ) **पडिलेहिआ** [ પ્રતિલેખના કરીને ] **जयं** [ યતનાથી ] **परिट्ठविज्जा** [ પરિઠવે – મૂકે ] અને **परिट्ठप्प** ( પરઠવીને ) **पडिक्कमे** [ પાછો ફરે અને ત્યાર પછી પ્રતિક્રમણ કરે – ઈરિયા વહિનો કાયોત્સર્ગ કરે. ]

ભાવાર્થ.– ઉપરની વિધિથી આહાર કરતા મુનિને ભોજનમાં ગોઠલી, કંટક તૃણ, કાષ્ઠનો

કટકો કે કાકરો અથવા તેવા પ્રકારનો કોઇ કચગે નીકળે તો તેને ( ત્યાં બેઠા બેઠાજ ) હાથથી જ્યા ત્યા દૂર ફેંકે નહિ કે મોઢેથી ઉછાળીને ફેંકે નહિ પરંતુ તેને હાથમા ગ્રહણ કરી એકાતમાં જાય અને ત્યા એકાંતમાં જઇ નિર્જીવ જગ્યા તપાસીને યતનાપૂર્વક તે વસ્તુને ત્યાં મૂકી દે અને ત્યા મૂકીને પાછો ફરી ઈર્યાપથિક ક્રિયા પ્રતિક્રમે [ઇર્યા એટલે માર્ગ, માર્ગમા જતાં કંઈ દોષ થયો હોય તેનુ નિવારણ કરી લેવું ] ॥ ૮૪, ૮૫, ૮૬ ॥

सिआ य भिक्खू इच्छिज्जा, सिज्जमागम्म भुत्तुअं ।
सपिंडपायमागम्म, उंडुअ पडिलेहिआ । ॥८७॥

પદાર્થાન્વય :— सिआ ( કદાચિત્ ) भिक्खू ( સાધુ ) सिज्जं [ ઉપાશ્રયમાં ] आगम्म ( આવીને જ ) भुत्तुअं [ ભોજન કરવાની ] इच्छिज्जा [ ઇચ્છા કરે તો ] सपिंडपायं ( તે શુદ્ધ ભિક્ષા સહિત ) आगम्म [ આવીને ] उंडुअं ( ભોજન કરવાની ભૂમિને ) पडिलेहिआ ( પ્રતિલેખે ).

ભાવાર્થ – અને જો પોતાના સ્થાને પહોંચ્યા પછી ભિક્ષા વાપરવાની ઇચ્છા રાખે તો ભોજન સહિત આવીને તે પહેલા ભોજન કરવાની જગ્યા [નિર્જીવ છે કે કેમ તે] તપાસી લે અને પછી તેને [ રજોહરણથી ] સ્વચ્છ કરે (દરેક જૈન ભિક્ષુ પાસે રજોહરણ હોય છે તે એવું કોમળ હોય છે કે તેથી સૂક્ષ્મ જીવો મરે નહિ પણ બાજુ પર થઇ જાય છે. ॥ ૮૭ ॥

विणएणं पविसित्ता, सगासे गुरुणो मुणी ।
इरियावहियमायाय, आगओ अ पडिक्कम्मे ॥८८॥

પદાર્થાન્વય — मुणी [ મુનિ ] वणएणं [ વિનયથી ] पविसित्ता [ ઉપાશ્રયમા પ્રવેશ કરીને ] गुरुणो ( ગુરુશ્રીના ) सगासे [ સમીપે ] इरियावहियं [ ઇરિયાપથિક સૂત્રને ] आयाय [ભણીને] अ ( તથા ) आगओ ( ગુરુની પાસે ) पडक्कमे ( કાયોત્સર્ગ કરે )

ભાવાર્થ – પછી વિનયપૂર્વક તે સ્થાનમા પ્રવેશ કરીને બહારથી આવેલો તે ભિક્ષુ ગુરુની સમીપ આવી આહાર મૂકી પછી માર્ગના દોષ નિવારવા ઇર્યાપથિકી ક્રિયા પ્રતિક્રમે એટલે કે કાયોત્સર્ગ કરે [ સ્થાનમા પ્રવેશ કરતાં મુનિશ્રી "નિસીહી" કહી ગુર્વાદિકને 'મત્થએણ વંદામિ' એમ કહે છે ॥ ૮૮ ॥

आभोइत्ताण नीसेसं. अइआरं जहक्कमं ।
गमणागमणे चेव. भत्तपाणे व संजए ॥८९॥

પદાર્થાન્વય :- संजए [ સાધુ ] गमणागमणे ( ગમનાગમનની ક્રિયામાં ) चेव ( અને આ પ્રમાણે ) भत्तपाणे ( આહાર પાણી વ્હોરવામા લાગેલા ) निसेसं [ સંપૂર્ણ ] अइआरं ( અતિ-

ચારોને ) **जहक्कमं** [ અનુક્રમથી ] **आभोइत्ताण** ( જાણીને હૃદયમા સ્થાપન કરે )

ભાવાર્થ .- પછી તે ભિક્ષુ આહાર પાણી લેવા જતાં કે ત્યાંથી પાછા ફરતાં જે કઇ અતિચાર કર્યા હોય તે બધાને ક્રમપૂર્વક યાદ કરી લે. ॥ ૮૯ ॥

**उज्जुप्पन्नो अणुव्विग्गो, अव्वक्खित्तेण चेअसा ।**
**आलोए गुरुसगासे, जं जहा गहिअं भवे ॥९०॥**

પદાર્થાન્વય — **उज्जुप्पन्नो** [ સરલ બુદ્ધિવાળો ] તથા **अणुव्विग्गो** ( ઉદ્વેગ રહિત મુનિ ) **जं** ( જે પદાર્થ ) **जहा** [ જે પ્રમાણે ] **गहिअं** ( ગ્રહણ કર્યા ) **भवे** ( હોય તેને તેવા પ્રકારથી ) **अव्वक्खित्तेण** [ અવ્યાક્ષિપ્ત ] **चेयसा** [ ચિત્તથી ] **गुरुसगासे** [ ગુરુ સમીપે ] **आलोए** ( આલોચના કરે – કહે )

ભાવાર્થ·– આવી રીતે કાયોત્સર્ગ કરી પ્રાયશ્ચિત્ત લઈ નિવૃત્ત થયા બાદ સરલ બુદ્ધિવાળો શાત ચિત્તવાળો તે મુનિ આહાર પાણી કેવી રીતે મેળવ્યા ? ઇત્યાદિ બધુ વ્યાકુળતા રહિત ગુરૂ સમક્ષ સ્પષ્ટ કહે ॥ ૯૦ ॥

**न सम्ममालोइअं हुज्जा पुव्विं पच्छा व जं कडं ।**
**पुणो पडिक्कमे तस्स, वोसट्ठो चिन्तए इमं ॥९१॥**

પદાર્થાન્વય ·— **जं** ( જે અતિચાર ) **सम्मं** [ સમ્યક્ પ્રકારથી ] **आलोइअं** ( આલોચિત ) **न हुज्जा** [ ન થાય તો ] **व** ( અથવા ) **पुव्विं** ( પૂર્વે તથા ) **पच्छाकडं** ( પશ્ચાત્ ) **कडं** ( કર્યું હોય ) **तस्स** ( તેને ) **पुणो** [ પુન પુન ] **पडिक्कमे** [ પ્રતિક્રમણ કરે ] **वोसट्ठो** [ કાયોત્સર્ગમા ] **इमं** ( આ પ્રમાણે ) **चिंतए** [ ચિંતન કરે ]

ભાવાર્થ - પહેલા કે પછી થયેલા દોષોની કદાચિત્ તે વખતે બરાબર અલોચના ન થઇ હોય તો ફરીથી તેનુ પ્રતિક્રમણ કરે અને તે કાયોત્સર્ગ કરી આવુ ચિંતન કરે કે ॥ ૯૧ ॥

**अहो ! जिणेहिं असावज्जा, वित्ती साहूण देसिआ ।**
**मुक्खसाहणहेउस्स, साहुदेहस्स धारणा ॥९२॥**

પદાર્થાન્વય - **अहो** ( આશ્ચર્ય છે કે ) **जिणेहिं** [ જિનેશ્વરોએ ] **साहूण** [ સાધુઓને માટે ] **असावज्जा** ( અસાવદ્ય – પાપ રહિત ) **वित्ती** [ ગોચરી રૂપ વૃત્તિ ] **देसिया** ( દેખાડેલ છે ) **मुक्खसाहणहेउस्स** [ તે મોક્ષ – સાધનના કારણભૂત ] **साहुदेहस्स** ( સાધુના શરીરને ) **धारणा** ( ધારણ કરવા માટે છે )

ભાવાર્થ – અહો ! શ્રી જિનેશ્વરોએ મોક્ષના સાધન જ્ઞાન–દર્શન ચારિત્રના આધારભૂત સાધુ પુરૂષના દેહના ધારણ કરવા માટે કેવી નિર્દોષવૃત્તિ દેખાડી છે? આવી નિર્દોષ ભિક્ષાવૃત્તિથી સંયમના આધારભૂત શરીરનું પણ પોષણ થાય છે અને મોક્ષની પણ સાધનામાં વિઘ્ન થતું નથી ॥ ૯૨ ॥

णमुक्कारेण पारित्ता करित्ता जिणसंथवं ।
सज्झायं पट्ठवित्ताणं वीसमेज्ज खणं मुणी ॥९३॥

પદાર્થાન્વય – **णमुक्कारेण** [ નમસ્કાર મંત્રથી ] **पारित्ता** [ કાયોત્સર્ગ પારીને ] **जिणसंथवं** [ જીન સંસ્તવન – અર્થાત્ લોગસ્સ ] **करित्ता** [ બોલીને ] અને **सज्झायं** [ સ્વાધ્યાયને ] **पट्ठवित्ताणं** [ સંપૂર્ણ કરી ] **मुणी** ( મુનિ ) **खणं** ( ક્ષણમાત્ર ) **वीसमेज्ज** ( વિશ્રામ લે )

ભાવાર્થ:– કાયોત્સર્ગમાં ઉપરનું ચિંતન કરી નમસ્કારનું ઉચ્ચારણ કરી કાયોત્સર્ગથી નિવૃત્ત થઈ તેમજ પછી જિનેશ્વર દેવોની સ્તુતિરૂપ લોગસ્સનો પાઠ કરી પછી અલ્પ સ્વાધ્યાય કરીને ભિક્ષુ ક્ષણવાર વિશ્રાંતિ લે. ॥ ૯૩ ॥

वीसमंतो इमं चिन्ते हियमट्ठं लाभमट्ठिओ ।
जइ मे अणुग्गहं कुज्जा, साहू हुज्जामि तारिओ ॥९४॥

પદાર્થાન્વય :– **लाभमट्ठिओ** ( નિર્જરાના લાભનો અર્થી સાધુ ) **वीसमंतो** [ વિશ્રામ કરતો ] **हियमट्ठं** ( હિતાર્થી – હિતનો અર્થી ) **इमं** ( આ પ્રમાણે ) **चिन्ते** [ ચિંતન કરે કે ] **जइ** ( જો કોઇ ) **साहू** ( સાધુ ) **मे** [ મારા ઉપર ] **अणुग्गहं** [ આહાર લેવાનો અનુગ્રહ ] **कुज्जा** ( કરે તો હુ ) **तारिओ** ( ભવસમુદ્રથી તરી ) **हुज्जा** ( જાઉં )

ભાવાર્થ – અને વિશ્રામ લઇને [ નિર્જરારૂપ ] લાભનો અર્થી તે સાધુ પોતાના કલ્યાણ માટે આ પ્રમાણે ચિંતન કરે કે "બીજા મુનિવરો મારા ઉપર અનુગ્રહ કરીને આ મારા આહારમાંથી થોડુ લે તો હુ સંસારસમુદ્રથી તરી જાઉં ?" ॥ ૯૪ ॥

साहवो तो चियत्तेणं निमंतिज्ज जहक्कमं ।
जइ तत्थ केइ इच्छिज्जा, तेहिं सद्धिं तु भुंजए ॥९५॥

પદાર્થાન્વય – **तओ** [ ત્યારપછી ] **साहवो** [ સાધુઓને ] **चिअत्तेणं** ( પ્રીતિ પૂર્વક ) **जहक्कमं** ( યથાક્રમ – અનુક્રમે ) **निमंतिज्ज** ( નિમંત્રણા કરે ) **जइ** ( જો ) **तत्थ** [ તે નિમંત્રિત સાધુઓમાંથી ) **केइ** ( કોઈ ) **इच्छिज्जा** [ ભોજન કરવાનું ઇચ્છે તો ] **तेहिं सद्धिं** ( તેઓની સાથે ) **भुंजए** ( ભોજન કરે )

ભાવાર્થ :- આ પ્રમાણે વિચારીને સૌથી પ્રથમ પ્રવ્રજ્યા-દીક્ષા વૃધ્ધને પછી તેનાથી નાના મુનિજીને એમ ક્રમશ. બધા સાધુજીઓને આમંત્રણ કરે, આ પ્રમાણે આમંત્રણ કરતા જો કોઇ સાધુ આહાર કરવાની ઇચ્છા કરે તો તેની સાથે જ આહાર કરે ( સૌથી પહેલાં દીક્ષા વડીલ સાધુને આમંત્રણ કરવાનુ પ્રયોજન વિનય ધર્મ જાળવવા માટે છે ) ॥ ૯૫ ॥

अह कोई न इच्छिज्जा, तओ भुंजिज्ज एक्कओ ।
आलोए भायणे साहू, जय अपरिसाडियं ॥९६॥

પદાર્થાન્વય :- अह ( જો આગ્રહ સહિત નિમંત્રણ કરવા છતાં પણ ) कोइ ( કોઇ સાધુ ) **न इच्छिज्जा** [ આહાર લેવાની ઇચ્છા ન કરે ] **तओ** ( ત્યાર પછી ) **साहू** ( તે નિમંત્રણ કરનાર સાધુ ) **एक्कओ** [ એકલો જ ] **आलोए** ( પ્રકાશયુક્ત ) **भायणे** ( પાત્રમાં તથા ) **जयं** [ યતના પૂર્વક ] **अपरिसाडियं** ( હાથ તથા મુખથી ન વેરતા ) **भुंजिज्ज** [ ભોજન કરે ]

ભાવાર્થ :- જો કોઇ સાધુ આહાર કરવા ન ઇચ્છે તો સંયમી પોતે એકલો જ રાગ અને દ્વેષને દૂર કરી પહોળા મુખવાળા પ્રકાશિત ભાજનમા યતનાપૂર્વક નીચે ન વેરાય તેવી રીતે આહાર કરે ॥ ૯૬ ॥

तित्तगं व कडुअं व कसायं,
अंबिलं व महुरं लवणं वा ।
एअलद्धमन्नत्थ - पउत्तं,
महुघयं व भुंजिज्ज संजए ॥९७॥

પદાર્થાન્વય :— **संजए** ( યતનાવાન્ સાધુ ) **एअ** ( આ પ્રકારના ) **लद्ध** [ આગમોક્ત વિધિથી મળેલ ] **अन्नत्थ पउत्तं** ( અન્યને માટે બનાવેલ ) **तित्तग** ( તિક્ત ) **व** [ અથવા ] **कडुअं** [ કટુક ] **व** ( તથા ) **कसाय** ( કષાય ) **व** [ તથા ] **अंबिलं** [ અમ્લ-ખાટુ ] **वा** ( અથવા ) **महुरं** [ મધુર ] **लवणं** ( ક્ષાર આદિ પદાર્થોને ) **महुघयं व** [ મધુઘૃતની જેમ - પ્રસન્નતાની સાથે ] **भुंजिज्जा** ( ભોગવે )

ભાવાર્થ :— ગૃહસ્થે પોતાને માટે બનાવેલું અને વિધિ પૂર્વક મેળવેલું તે ભોજન તીખું, કડવું કસાયેલું ખાટું મધુર કે ખારૂં ગમે તેવું હોય પરંતુ સંયમી ભિક્ષુ તેને મધ કે ઘીની માફક પ્રેમપૂર્વક આરોગે ॥ ૯૭ ॥

अरस विरसं वावि, सूइअं वा असूइअं ।
उल्लं वा जइ वा सुक्कं. मंथुकुम्मासभोअणं ॥९८॥

उप्पण्णं नाइहीलिज्जा अप्पं वा बहु फासुअं ।
मुहालद्धं मुहाजीवी, भुंजिज्जा दोसवज्जिअं ॥९९॥

પદાર્થાન્વય :— उप्पण्णं ( વિધિથી પ્રાપ્ત કરેલ આહાર ) अरसं [ રસરહિત ] वावि [અથવા] विरसं ( વિરસ આહાર – શીત અન્નાદિ ) वा ( અથવા ) सूइयं ( વ્યંજનાદિથી યુક્ત આહાર ) અથવા असूइयं [ વ્યંજનાદિથી રહિત આહાર ] वा ( અથવા ) उल्लं ( આર્દ્રતર આહાર ) वा (અથવા) सुक्कं ( શુષ્ક આહાર ) અથવા मंथु [ બદરી ફલનું ચૂર્ણ અથવા ] कुम्मासभोयणं ( અડદના બાકળાનો–આહાર ) અથવા अप्पं ( અલ્પ આહાર ) वा ( અથવા ) बहु [ ઘણો નીરસ આહાર હોય તો પણ ] नाइहीलिज्जा ( તેની અવહેલના ન કરે ) પરંતુ मुहाजीवी [ જાતિ કુલ આદિ દેખાડ્યા વિના આહાર લેનાર – અનિદાનજીવી સાધુ ] मुहालद्धं [મંત્ર–તંત્રાદિ કુક્રિયાઓ કર્યા વિના મેળવેલ] फासुअं ( પ્રાસુક આહાર ) दोसवज्जिअ [ સંયોજનાદિ દોષોથી રહિત ] भुंजिज्जा [ પ્રસન્નતાથી સેવન કરે ]

ભાવાર્થ :– મળેલો આહાર રસ (વઘાર) રહિત હોય કે જૂના ધાન્યનો હો [ ઉત્તમ પ્રકારની શાક વગેરે સામગ્રીથી સહિત હો કે રહિત હો, સ્નિગ્ધ [ ઘી વગેરે સહિત) હો કે શુષ્ક–લુખ્ખો હો બોરકુટ હો કે અડદના બાકળાનું ભોજન હો, તેમજ ભોજન અલ્પ મળો કે બહુ મળો પરંતુ મળેલા આહારની કે દાતારની નિંદા ન કરે પરંતુ તે મુધાજીવી (કેવળ સંયમનું ધ્યેય રાખીને જ જીવનાર ) ભિક્ષુ અચિત્ત, નિર્દોષ અને સહજ મળેલા આહારને નિઃસ્વાર્થ ભાવે શાંતિ પૂર્વક આરોગે ॥ ૯૮ ૯૯ ॥

दुल्लहा उ मुहादाई मुहाजीवी वि दुल्लहा ।
मुहादाई मुहाजीवी दोऽवि गच्छन्ति सुग्गइं ॥१००॥

પદાર્થાન્વય :– मुहादाई ( નિઃસ્વાર્થ બુધ્ધિથી દેનાર) तिवेमि ( નિશ્ચયથી ) दुल्लहा ( દુર્લભ છે ) તથા मुहाजीवी वि ( નિઃસ્વાર્થ બુધ્ધિથી લેનાર સાધુ પણ ) दुल्लहा [દુર્લભ છે એથી] मुहादाई ( મુધાદાતા ) અને मुहाजीवी ( મુધાજીવી ) दोवि ( બન્ને આત્મા ) सुग्गइं [સુગતિને] गच्छंति ( પ્રાપ્ત કરે છે ) ति बेमि ( આ પ્રમાણે હું કહું છું )

ભાવાર્થ – મહાપુરૂષો કહે છે કે આ દુનિયામા કોઈ પણ બદલાની આશા વિના કેવળ નિઃસ્વાર્થ ભાવથી ભિક્ષા આપનાર દાતા અને કેવળ સંયમના નિર્વાહ માટે નિઃસ્વાર્થ ભાવે ભિક્ષા લેનાર ભિક્ષુ, એ બંને મળવા દુર્લભ છે. જે નિઃસ્વાર્થી દાતાર અને નિઃસ્વાર્થી ભિક્ષુ, હોય છે તે બંને ઉત્તમ ગતિને મેળવે છે

સરળ માર્ગમા ગમન, પોતાના ઉપયોગી કાર્યમાજ સાવધાન, જતાં આવતા માર્ગમાં રહેતાં સૂક્ષ્મ જીવોની પણ લક્ષ્યપૂર્વક રક્ષા, બીજા ભિક્ષુકોને જરા પણ દુઃખ કે આઘાત ન પહોંચે અને

દાતાની પ્રસન્નતા બરાબર જળવાઈ રહે તેવી વિશુદ્ધ ભિક્ષાની ગવેષણા, દાતાર ગફલત ન કરે કે ન દુભાય તેનો સતત ઉપયોગ, સંપૂર્ણ નિર્જીવ ખાન પાનના શોધન માટે બરાબર જાગરૂકદશા, ભિક્ષાવૃત્તનું ચિંતન, ઇતર સાધકો સાથે સહ ભોજનવૃત્તિ અને અનાસક્ત ભાવે પ્રાપ્ત થયેલા પિંડનું ભોજન કરવુ, આ ભાવને સમજીને વર્તનારો ભિક્ષુ એજ આદર્શ ભિક્ષુ છે અને તે ભિક્ષુની ભિક્ષાવૃત્તિ દાતારના દિલમા સયમ અને ત્યાગના સસ્કાર જન્માવે છે

આવી ભિક્ષાવૃત્તિથી સયમી જીવનનો નિર્વાહ કરવો તેજ પિંડૈષણાનુ રહસ્ય છે અને કોઈ પણ પ્રકારના ભૌતિક સ્વાર્થ વિના કે કીર્તિની કામના વિના નિઃસ્વાર્થ ભાવે આપવુ તે દાતાનું કર્તવ્ય છે. અને તે જ ભાવ આધ્યાત્મિક વિકાસમા તેને પ્રેરે છે ॥ ૧૦૦ ॥

સુધર્મા સ્વામીએ કહ્યુ – જેમ ભગવાન મહાવીર પાસેથી સાભળ્યુ છે તેમ હુ કહુ છુ

## —: પ્રથમ ઉદ્દેશ સમાપ્ત ):—

★

## પંચમ અધ્યયન – દ્વિતીય ઉદ્દેશ.



पडिग्गहं संलिहित्ताणं, लेवमायाए संजए ।
दुगधं वा सुगंधं वा सव्वं भुंजे न छड्डए ॥१॥

પદાર્થાન્વય – **संजए** ( સયમી સાધુ ) **पडिग्गहं** ( પાત્રને ) **लेवमायाए** ( લેપમાત્ર પર્યંત ) **संलिहित्ताणं** ( અંગુલીથી લૂછીને ) **दुग्गंधं** [ દુર્ગંધિત ] **वा** ( અથવા ) **सुगंधं** [ સુગન્ધિત પદાર્થ હોય તે ] **सव्वं** [ સર્વને ] **भुंजे** [ ભોગવે પરન્તુ ] **न छड्डए** ( ચિંતમાત્ર પણ છોડે નહિ )

ભાવાર્થ સયમી ભિક્ષુ બધો આહાર, પછી તે સુગધી [મોદક વગેરે] હો કે ગધરહિત (અર્થાત્ તદ્દન મદો) આહાર હો, તેને પાત્રાને છેલ્લો લેપ લાગ્યો હોય ત્યા સુધીનુ બધુ અગુલીથી સાફ કરીને ખાઈલે પણ છેડી ન દે [ છેલ્લો લેપ સુધ્ધા ન છોડે એમ કહીને ઉપરના શ્લોકમા અપરિગ્રહિતા અને સ્વચ્છતાનો આદર્શ આપ્યા છે

सेज्जा निसीहियाए, समावन्नो अ गोअरे ।
अयावयट्ठा भुच्चाणं, जइ तेणं न संथरे ॥२॥

तओ कारणमुप्पण्णे, भत्तपाणं गवेसए ।
विहिणा पुव्वउत्तेणं, इमेण उत्तरेण य ॥३॥

પદાર્થાન્વય :- सेज्जा [ ઉપાશ્રયમા અથવા ] निसीहियाए ( સ્વાધ્યાય કરવાની ભૂમિમાં બેઠેલો સાધુ ] गोयरे [ ગોચરીમાં ] समावन्नो [ લાવેલો આહાર જો ] अयावयट्ठा (અપર્યાપ્ત હોય) अ ( તો ) भुच्चाणं ( ભોજન કરીને ) जइ ( જો ) तेणं [ તે આહારથી ] न संथरे ( નિર્વાહ ન થઈ શકે તો ) तओ [ ત્યાર પછી ] कारणं [ આહારનું કારણ ] उप्पण्णे [ ઉત્પન્ન થવાપર ] पुव्वउत्तेणं [ પૂર્વોકત ] य ( અને ) इमेणं [ આ ] उत्तरेण ( ઉત્તર ) विहिणा ( વિધિથી ) भत्तपाणं ( અન્ન પાણીની ) गवेसए [ ગવેષણા કરે ]

ભાવાર્થ.— ઉપાશ્રયમાં કે સ્વાધ્યાય કરવાના સ્થાનમાં બેઠેલ સાધુ ગોચરીમાં મેળવેલ ભોજન ભોગવતા અપર્યાપ્ત થાય તો અને વિશેષ આહારની જરૂર જણાય તો અર્થાત્ ક્ષુધા શાન્ત ન થાય તો અથવા બીજા કોઇ કારણથી વધુ આહાર લેવાની આવશ્યકતા ઊભી થાય તો પૂર્વોકત ( પ્રથમ ઉદ્દેશકમા દેખાડેલી ) વિધિથી તથા આ નીચે કહેવામા આવશે તે વિધિથી અન્નપાણીની ગવેષણા [ શોધ ] કરે

कालेण निक्खमे भिक्खू, कालेण य पडिक्कमे ।
अकालं च विवज्जित्ता, काले कालं समायरे ॥४॥

પદાર્થાન્વય :- भिक्खू [ સાધુ ] कालेण [ જે ગામમા ભિક્ષાનો જે સમય હોય તે સમયમા ] निक्खमे [ ભિક્ષાને માટે જાય ] य ( વળી ) कालेण ( સ્વાધ્યાય આદિના સમયે ) पडिक्कमे ( પાછો ફરે ) च [ અને ] अकालं [ અકાલને ] विवज्जित्ता: [ છોડીને ] काले [ કાલના સમય ] कालं [ કાલયોગ્ય કાર્યનુ ] समायरे ( સમાચરણ કરે )

ભાવાર્થ – ભિક્ષુ ભિક્ષા મળી શકે તેવા સમયે ભિક્ષાનો કાળ જાણીને ગોચરી માટે નીકળે જે કંઇ અલ્પ કે પરિમિત આહાર મળે તે ગ્રહણ કરીને ભિક્ષાકાળ પૂર્ણ થતા જ સ્થાનક તરફ પુન પાછો ફરે અકાળ [ સમય વિનાના કાર્ય ] ને છોડીને જે સમયે જે કાર્ય કરવાનું હોય તે સમયને યોગ્ય કાર્ય કરે [ કયા સમયે શું કરવુ તેનો ભિક્ષુએ સતત ઉપયોગ રાખવો જોઇએ]

अकाले चरसी भिक्खू, काल न पडिलेहसि ।
अप्पाणं च किलामेसि, सनिवेसं च गरिहसि ॥५॥

પદાર્થાન્વય :- भिक्खू ( હે મુને ! તું ) अकाले ( અકાલમાં ) चरसि ( ગોચરી માટે જઇશ અને ) काल ( ભિક્ષાના કાલને ) न पडिलेहसि (જોઈશ નહિ તો ) अप्पाणं ( પોતાના આત્માને ) किलामेसि ( પીડા આપીશ –અર્થાત્ દુખી થઇશ ) च [ અને ] ભગવાનની આજ્ઞાભંગ કરીને संनिवेस [ ગામની પણ ] गरिहसि [ નિન્દા કરીશ ]

ભાવાર્થ:- મહાપુરૂષો કહે છે કે- અહો સાધુ! કોઇ ગ્રામાદિ સ્થાનમાં તું સમય જોયા વિના ભિક્ષાર્થે જઈશ અને સમયને ઓળખીશ નહિ તો તારા આત્માને ખેદ થશે અને ખોરાક ન મળવાથી તું ગામની પણ નિંદા કરીશ" ગામમાં ભોજન વપરાઇ ગયા પછી ગોચરી એ જાય અને આહાર ન મળે તો પોતે દુ:ખી થાય અને ગામ- કેવુ ખરાબ છે કે અહિં ખોરાક સુધ્ધા મળતો નથી એવા અનિષ્ટ સંકલ્પો થવા સંભવ છે.

सइ काले चरे भिक्खू, कुज्जा पुरिसकारिअं ।
अलाभुत्ति न सोइज्जा, तवुत्ति अहिआसए ॥६॥

પદાર્થાન્વય - **भिक्खू** [ ભિક્ષુ ] **काले** [ ભિક્ષા યોગ્ય કાળના ] **सइ** [ હોવાપર ] **चरे** ( ભિક્ષાને માટે જાય ) **पुरिसकारिअं** ( પુરૂષકાર – પરાક્રમ ) **कुज्जा** [ કરે ] **अलाभुत्ति** [ અલાભ થવાપર – આહાર લાભ ન થવાપર ] **न सोइज्जा** ( શોક ન કરે ) પરન્તુ **तवुत्ति** [ અનશનાદિ તપ થયો એવો શુભ વિચાર કરીને ક્ષુધાદિ પરીષહને ] **अहिआसए** [ સહન કરે ]

ભાવાર્થ - માટે ભિક્ષાનો સમય થાય ત્યારે જ ભિક્ષુએ ભિક્ષાર્થે ઉદ્યમ કરવો જોઇએ ભિક્ષા સમયે નીકળવા છતા કવચિત્ ભિક્ષા ન મળે તો પણ દીનહીન થઈને શોક ન કરતાં આજે સહેજે તપ થયો એમ માનીને તે ક્ષુધાના સંકટને સમભાવે સહન કરે।

तहेवुच्चावया पाणा, भत्तट्ठाए समागया ।
तं उज्जुअं न गच्छिज्जा, जयमेव परक्कमे ॥७॥

પદાર્થાન્વય - **तहेव** ( તેમજ ) ( ગોચરીએ જતા સાધુને કોઈ સ્થાને ) **भत्तट्ठाए** [ અન્ન પાણીને માટે ] **समागया** ( એકત્ર થયેલા ) **उच्चावया पाणा** [ ઉંચ અને નીચ પ્રાણીઓ હોય તો ] **तं उज्जुअं** ( તેઓની સન્મુખ થઈને ) **न गच्छिज्जा** ( ન ચલે ) પરન્તુ **जयमेव** [ચાલે તો યતના પૂર્વક ] **परक्कमे** [ ગમન કરે ]

ભાવાર્થ – ભિક્ષુ નાના મોટા પશુ પક્ષીઓ ખોરાકમાટે કે ચણા માટે એકઠાં થયેલા હોય તેની સન્મુખે ગમન ન કરે પણ ઉપયોગ પૂર્વક બીજે જ માર્ગેથી ગમન કરે અથવા બીજો માર્ગ ન હોય તો પાછો ફરે ( સામે જવાથી તે પ્રાણીઓને ભય થાય તેથી ઉડી જાય તેમજ ચણ- ચણવામા અંતરાય પડે. )

गोअरग्गपविट्ठो अ, न निसीइज्ज कत्थई ।
कहं च न पवधिज्जा, चिट्ठित्ताण व संजए ॥८॥

પદાર્થાન્વય :- **गोअरग्गपविट्ठो अ** ( ગોચરીએ ગયેલો ) **संजए** [ સાધુ ] **कत्थई** ( કોઈ

પણ સ્થળે ) **न निसीइज्ज** ( બેસે નહિ ) **न** ( તથા ત્યાં ) **चिट्ठित्ताण** [ ઉભારહીને – કે બેસીને ] **कहं च** [ કથા–કરવાનો ] **न पबंधिज्जा** ( વિશેષ પ્રબન્ધ કરે નહિ )

ભાવાર્થ – ગોચરીને માટે સાધુ ગૃહસ્થને ઘેર જાય ત્યારે ત્યાં ધર્મકથાનો વિસ્તાર પૂર્વક પ્રબન્ધ ન કરે અને બેસે પણ નહિ કોઈ ભાવુક આત્મા પ્રશ્ન કરે તો જવાબ સંક્ષેપથી ઉભા રહીને આપે ( જો ગૃહસ્થને ઘેર બેસે તો સયમનો ઉપઘાત થાય અને એષણા સમિતિની વિરાધના થાય ]

अग्गलं फलिहं दारं कवाड वावि संजए ।
अवलंविआ न चिट्ठिज्जा गोअरग्गगओ मुणी ॥९॥

પદાર્થાન્વય :– **गोअग्गगगओ** ( ગોચરીને માટે ગયેલા ) **संजए** [ જીવાજીવની પૂર્ણ યતના કરનારા ] **मुणी** [ મુનિ ] **अग्गलं** ( અર્ગલાને ) **फलिहं** [ કમાડને બધ કરનાર સ્ટો ર–ફલકને ] **दारं** ( દ્વારને ) **वा** [ તથા ] **कवाडंवि** [ કમાડ આદિને પણ ] **अवलंविआ** ( અવલબન લઈને ટિંગાઈને ) **न चिट्ठिज्जा** ( ઉભો ન રહે )

ભાવાર્થ:– ગોચરીએ ગયેલો સંયમી કોઇ ગૃહસ્થના ઘરની ભોગળ, કમાડનું પાટિયું બારણું કે કમાડનો ટેકો દઇને ( તેનુ અવલંબન લઈને ) ઉભો રહે નહિ [ કદાચ એમ ટેકો દઇને ઉભા રહેતા બારણુ વગેરે હલી જવાથી પડી જવાનો ભય રહે છે ]

समण माहणं वावि, किविण वा वणीमगं ।
उवसंकमत भत्तट्ठा पाणट्ठाए व संजए ॥१०॥
तमइक्कमित्तु न पविसे, न चिट्ठे चक्खुगोअरे ।
एगतमवक्कमित्ता, तत्थ चिट्ठिज्ज सजए ॥११॥

પદાર્થાન્વય – **भत्तट्ठा** [ અન્નને માટે ] **व** [ અથવા ] **पाणट्ठाए** [ પાણીને માટે ] ગૃહસ્થના દ્વાર પર **उवसंकमंतं** [ આવતા અને જતા ] **समणं** [ શ્રમણ ] **वावि** [ અથવા પણ ] **माहणं** ( બ્રાહ્મણ ) **किविणं** ( કૃપણ ) **वा** ( અથવા ) **वणीमग** [ દરિદ્ર કોઈ હોય ] **तं** ( તેને ) **अइक्कमित्तु** [ ઉલ્લઘન કરીને ] **संजए** ( સાધુ ) **न पविसे** ( ગૃહસ્થના ઘરમા પ્રવેશ ન કરે ) **तथा चक्खुगोअरे** ( ગૃહસ્વામીને દૃષ્ટિગોચર થાય તેવી રીતે ) **न चिट्ठे** ( ઉભો પણ ન રહે ) **एगंतं** ( એકાન્ત સ્થાનમા ) **अवक्कमित्ता** [ જઈને ] **तत्थ** [ ત્યા ] **चिट्ठिज्जा** ( ઉભો રહી જાય ) [ ( જે સમયે કોઈ દાનાદિ દેતા હોય તેની સામે પણ જઇને ઉભો ન રહે )

ભાવાર્થ – ગોચરી ગયેલો સયમી બીજા ધર્મના અનુયાયી શ્રમણ બ્રાહ્મણ કૃપણ કે ભિખારી જો ગૃહસ્થના દ્વારની સન્મુખ ભોજનને માટે કે પાણીને માટે આવી ઊભા હોય તો તેને

ઓળંગીને ગૃહમાં પ્રવેશ ન કરે તેમજ તેમની દૃષ્ટિ પડે તેવા સ્થાને ઊભો પણ ન રહે પરંતુ એકાંતમાં ( એક બાજુ ) જઈને જ ઊભો રહે

वणीमगस्स वा तस्स, दायगस्सुभयस्स वा ।
अप्पत्तिअं सिआ हुज्जा, लहुत्तं पवयणस्स वा ॥१२।

પદાર્થાન્વય – **सिआ** [ કદાચિત્ એમ ન કરવાથી ] **तस्स** [ તે ] **वणीमगस्स** [ યાચકને ] **वा** [ અથવા ] **दायगस्स** ( દાતારને ) **वा** ( અથવા ) **उभयस्स** ( દાતા અને યાચક બન્નેને ) **अप्पत्तिअं** [ અપ્રીતિ ] **वा** [ અથવા ] **पवयणस्स** ( ભગવત્ – પ્રવચનની ) **लहुत्त** [ લઘુતા ] **हुज्जा** ( થશે )

ભાવાર્થ – કારણકે તેમ કરવાથી તે ભિખારી કિંવા દાયક નાખુશ થાય અથવા બન્ને નાખુશ થાય તેમજ પોતાના ધર્મની પણ લઘુતા દેખાય [ મારામાં રખેને ભાગ પડાવશે તેવું માની ભિખારીનું હૃદય દુભાય અથવા આપનારની લાગણી દુભાય અને ભિખારીની આવી હરિફાઈ થઈ જતાં પોતાની કદર પણ ભિખારી જેવી થવાથી જૈન શાસનની મહત્તા ઘટે. )

पडिसेहिए व दिन्ने वा, तओ तम्मि नियत्तिए ।
उवसंकमिज्ज भत्तट्ठा पाणट्ठाए व संजए ॥ १३ ॥

પદાર્થાન્વય – **दिन्ने** ( દાન દેવાપર ) **व** [ અથવા ] **पडिसेहिए** ( નિષેધ કરી દેવા પર ) **तओ** [ તે દ્વાર આદિ સ્થાનેથી ] **तम्मि** ( તે યાચકો ) **नियत्तिए** ( પાછા ફરી જવા પર ) **संजए** ( સાધુ ) **भत्तट्ठा** [ આહારને માટે ] **व** ( તથા ) **पाणट्ठाए** [ પાણીમાટે ] **उवसंकमिज्ज** ( ગૃહસ્થના ઘરમાં જાય ]

ભાવાર્થ — સંસારમાં માગનાર યાચકોની બે સ્થિતિ હોય છે એક તો ઉદાર દાતા યથોચિત દાન આપીને વિસર્જન કરે અથવા કોઈ અનુદાર દાતા તિરસ્કાર કરી ખરીખોટી ગાળી આપીને રવાના કરે આ બન્ને સ્થિતિમાથી કોઈ એક સ્થિતિને પામીને યાચકો દ્વારપરથી પાછા ફરે ત્યાર પછી જ સંયમી સાધુ યતનાપૂર્વક અન્નપાણીને માટે તે ગૃહસ્થના ઘર પ્રવેશ કરે

उप्पलं पउमं वावि, कुमुअं वा मगदंतिअं ।
अन्नं वा पुप्फसच्चित्तं, तं च सलुंचिआ दए ॥ १४ ॥

तं भवे भत्तपाणं तु, संजयाण अकप्पिअ ।
दिंतिअ पडिआइक्खे, न मे कप्पइ तारिसं ॥ १५ ॥

પદાર્થાન્વય – उप्पलं ( નીલોત્પલ કમળ ) पउमं [ પદ્મ કમલ ] वावि ( અથવા ) कुमुअं ( ચન્દ્રવિકાશી શ્વેત કમલ ] मगदंतिअं [ મગદન્તિકા – માલતી પુષ્પ ] वा ( અથવા ) अन्नं ( અન્ય કોઈ ) पुप्फसच्चित्तं ( સચિત્ત પુષ્પો હોય ) तं [ તેને ] संलुंचिआ [ છેદન કરતી હોય = ચૂંટીને ) दए [ આહાર પાણી આપે ] तु ( તો ) तं ( તે ) भत्तपाणं ( અન્ન–પાણી ) संजयाणं ( સાધુઓને માટે ) अकप्पिअं [ અકલ્પનીય ] भवे ( હોય છે તેથી સાધુ ) दिंतिअं [ દેનારી ] पडिआइक्खे ( પ્રત્યે કહે કે ) तारिसं ( તેવી જાતનો આહાર ) मे [ મને ] न कप्पइ ( કલ્પે નહિ )

ભાવાર્થ :— નીલોત્પલ – લીલુકમળ, પદ્મ – લાલકમળ, ચંદ્રવિકાસી – શ્વેતકમળ અથવા માલતી મોગરાનું કે તેવુ બીજું કોઈ પણ ફૂલ – ચૂંટીને કોઈ ભિક્ષા આપે તો તે ભોજન અને પાણી સયમીને અકલ્પ્ય – અગ્રાહ્ય છે માટે આપનાર પ્રત્યે કહે કે આ આહાર પાણી મને ગ્રાહ્ય નથી

उप्पलं पउमं वावि, कुमुअं वा मगदंतिअं ।
अन्नं वा पुप्फसच्चित्तं, त च संमद्दिआ दए ॥ १६ ॥

तं भवे भत्तपाणं तु, संजयाण अकप्पिअं ।
दिंतिअं पडिआइक्खे, न मे कप्पइ तारिसं ॥ १७ ॥

પદાર્થાન્વય – [ જો દાતાર સ્ત્રી ] उप्पल [ નીલોત્પલકમલ] वावि ( અથવા ) पउमं [ પદ્મકમલ ] वा [ અથવા ] कुमुअं ( ચન્દ્રવિકાસી કમલ ) वि [ તથા ] मगदंतिअं ( માલતીના પુષ્પ ) अन्नं [ અન્ય કોઈ] पुप्फसच्चित्तं [ સચિત્ત પુષ્પ હોય ] तं [ તેને ] समद्दिआ [ સામર્દન કરીને ] दए ( આહાર–પાણી આપે ) तु ( તો ) तं [ તે ] भत्तपाणं [ અન્નપાણી ] संजयाण [ સાધુઓને ] अकप्पिअं ( અકલ્પનીય ] भवे [ હોય છે, એવી ] दिंतिअ ( દેનારી ] पडिआइक्खे ( પ્રત્યે કહે કે ) मे ( મને ) तारिसं [ તેવી જાતના આહાર–પાણી ] न कप्पइ ( કલ્પે નહિ )

ભાવાર્થ — લીલું કમળ, લાલકમળ, ચદ્રવિકાશી શ્વેતકમળ અથવા મોગરાનુ કે તેવું બીજુ કોઇ પણ ફૂલ કચરીને, છેદીને કોઈ સ્ત્રી ભિક્ષા વ્હોરાવે તો તે ખાન–પાન સયમીને કલ્પે નહિ તેથી સયમી સાધુ દેનાર પ્રત્યે કહે કે તે અન્ન–પાન મારામાટે કલ્પ્ય નથી.

उप्पलं पउमं वावि, कुमुअं वा मगदंतिअं ।
अन्नं वा पुप्फसच्चित्त त च संघट्टिया दए ॥ १८ ॥

तं भवे भत्तपाणं तु, संजयाण अकप्पिअं ।
दितिअं पडिआइक्खे, न मे कप्पइ तारिसं ॥ १९ ॥

પદાર્થાન્વય :- કોઇ સ્ત્રી **उप्पलं** (ઉત્પલ કમલ) **वा** (અથવા) **पउमं** [પદ્મ કમલ] **वा** (અથવા) **कुमुअं** (ચંદ્ર–વિકાસી કમલ) **वि** (તથા) **मगदंतिअं** (માલતી પુષ્પ) **वा** (અથવા) **अन्नं** [અન્ય કોઇ] **पुप्फसच्चित्तं** (સચિત્ત પુષ્પ હોય) **तं** (તેને) **संवट्टिया** [સંઘટ્ટિત કરીને] **दए** [આહાર–પાણી આપે] **तु** (તો) **तं** [તે] **भत्तपाणं** (આહાર પાણી) **संजयाणं** [સંયમીને માટે] **अकप्पिअं** [અકલ્પનીય] **भवे** (હોય છે) એથી **दिंतिअ** (દેનારી) **पडिआइक्खे** [પ્રત્યે કહે કે] **तारिसं** [તેવા પ્રકારના આહાર] **मे** [મને] **न कप्पइ** [કલ્પે નહિ]

ભાવાર્થ — જો કોઇ સ્ત્રી સૂત્રોકત નીલોત્પલ આદિ સચિત્ત પદાર્થોને સંઘટ્ટન કરીને આહાર – પાણી આપે, તો સાધુને કલ્પે નહિ તેથી દેનારી પ્રત્યે કહે કે મને આ જાતના આહાર–પાણી ન કલ્પે

सालुअं वा विरालिअं, कुमुअं उप्पलनालिअं ।
मुणालिअं सासवनालिअं, उच्छुखंडं अनिव्वुडं ॥ २० ॥

પદાર્થાન્વય - **अनिव्वुडं** (જે શસ્ત્રથી પરિણત થયા નથી તેવા) **सालुअं** [કમલના કંદને] **वा** (અથવા) **विरालिअं** [પલાશના કંદને] અથવા **कुमुअं** [ચંદ્રવિકાસી કમલની નાલને] અથવા **उप्पलनालिअ** (નીલોત્પલ કમલની નાલને, અથવા) **मुणालिअं** (કમલના તન્તુને અથવા) **सासवनालिअं** [સરસવની નાલને અથવા] **उच्छुखंडं** (ઇક્ષુખંડને) સાધુ ગ્રહણ ન કરે

ભાવાર્થ — કમલનો કન્દ, પલાશનો કન્દ, શ્વેતકમલની નાલ, નીલ કમલની નાલ, કમલના તંતુ, સરસવોની નાલ, અને શેરડીના ટુકડા, એ સર્વે સચિત્ત પદાર્થ સાધુને માટે અગ્રાહ્ય છે

तरुणग वा पवालं, रुक्खस्स तणगस्स वा ।
अन्नस्स वावि हरिअस्स, आमग परिवज्जए ॥ २१ ॥

પદાર્થાન્વય :- વિશુદ્ધ સંયમધારી સાધુ **रुक्खस्स** [વૃક્ષના] **वा** (અથવા) **तणगस्स** [તૃણના] **वावि** (અથવા) **अन्नस्स** (અન્ય કોઈ બીજા) **हरिअस्स** [હરિતકાય – લીલી વનસ્પતિ ।] **आमगं** (કાચા) **तरुणग वा पवाल** (નવીન પ્રવાલ) **परिवज्जए** [છોડી દે–ગ્રહણ ન કરે]

ભાવાર્થ — વૃક્ષનાં, તૃણના તથા અન્ય કોઇ બીજી વનસ્પતિના, તરૂણ પ્રવાલ – નવીન કૂંપળો જો કાચી હોય તો – શસ્ત્ર પરિણત થયા ન હોય તેવાને સંત ગ્રહણ ન કરે

तरुणिअं वा छिवाडिं. आमिअं भज्जिअं सइं ।
दिंतिअं पडिआइक्खे, न मे कप्पइ तारिसं ॥ २२ ॥

પદાર્થાન્વય :- સાધુને જો કોઈ तरुणिअं (તરૂણ – જેમાં હજુ સુધી બીજ–બંધાયેલા નથી) તેવી छिवाडिं (કોમળ ચોળા – મગની શીંગો અથવા મગફળી) आमिअं (કાચી હોય) वा (અથવા) सइ [એકવાર] भज्जिअं [ભુંજેલી હોય = શેકેલી હોય તો,] दिंतिअं पडिआइक्खे (દેનારપ્રત્યે કહે કે) तारिसं मे न कप्पइ [તેવી જાતનો આહાર મને કલ્પે નહિ.]

ભાવાર્થ – તેમજ જેનુ બીજ બંધાયુ નથી તેવી કોમળ ચોળા મગની ફલીઓ – શીંગો અથવા મગફળી એક વાર શેકેલી હોય અથવા કાચી હોય તો તે આપનાર પ્રત્યે સંયમી કહે કે મને તેવી જાતનો આહાર કલ્પે નહિ

तहा कोलमणुस्सिन्नं, वेलुअं कासवनालिअं ।
तिलपप्पडगं नीमं, आमगं परिवज्जए ॥ २३ ॥

પદાર્થાન્વય – तहा [તેમજ] अणुस्सिन्नं [અગ્નિ આદિથી અપકવ] आमगं (કાચા) कोलं (બદરી ફળ) वेलुअं [વંશ કારેલા] તથા कासवनालिअं (શ્રીપર્ણીવૃક્ષના ફળ) तिल-पप्पडग (તલપર્પટ = તિલપાપડી) नीमं (નીમ વૃક્ષના ફલને પણ) परिवज्जए (છોડી દે)

ભાવાર્થ .- બોર, બશકારેલાં, શ્રીપર્ણીનુ ફળ, નાળિયેર, તલપાપડી અથવા વાલ પાપડી અથવા પાકી લીમડાની લીંબોળી આ બધી ચીજો રાંધ્યા અથવા અચિત્ત થયા વિનાની હોય તો તે સંયમીને ગ્રાહ્ય નથી તેથી તે છોડી દે

तहेव चाउलं पिट्ठं, विअडं वा तत्तऽनिव्वुडं ।
तिलपिट्ठपूइपिन्नागं, आमगं परिवज्जए ॥ २४ ॥

પદાર્થાન્વય :- तहेव [તેમજ] चाउलं [ચોખાનો] पिट्ठं (આટો) તથા विअडं [શુદ્ધોદક – ધોવણ] वा (અથવા) तत्तऽनिव्वुडं [તપ્ત-નિવૃત્ત જલ – જે અપકવ જલ – જે જલ ગરમ હોય તે મર્યાદાથી બહાર થવાને કારણે ઠંડુ થઈ ગયુ હોય તેથી સચિત્ત થઈ જાય છે] तिलपिट्ठं (તલનો આટો, તથા) पूइपिन्नागं (સરસવનો ખોળ તે સર્વે) आमगं (કાચા પદાર્થ હોય તો સાધુ) परिवज्जए [સર્વથા છોડી દે]

ભાવાર્થ – તેમજ ચોખાનો તથા તલનો આટો તેમજ સરસવનો ખોળ તથા અપકવ પાણી વગેરે કાચુ હોય અથવા મિશ્ર પાણી હોય તો ભિક્ષુ તેને પણ ગ્રહણ ન કરે

कविट्ठं माउलिंगं च, मूलगं मूलगत्तिअं ।
आमं असत्थपरिणयं, मणसावि न पत्थए ॥ २५ ॥

પદાર્થાન્વય :- **आमं** (અપકવ) તથા **असत्थपरिणयं** (અશસ્ત્ર - પરિણત) **कविट्ठं** [કઠફલની] **माउलिंगं** (બિજોરુ) **मूलगं** (મૂળા) **च** (અને) **मूलगत्तिअं** [મૂળાની કાતરી] **मणसावि** [મનથી પણ] **न पत्थए** (ઈચ્છા ન કરે)

ભાવાર્થ.- અપકવ કોઠુ, બિજોરૂ, પાદડા સહિત મૂળો કે મૂળાની કાતરી વગેરે કાચા કિંવા શસ્ત્રપરિણત ન હોય તો મુનિ મનથી પણ ન ઇચ્છે

तहेव फलमंथूणि, वीयमंथूणि जाणिया ।
विहेलगं पियालं च, आमग परिवज्जए ॥ २६ ॥

પદાર્થાન્વય :- **तहेव** [તેમજ] **फलमंथूणि** (બદરીફલ - બોર આદિના ફલોનુ ચૂર્ણ) **वीयमंथूणि** [બીજોનુ ચૂર્ણ] **विहेलगं** (બિભીતક - બહેડા) **च** [તથા] **पियालं** [પ્રિયાલ-રાયણ ના ફળ] **आमगं** [કાચા - સચિત્ત] **जाणिया** [જાણીને] **परिवज्जए** (છોડી દે)

ભાવાર્થ - તે જ પ્રમાણે ફળોનુ ચૂર્ણ, બીજોનુ ચૂર્ણ બહેડાં તથા રાયણના ફળ વગેરે કાચા હોય તો સચિત્ત જાણીને તેને ગ્રહણ ન કરે.

समुआणं चरे भिक्खू, कुलमुच्चावयं सया ।
नीयं कुलमइक्कम्म. ऊसढं नाभिधारए ॥ २७ ॥

પદાર્થાન્વય :- **भिक्खू** (સાધુ) **समुआण** (શુદ્ધ ભિક્ષાનો આશ્રય કરીને) **सया** (સદા) **उच्चावय** (ઉંચ અને નીચ કુળોમા) **चरे** [આહારને માટે જાય] પરન્તુ **नीयं-कुलं** (ગરીબ ઘરને-નીચ કુળને) **अइक्कम्म** [ઉલ્લઘન કરીને] **ऊसढं** (ઉંચા કુળમા - ધનવાન કુળમા) **नाभिधारए** [જાય નહિ].

ભાવાર્થ - હમેશા ભિક્ષુ સામુદાનિક-ધનવાન અને નિર્ધન એ બને સ્થળે સમાન ભાવે ગોચરી કરે નિર્ધન કુળનુ ઘર જાણી તેને ઉલ્લઘીને શ્રીમતને ઘેર ન જાય (શ્રીમત હો કે ગરીબ હો તપસ્વી ભિક્ષુ બને પર સમદૃષ્ટિ રાખે, રાગ રહિત થઈ પ્રત્યેક ઘેર ગોચરી અર્થે ગમન કરે

अदीणो वित्तिमेसिज्जा, न विसीइज्ज पंडिए ।
अमुच्छिओ भोयणमि, मायण्णे एसणारए ॥ २८ ॥

પદાર્થાન્વય - **पंडिए** (પડિત સાધુ) **अदीणो** (દીનતાથી સર્વથા રહિત થઈને) **वित्तिं** (પ્રાણનિર્વાહક વૃત્તિની) **एसिज्जा** [ગવેષણા કરે] **न विसीइज्ज** (આહાર ન મળે તો વિષાદ

न करे ) अने भोयणंमि ( सरस भोजनमा ) अमुच्छिओ [ मूर्च्छित न थाय ] मायण्णे [ आहार-नी मात्रा जाणनारो प्रवीण मुनि ] एसणारए ( जे आहार सर्वथा निर्दोष होय तेना रत रहे )

भावार्थ:- निर्दोष भिक्षानी गवेषणा करवामा रत अने आहारनी मर्यादाने जाणनार पंडित भिक्षु भोजनमां आसक्ति नहि राखता तथा दीनपणु धारण नहि करता भिक्षावृत्ति करे, तेम करता कदाचित् आहार मळे नहि तो पण खेद न करे

बहु परघरे अत्थि, विविहं खाइम साइमं ।
न तत्थ पंडिओ कुप्पे, इच्छा दिज्ज परो न वा ॥ २९ ॥

पदार्थान्वय :- परघरे ( गृहस्थना घरमा ) बहु ( घणा ) विविह [ नाना प्रकारना ] खाइमं [ खाद्य ] तथा साइमं [ स्वाद्य ] अत्थि ( होय छे ) जो गृहस्थ साधुने ते पदार्थो न आपे तो पंडिओ [ विद्वान साधु ] तत्थ ( ते गृहस्थ उपर ) न कुप्पे ( क्रोध न करे परंतु विचार करे के ) परो [ गृहस्थ ] इच्छा ( इच्छा होय तो ) दिज्ज ( आपे ) वा ( अथवा ) न [ इच्छा न होय तो न आपे ]

भावार्थ – गृहस्थने घेर भिन्न भिन्न प्रकारना मेवा मुखवास इत्यादि भोजन होय छता ते गृहस्थ आपे के न आपे ए तेनी इच्छा पर निर्भर छे. पण पंडित भिक्षु तेना उपर कोप न करे.

सयणासणवत्थं वा, भत्तपाणं च संजए ।
अदितस्स न कुप्पिज्जा, पच्चक्खे वि अ दीसओ ॥ ३० ॥

पदार्थान्वय – संजए [ साधु ] सयण [ शयन ] आसण [ आसन ] वत्थं ( वस्त्र ) वा [ अथवा ] भत्तं ( आहार ) च ( अने ) पाण [ पाणी ] पच्चक्खेवि अ ( प्रत्यक्ष ) दीसओ ( देखाता होवा छता पण ) अदितस्स ( न आपनार गृहस्थ प्रत्ये ) न कुप्पिज्जा [ कोप न करे ]

भावार्थ – शय्या, आसन, वस्त्र, भोजन, पाणी वगेरे गृहस्थने त्या प्रत्यक्ष देखाता होवा छता पण जो ते न आपे तो संयमी तेना पर कोप न करे

इत्थिअं पुरुसं वावि, डहरं वा महल्लग ।
वंदमाण न जाइज्जा, नो अ णं फरुसं वए ॥ ३१ ॥

पदार्थान्वय – वन्दमाणं ( वंदना करनारा ) इत्थिअं ( स्त्रीजन पासेथी ) वावि ( अथवा ) पुरुसं ( पुरुष पासेथी अथवा ) डहरं ( तरुण पासेथी ) वा ( अथवा ) महल्लगं

( વૃદ્ધ પાસેથી ) न जाइज्जा ( કોઇ પ્રકારની યાચના કરે નહિ ) તેમજ अ णं [ અને આહાર ન આપનારાઓને ] फरुसं [ કઠોર વચન પણ ] नो वए ( કહે નહિ. )

ભાવાર્થઃ– સ્ત્રી, પુરૂષ, બાળક કે વૃધ્ધ નમસ્કાર કરતા હોય તે વખતે તેની પાસેથી કોઇ વસ્તુની યાચના કરે નહિ તેમજ આહાર નહિ દેનાર પ્રત્યે કઠોર શબ્દો પણ બોલે નહિ.

जे न वंदे न से कुप्पे, वंदिओ न समुक्कसे ।
एवमन्नेसमाणस्स, सामण्णमणुचिट्ठइ ॥ ३२ ॥

પદાર્થાન્વય.– जे ( જે ગૃહસ્થ ) न वंदे ( વંદના કરે નહિ ) से [ તેનાપર ] न कुप्पे [ કોપ કરે નહિ ] वंदिओ [ વંદના કરે તો ] न समुक्कसे [ અહંકાર કરે નહિ ] एव [એ પ્રમાણે] अन्नेसमाणस्स ( જિનાજ્ઞા પ્રમાણે ચાલનાર સાધુનું ) सामण्णं ( સાધુપણું ) अणुचिट्ठइ [ અખંડ રહે છે ]

ભાવાર્થ – આ ગાથામાં સાધુવત્તિનું એક ઉત્કૃષ્ટ લક્ષણ પ્રતિપાદન કરેલ છે જો કોઈ ગૃહસ્થ સાધુને વંદના કરે નહિ તો તેના ઉપર ક્રોધ કરે નહિં તથા રાજા વગેરે મોટા પુરૂષો સત્કાર સન્માન વંદના વગેરે કરે તો અહંકાર કરે નહિ આ પ્રમાણે બન્ને અવસ્થાઓમાં સમભાવ પૂર્વક જિનાજ્ઞાનું પાલન કરનાર મુનિનુ સાધુત્વ અખંડ રહી શકે છે તાત્પર્ય એ છે કે વંદના અવંદનાની જરા માત્ર ચિંતા ન કરે અને પોતાની વૃત્તિમાં સમ્યકતાથી રહે તો સંયમક્રિયાનુ સાધન કરે, જેનાથી પૂર્ણતયા આત્મકલ્યાણ થઇ શકે

सिआ एगइओ लद्धुं, लोभेण विणिगूहइ ।
मामेयं दाइअं संतं, दट्ठूणं सयमायए ॥ ३३ ॥

પદાર્થાન્વય :– सिआ [ કદાચિત્ ] एगइओ [ કોઈ એ લો સાધુ ] लद्धुं ( સરસ આહાર પ્રાપ્ત કરીને ) लोभेण ( લોભથી ) विणिगूहइ ( નીરસ આહારથી તેને ગોપવે છે ) मेयं ( કારણ કે તે વિચારે છે કે મને મળેલો આ આહાર ) दाइअं संतं ( ગુરૂને જો દેખાડીશ તો ) दट्ठूणं (જોઇને) मा सयमायए [ સ્વયં ગ્રહણ કરી નહિ લ્યેને ? મને નહિ આપે તો ? ]

ભાવાર્થ – કદાચ કોઈ ( તુચ્છ બુધ્ધિવાળો ) સાધુ સ્વયં સુંદર ભિક્ષા મેળવીને " હું એકલોજ ઉપભોગ કરીશ, જો હુ બીજાને દેખાડીશ તો બીજા મુનિ અથવા આચાર્ય તે સ્વયં ગ્રહણ કરી લેશે એમ માનીને લોભથી છુપાવે છે

अत्तट्ठागुरुओ लुद्धो, वहुं पावं पकुव्वइ ।
दुत्तोसओ अ से होइ, निव्वाणं च न गच्छइ ॥ ३४ ॥

પદાર્થાન્વય :- अत्तट्ठागुरुओ [ પેટભરો મોટો સ્વાર્થી ] लुद्धो ( લુબ્ધ સાધુ ) बहु पावं [ અધિક પાપને ] पक्कुव्वइ ( ઉપાર્જન કરે છે ) अ [ અને ] से [ તે ] दुत्तोसओ ( સંતોષ ભાવથી રહિત ) होइ ( હોય છે ) निव्वाणं च [ નિર્વાણ-મોક્ષપણ ] न गच्छइ [ પ્રાપ્ત કરતો નથી ]

ભાવર્થ.- તે જિહ્‌વાલોલુપ તથા સ્વાર્થી ( પેટભરો ) સાધુ ઘણુ પાપ ઉપાર્જન કરે છે અસન્તોષશીલ બને છે અને નિર્વાણને પામી શકતો નથી.

सिआ एगइओ लद्धुं विविहं पाणभोयणं ।
भद्दगं भद्दगं भोच्चा, विवन्न विरसमाहरे ॥ ३५ ॥

પદાર્થાન્વય :- सिआ [ કદાચિત્ ] एगइओ [ એકાકી સાધુ ] विविहं ( વિવિધ પ્રકારના ) पाणभोयणं ( અન્ન અને પાણી ) लद्धुं [ પ્રાપ્ત કરીને ] भद्दग भद्दगं [ સારૂં સારૂં ] भोच्चा [ ભોગવીને ] विवन्न [ વર્ણ રહિત ] विरसं ( રસ રહિત નિકૃષ્ટ આહાર ) आहरे ( ઉપાશ્રયમા લઈ આવે )

ભાવાર્થ.- વળી કોઇ સાધુ વિવિધ પ્રકારના સુંદર સરસ આહાર મેળવીને રસ્તામાજ ભોગવી લે અને વધેલો વિવર્ણ-રૂપરંગ રહિત સ્વાદરહિત આહાર ઉપાશ્રયમા લઈ આવે

जाणंतु ता इमे समणा आययट्ठी अयं मुणी ।
संतुट्ठो सेवए पंतं, लूहवित्ती सुतोसओ ॥ ३६ ॥

પદાર્થાન્વય :- इमे [ આ ઉપાશ્રયમા રહેલા ] समणा [ સાધુઓ ] ता ( નિશ્ચયથી ) जाणंतु [ જાણે કે ] अयं ( આ ) मुणी [ મુનિ ] संतुट्ठो [ સંતોષવૃત્તિવાળો છે ] सुतोसओ [ ભારે સંતોષી છે ] लूहवित्ती ( રૂક્ષ વૃત્તિવાન્-અનાસક્ત છે કે ) पंतं ( આ પ્રકારના અસાર પદાર્થોનુ ) सेवए [ સેવન કરે છે માટે ] आययट्ठी [ ખરેખર આ મુનિ આત્માર્થી-મોક્ષાર્થી છે. ]

ભાવાર્થ - કારણકે તેમ કરવાથી બીજા શ્રમણો એમ જાણે કે " આ મુનિ ખૂબ આત્માર્થી અને રૂખવૃત્તિથી જીવનારો સંતોષી ભિક્ષુ છે કે જે સંતુષ્ટ થઈને લુખો સુકો આહાર સેવે છે

पूयणट्ठा जसोकामी माणसम्माणकामए ।
बहुं पसवइ पावं मायासल्लं च कुव्वइ ॥ ३७ ॥

પદાર્થાન્વય :- पूयणट्ठा [ પૂજાનો ઇચ્છુક ] जसोकामी [ યશનો ઇચ્છુક ] माणसम्माण-

कामए ( માન – સન્માનનો અભિલાષી એવો સાધુ ) बहुं पावं [ ઘણા પાપ કર્મોનો ] पसवइ ( જન્મ આપે છે ) च [ અને ] मायासल्लं ( માયારૂપી શલ્યને પણ ) कुव्वई ( કરે છે. )

ભાવાર્થ.– આવી રીતે દંભથી જે પૂજા, કીર્તિ, માન, અને સન્માનનો ઇચ્છુક છે તે ઘણુ પાપ ઉપાર્જિત કરે છે અને માયાશલ્યનુ સેવન કરે છે. માયા અને દંભ એ બન્ને અનર્થના મૂળ છે તેનુ જે સેવન કરે છે તે અધર્મ–પાપનો સંચય કરે છે. તેથી તે ઉચ્ચ સ્થિતિને ન પામતા નીચ ગતિમા ગમન કરે છે.

सुरं वा मेरगं वावि, अन्नं वा मज्जगं रसं ।
ससक्खं न पिवे भिक्खू जसं सारक्खमप्पणो ॥ ३८ ॥

પદાર્થાન્વય · भिक्खू [ સાધુ ] अप्पणो [ પોતાને ] जसं ( યશ – સંયમની ) सारक्ख ( રક્ષા કરતા ) ससक्खं [ જેના પરિત્યાગમા કેવળી ભગવાન સાક્ષી છે એવો સાધુ ] सुरं [ પિષ્ટાદિથી બનાવેલ મદિરા ] वा ( અથવા ) मेरगं [ મહુડાની મદિરા ] वि [ અને અન્ય પ્રકારની મદિરા ] अन्नं वा ( સુરા પ્રાયોગ્ય દ્રવ્યથી ઉત્પન્ન ] मज्जगं–रसं [ માદક રસાદિકને ] न पिवे [ પીએ નહિ )

ભાવાર્થ — પોતાના સંયમરૂપી નિર્મળ યશનું રક્ષણ કરતો અને જેના ત્યાગમાં કેવળી પુરૂષોની સાક્ષી છે, એવો સંયમી ભિક્ષુ સુરા, દ્રાક્ષનો આસવ મહુડાનો રસ કે બીજા કોઇ પણ માદક રસને કદિપણ સેવન ન કરે. ॥ ૩૮ ॥

पियए एगओ तेणो, न मे कोइ वियाणइ ।
तस्स पस्सह दोसाइं नियडिं च सुणेह मे ॥ ३९ ॥

પદાર્થાન્વય – एगओ [ ધર્મથી રહિત અથવા એકાન્ત સ્થાનમા ] तेणो [ ભગવદ્ આજ્ઞા લોપક – ચોર સાધુ ] पियए ( મદ્ય પિએ છે ) मे ( અને વિચાર કરે છે કે મને ) कोइ ( કોઇ પણ ) न वियाणइ [ જાણતુ નથી ] तस्स [ તે સાધુ – મદ્યપાયી ના ] दोसाइं [ દોષોને ] पस्सह ( જુઓ ) च ( અને તેની ) नियडिं [ માયારૂપ નિકૃતિ ને ] मे [ મારા પાસેથી ] सुणेह ( સાભળો )

ભાવાર્થ – મને કોઇ દેખતું નથી તેમ માની જે કોઇ ભિક્ષૂ એકાનમાં ચોરીથી માદક રસ પીએ છે તેના દોષોને અને માયાને જુઓ અને હુ તે વર્ણવુ છુ માટે સાભળો ॥ ૩૯ ॥

वड्ढई सुंडिआ तस्स मायामोसं च भिक्खुणो ।
अयसो अ अनिव्वाणं, सययं च असाहुआ ॥ ४० ॥

પદાર્થાન્વય :- तस्स [ તે મદિરા પીનારા ] भिक्खुणो [ ભિક્ષુની ] सुडिआ ( આસક્તિ ) वड्ढई [ વધતી રહે છે ] मायामोसं च ( અને માયા અને મૃષાવાદ પણ વધે છે ) अयसो अ [ તેનો અપયશ પણ સર્વત્ર ફેલાય જાય છે ] च [ વળી સતત મદિરાપાનના પ્રભાવથી ] अनिव्वाणं ( અતૃપ્તિની પણ વૃદ્ધિ થયા કરે છે सययं [ સતત-નિરંતર ] असाहुआ ( અસાધુતાજ વધતી રહે છે )

ભાવાર્થ :- તેવા ભિક્ષુની આસક્તિ વધે છે અને છળકપટ તથા અસત્યાદિ દોષો પણ વધે છે. આ લોકમાં અપકીર્તિ પ્રસરે છે. તેમજ પારલૌકિક શાંતિ પણ તે પામતો નથી અને સાધુ-પણુથી વંચિત થઈ સતત અસાધુતાનેજ પ્રાપ્ત કરે છે. ॥ ૪૦ ॥

निच्चुव्विग्गो जहा तेणो अत्तकम्मेहिं दुम्मई ।
तारिसो मरणंतेवि न आराहेइ संवरं ॥ ४१ ॥

પદાર્થાન્વય :- जहा [ જેમ ] तेणो [ ચોર ] निच्चुव्विग्गो [ સદા ઉદ્વિગ્ન-ગભરાયેલો ] दुम्मई ( તે દુર્બુદ્ધિવાળો સાધુ ) अत्तकम्मेहिं [ પોતાના દુષ્ટ કર્મોથીજ ] तारिसो [ તેવી જાતનો ] मरणंतेवि ( મરણાંત દશામાં પણ ) संवरं [ સંવર ધર્મની ] नाराहेइ [ આરાધના કરી શકતો નથી ]

ભાવાર્થ :— જેમ ચોર પોતાના દુષ્કર્મોથી ઉદ્વિગ્ન ચિત્તવાળો રહે છે, તેમ દુર્બુદ્ધિ ભિક્ષુ પણ પોતાના દુષ્ટકર્મોથી અસ્થિર ચિત્ત વાળો રહે છે. તેવો મુનિ મૃત્યુના અંતસુધી પણ સંવર-ધર્મની આરાધના કરી શકતો નથી. જેનું ચિત્ત ભોગોમાં આસક્ત રહે છે તે કદી સંયમમાં દત્તચિત્ત રહી શકતો નથી ॥ ૪૧ ॥

आयरिए नाराहेइ समणे आवि तारिसो ।
गिहत्था वि णं गरिहंति जेण जाणंति तारिसं ॥ ४२ ॥

પદાર્થાન્વય :- तारिसो [ તે મદિરા પીનાર સાધુ ] आयरिए [ આચાર્યની ] नाराहेइ ( આરાધના કરતો નથી ) समणे आवि [ સાધુઓની પણ આરાધના કરતો નથી. ] गिहत्था वि [ ગૃહસ્થો પણ ] णं [ તેની ] गरिहंति [ નિંદા કરે છે ] जेण [ કારણ કે તેઓ ] तारिसं [ તેને દુષ્ટ ચારિત્ર વાળો ] जाणंति [ જાણે છે ]

ભાવાર્થ — તે માત્ર વેશધારી મદિરા પીનાર સાધુ પોતાના આચાર્યોને કે બીજા શ્રમ-ણોને આરાધી શકતો નથી મહાપુરૂષોના ઉપદેશની તેના પર કશીય અસર થતી નથી વળી ગૃહસ્થ પણ તેની નિંદા કરે છે કારણ કે તે બધા તેની આવી અસાધુતાને સ્પષ્ટ સમજી શકે છે ॥ ૪૩ ॥

एवं तु अगुणप्पेही गुणाणं च विवज्जए ।
तारिसो मरणंतेवि ण आराहेइ संवरं ॥ ४४ ॥

પદાર્થાન્વય :- एवं तु [ આ પ્રકારથી ] अगुणप्पेही [ અવગુણોનો જોનારો અર્થાત્ ધારણ કરનારો ] च ( અને ) गुणाणं [ ગુણોને ] विवज्जए [ ત્યાગનારો ] तारिसो ( તેવા પ્રકારનો સાધુ ) मरणंतेवि [ મૃત્યુના સમયમાં પણ ] संवरं [ સંવરની ] ण आराहेइ [ આરાધના કરી શકતો નથી ]

ભાવાર્થ :- આ પ્રમાણે દુર્ગુણોને સેવનારો અને ગુણોને છોડી દેનાર સાધુ મરણના અંતે પણ સાચા સંવરધર્મને આરાધી શકતો નથી જે ક્રિયા દ્વારા સદ્‌ગુણો વ્યક્ત-પ્રગટ થાય નહિ તે વાસ્તવિક આરાધના કે ધર્મક્રિયા કહેવાય નહીં ॥ ૪૪ ॥

तवं कुव्वइ मेहावी पणीअं वज्जए रसं ।
मज्जप्पमायविरओ तवस्सी अइ उक्कसो ॥ ४५ ॥

પદાર્થાન્વય - मेहावी [ બુદ્ધિમાન્ - મર્યાદાવર્તી સાધુ ] तवं [ ઉજ્જ્વળ તપ ] कुव्वइ [ કરે છે ] पणीअं [ સ્નિગ્ધ - બલવર્ધક ] रसं [ રસને ] वज्जए [ છોડે છે ] मज्जपमायविरओ ( મદ્યપાનના પ્રમાદથી રહિત ) तवस्सी [ તપસ્વી ] अइ उक्कसो [ અત્યન્ત શ્રેષ્ઠ હોય છે ]

ભાવાર્થ — જે બુદ્ધિમાન્ સાધક સ્નિગ્ધ અને સ્વાદિષ્ટ ઉચ્ચ રસવાળા રસિક ભોજનોને છોડી દઈ તપશ્ચર્યા કરે છે જે મદ, અભિમાન તથા પ્રમાદથી નિવૃત્ત થઇ જાય છે તે તપસ્વી બની વિકાસને માર્ગે અગ્રેસર થાય છે, શ્રેષ્ઠ સાધુ કહેવાય છે ॥ ૪૫ ॥

तस्स पस्सह कल्लाणं अणेगसाहुपूइअं ।
विउलं अत्थसंजुत्तं, कित्तइस्सं सुणेह मे ॥ ४६ ॥

પદાર્થાન્વય - तस्स [ તે સાધુની ] अणेगसाहुपूइअ [ અનેક સાધુઓથી પૂજિત ] विउलं ( મોક્ષના અવગાહન કરવાથી વિપુલ ) अत्थसंजुत्तं [ મોક્ષના અર્થથી યુક્ત ] कल्लाणं ( કલ્યાણને ) पस्सह ( જુઓ ) कित्तइस्सं [ તેના ગુણોનું કીર્તન કરીશ ] मे ( મારાવડે ) सुणेह [ સાંભળો ]

ભાવાર્થ — તે ભિક્ષુના કલ્યાણરૂપ સંયમ તરફ નજર કરો કે જે અનેક ભિક્ષુઓથી પૂજાય છે તથા વિસ્તીર્ણ મોક્ષના અર્થથી યુક્ત બને છે તેનું હું ગુણ કથન કરીશ કહેતા એવા મને સાંભળો ॥ ૪૬ ॥

एवं तु स गुणप्पेही अगुणाणं च विवज्जए ।
तारिसो मरणंतेवि, आराहेइ संवरं ॥ ४७ ॥

પદાર્થાન્વય एवं तु [ એવા પ્રકારથી ] स ( તે ) गुणप्पेही ( ગુણોને જોનાર ) च [ તથા ] अगुणाणं [ અવગુણોને ] विवज्जए [ છોડનાર ] तारिसो ( તેવો શુદ્ધાચારી સાધુ ) मरणंतेवि

(મૃત્યુના સમયે પણ) **संवर** [સંવર ધર્મની] **आराहेइ** (આરાધના કરે છે)

ભાવાર્થ :— ઉપરોક્ત પ્રમાણે સદ્‌ગુણોનો ઇચ્છુક અને દુર્ગુણોનો ત્યાગી ભિક્ષુ મરણના છેડાસુધી સતત સંવર ધર્મનું આરાધન કરે છે. ॥ ૪૭ ॥

**आयरिए आराहेइ समणे आवि तारिसो ।**
**गिहत्था वि णं पूयति जेण जाणंति तारिसं ॥ ४८ ॥**

પદાર્થાન્વય :—**तारिसो** [તેવો ગુણવાન સાધુ] **आयरिए** (આચાર્યોની] **आराहेइ** [આરાધના કરે છે] **समणे आवि** [સામાન્ય સાધુઓની પણ આરાધના કરે છે તથા] **गिहत्था वि** (ગૃહસ્થ લોકો પણ) **ण** [તે પવિત્ર સાધુને] **पूयति** [પૂજે છે] **जेण** (કેમ કે ગૃહસ્થો) **तारिसं** [તાદૃશ–શુદ્ધ ધર્મીને] **जाणंति** (જાણે છે.)

ભાવાર્થ :— તેવો શ્રમણ આચાર્યોને તથા બીજા સાધુઓને પણ આરાધે છે અને તેને તેવો ઉત્તમ ભિક્ષુ જાણીને ગૃહસ્થો પણ તેની પૂજા કરે છે. ॥ ૪૮ ॥

**तवतेणे वयतेणे, रूवतेणे य जे नरे ।**
**आयारभावतेणे य कुव्वइ देवकिव्विसं ॥ ४९ ॥**

પદાર્થાન્વય :— **जे** (જે) **नरे** (મનુષ્ય) **तवतेणे** (તપનો ચોર) **वयतेणे** (વચનનો ચોર] **य** (તથા) **रूवतेणे** (રૂપનો ચોર) **य** (તથા] **आयारभावतेणे** (આચાર અને ભાવનો ચોર હોય છે) **ते देवकिव्विसं** (કિલ્વિષ દેવત્વની) **कुव्वइ** (પ્રાપ્તિ કરે છે) અર્થાત્ અત્યંત નીચ કિલ્વિષ દેવોમા ઉત્પન્ન થાય છે

ભાવાર્થ – જે તપનો, વાણીનો, રૂપનો અને આચાર ભાવનો ચોર હોય છે ને દેવયોનિ પ્રાપ્ત થવા છતા કિલ્વિષ જાતનો–હલકી જાતનો દેવ બને છે. ॥ ૪૯ ॥

## સાધુ તપ આદિનો ચોર કેવી રીતે થાય છે, તેનુ સ્પષ્ટીકરણ આ પ્રમાણે છે–

તપશ્ચોર – કોઇ સાધુ સ્વભાવથી દુબલો, પતળો અને નિર્બલ શરીરવાળો છે, કોઇ ભાવિક ગૃહસ્થે તેને જોઇને પુછ્યુ કે– હે ભગવન્ ! શુ તે માસક્ષપણ આદિ મહાન તપસ્યાના કરવાવાળા આપજ તપોમૂર્તિ અણગાર છો ? ત્યારે સાધુ જો પોતાની પૂજાની ઇચ્છાથી એમ કહે કે– 'હા' તે તપસ્વી હું છું. તો તે સાધુ તપનો ચોર છે કેમકે તે ક્યારેય "માસ ક્ષપણ" આદિ તપ તો કરતો નથી પરંતુ અસત્ય ભાષા બોલીને ખોટો તપસ્વી મનવા ઇચ્છે છે અથવા એમ કહે કે– હા ભાઇ ! તપ કરવુ એ તો સાધુનુ કર્તવ્યજ છે સાધુઓને તપનુ શુ પુછવું !

વયસ્તેન – કોઈ સાધુ વ્યાખ્યાન દેવામાં બહુ નિપુણ છે. તેની સમાજમા મોટી પ્રશ સા છે. પરતુ કયારેક બીજા વ્યાખ્યાની સાધુ કોઈ અપરિચિત સ્થાનમા ગયા અને લોક તે પ્રસિદ્ધ વ્યાખ્યાની સાધુના ભ્રમથી પૂછે કે શું અમુક શાસ્ત્રવિશારદ – વ્યાખ્યાનવાચસ્પતિ સાધુ આપજ છો ? ત્યારે મુનિ ઉત્તરમા જો એમ કહે કે– 'હા હુ તે જ છુ' અથવા 'સાધ વ્યાખ્યાનીજ હોય છે' અથવા મૌન ધારણ કરે તો તે સાધુ વચનનો ચોર છે.

રૂપચોર :– કોઈ રૂપવાન રાજકુમાર દીક્ષિત થઈ ગયો, ત્યારે તેના રૂપની સમાન કોઇ અન્ય સાધને કોઇ પૂછે કે 'શુ તે રાજકુમાર આપજ છો ? ત્યારે સાધુ ઉત્તરમાં સ્પષ્ટ કહે અથવા વાક્-છલથી કહે વૈરાગ્યની સામે રાજ્યવૈભવ શુ વસ્તુ છે ? અથવા મૌન રહી જાય તો તે સાધુ રૂપનો ચોર છે

આચારચોર :— કોઈ સાધ વ્યવહાર માત્રથી બાહ્ય આચારમા તત્પર રહે છે, ત્યારે કોઇ પક્ષ કરે કે 'હે ભગવાન, શુ અમુક આચાર્યના ક્રિયાપાત્ર શિષ્ય આપજ છો ? ત્યારે સાધુ ઉત્તરમાં કહે કે' સાધુ સ્વીકૃત ક્રિયાનુ પાલન કરે જ છે અથવા સ્પષ્ટ હા કહે અથવા મૌનાવલ-બન કરી કઈક એવુ વ્યક્ત કરે તો તે સાધુ આચારનો ચોર થાય છે.

ભાવચોર — કોઈ સાધુના હૃદયમા કોઈ શાસ્ત્રનો ગૂઢાર્થ ન બેસે તેથી ને કોઈ અન્ય સાધુને પૂછે કે 'આ પદનો આપ શુ અર્થ કરો છો ? ત્યારે તે મુનીએ જે કઈ તેનો ભાવ હતો તે બતાવી દીધો ફરી તે પૃચ્છક મુનિ અહમ્ ભાવથી કહે કે– હા, મારા હૃદયમા પણ તેનો આ અર્થ બેઠો છે આ તો હુ આપની પરીક્ષા લઇ રહ્યો હતો તો તે પૃચ્છક સાધ ભાવચોર હોય છે તાત્પર્ય એ છે કે પોતાની પૂજા પ્રતિષ્ઠા માટે અન્યનુ નામ છુપાવી અસત્ય વચન બોલવુ અથવા મૌનાવલબન કરી લેવુ તથા વાક્ છલથી ઉત્તર દેવો તે બધા ચોરીના અવાન્તર ભેદો છે, આવો સાધ મરી કિલ્વિષ દેવોમા જાય છે

लद्धूण वि देवत्तं उववन्नो देवकिव्बिसे ।
तत्थावि से न याणाइ, किं मे किच्चा इमं फलं ॥ ५० ॥

પદાર્થાન્વય – देवकिव्बिसे (કિલ્વિષ દેવ જાતમા) उववन्नो (ઉત્પન્ન થયેલા) देवत्तं [દેવત્વને] लद्धूणवि [પ્રાપ્ત કરીને પણ] मे (તે) तत्थावि [તે જાતિનો દેવ થયો હોવા છતાં પણ] न याणाइ (જાણતો નથી કે) मे (હુ) किं किच्चा [શુ કરીને] इमं फलं [આ ફળને પામ્યો છુ]

ભાવાર્થ – કિલ્વિષ જાતના હલકા દેવોમા ઉત્પન્ન થયેલો તે સાધક દેવપણુ પામીને પણ "કયા કર્મથી મારી આ ગતિ થઇ તેને જાણી શકતો નથી," ઉચ્ચ કોટીના દેવોજ ઉત્તમ પ્રકારના ભોગ, સુખો પામે છે તેમજ પૂર્વકાળના જીવનને જાણી શકે તેવી શક્તિ તેજ મેળવે છે ॥ ૫૦ ॥

तत्तोवि से चइत्ताणं लब्भइ एलमूअअं ।
नरग तिरिक्खजोणिं वा बोही जत्थ सुदुल्लहा ॥ ५१ ॥

પદાર્થાન્વય – तत्तोवि (ત્યાથી પણ) से (તે સાધુદેવ) चइत्ताणं [ચ્યુત થઈને] एलमूअअं (મૂકભાવી બકરાના ભવને અથવા મનુષ્ય જન્મને) लब्भइ [પ્રાપ્ત કરશે] वा [અથવા] नरगं तिरिक्खं [નરક તિર્યંચ યોનિને પ્રાપ્ત કરશે] जत्थ (જ્યા) बोही (જૈન ધર્મની પ્રાપ્તિ, सुदुल्लहा (અતિ દુર્લભ છે)

ભાવાર્થ — તે કિલ્વિષ દેવ ત્યાથી આવીને મુંગા (ન બોલી શકે તેવા) બકરાની યોનિને પામે છે અને પછી નરક યોનિમા કે તિર્યંચ યોનિમા ગમન કરે છે. કે જ્યા સદ્બોધ સમ્યક્ત્વની પ્રાપ્તિ અતિ દુર્લભ છે ॥ ૫૧ ॥

एअं च दोसं दट्ठूणं नायपुत्तेण भासिय ।
अणुमायपि मेहावी मायामोसं विवज्जए ॥ ५२ ॥

પદાર્થાન્વય — मेहावी [મર્યાદાવર્તી સાધુ] नायपुत्तेण [જ્ઞાતપુત્ર વડે] भासियं (ભાષિત) एअंच (આ પૂર્વોકત) दोसं (દોષને) दट्ठूणं [દેખીને] अणुमायंमपि (સ્તોકમાત્રપણ) मायामोसं (છલ કપટપૂર્વક અસત્ય ભાષણ) विवज्जए (ત્યાગે.)

ભાવાર્થ — જ્ઞાતપુત્ર ભગવાન્ મહાવીરે કહેલ આ પ્રકારના દોષને જાણી બુદ્ધિમાન્ સાધક લેશ માત્ર પણ માયા કે અસત્યને ત્યાગે ॥ ૫૨ ॥

सिक्खिऊण भिक्खेसणसोहिं, संजयाण बुद्धाण सगासे ।
तत्थ भिक्खु सुप्पणिहिइन्दिए तिव्वलज्जत्ति बेमि गुणवं विहरिज्जासि ॥ ५३ ॥

પદાર્થાન્વય – सुप्पणिहिइन्दिए (ભલી રીતે ઇન્દ્રિયોને વશમા કરનાર) तिव्वलज्ज (અનાચારથી અત્યંત લજ્જાવાન) गुणवं (ગુણવાન) भिक्खु [સાધુ] बुद्धाणं (તત્વના જાણનાર) संजयाण (ગીતાર્થ સાધુઓની) सगासे [સમીપમા] भिक्खेसणसोहिं (ભિક્ષેષણા ની શુદ્ધિને) सिक्खिऊण (સારી રીતે શીખીને) तत्थ (તે એષણાસમિતિના વિષયમા) विहरिज्जासि (વિચરણ કરે છે) तिबेमि (આ પ્રમાણે કહુ છુ)

ભાવાર્થ — આ પ્રમાણે સંયમી ગુરુઓ પાસેથી ભિક્ષાની ગવેષણા-શુદ્ધિને શીખીને તથા ઇન્દ્રિયોને સમાધિમા રાખીને તીવ્ર સંયમી અને ગુણવાન્ ભિક્ષુ સંયમમા વિચરે (એમ હુ કહુ છુ) ॥ ૫૪ ॥

બીજો ઉદ્દેશ સમાપ્ત

॥ पिण्डेषणा ध्ययन समाप्त ॥

અધ્યયન છઠ્ઠું

# छट्ठज्झयण महायारकहा

## [ મહાચાર કથા ]

नाणदंसणसंपन्नं, संजमे य तवे रयं ।
गणिमागमसंपन्नं, उज्जाणम्मि समोसढं ॥ १ ॥

रायाणो रायमच्चा य, माहणा अदुव खत्तिया ।
पुच्छंति निहुअप्पाणो, कहं भे आयारगोयरो ॥ २ ॥

પદાર્થાન્વય — **रायाणो** ( રાજાઓ ) **य** ( અને ) **रायमच्चा** ( રાજપ્રધાનો ) **माहणा** ( બ્રાહ્મણો ) **अदुव** ( અથવા ) **खत्तिया** ( ક્ષત્રિયવર્ગ ) **निहुअप्पाणो** ( નિશ્ચલાત્મા થઈને ) **नाण-दंसण-संपन्नं** ( જ્ઞાન, દર્શનથી સંપન્ન ) **संजमे** ( સંયમમાં ) **य** ( અને ) **तवे** ( તપમાં ) **रयं** ( રત ) **आगमसंपन्नं** ( આગમ-સિદ્ધાંતના જ્ઞાતા ) **उज्जाणम्मि** ( ઉદ્યાનમાં ) **समोसढ** [ બિરાજિત ] **गणिं** [ આચાર્યશ્રીને ] **पुच्छति** ( પૂછે છે ) **भे** [ આપ જૈન સાધુઓના ] **आयारगोयरो** [ આચાર-ગોચર ] **कहं** [ કેવા પ્રકારનો છે ? ]

ભાવાર્થ — રાજા, રાજપ્રધાનો, બ્રાહ્મણ તથા ક્ષત્રિય આદિ લોકો નિશ્ચલ ચિત્તથી જ્ઞાન, દર્શન સંપન્ન, સંયમ અને તપની ક્રિયાઓમાં પૂર્ણપણે રત, આગમજ્ઞાની, ઉદ્યાનમાં પધારેલ [ બિરાજીત ] આચાર્યશ્રીને પૂછે છે કે- ભગવન્ ! આપના આચાર - ( સદાચાર ) અને ગોચર- ( ભિક્ષાવૃત્તિ ) ના ક્રિય કલાપ કેવા પ્રકારનાં છે ? તે અમોને કૃપા કરીને કહો. જેથી અમે કૃતાર્થ થઇએ તે કાળમાં વિશેષત મુનિઓ નગર સમીપના ઉદ્યાનમાં વનપાળની આજ્ઞા લઈને સમોસરતા હતા ત્યાં રાજા તથા મંત્રીઓ તથા નગરજનો ધર્મપ્રવચનને સાંભળવા માટે આવતા અને ધર્માચરણ કરવા દત્તચિત્ત રહેતા. ॥ ૧ - ૨ ॥

तेसिं सो निहुओ दंतो, सव्वभूअसुहावहो ।
सिक्खाए सुसमाउत्तो, आयक्खइ वियक्खणो ॥ ३ ॥

પદાર્થાન્વય - **निहुओ** [ ભયથી રહિત - અસંભ્રાન્ત ] **दंतो** ( ઇન્દ્રિયોને દમનાર ) **सव्वभूअसुहावओ** [ સર્વ પ્રાણીને સુખાવહ ] **सिक्खाए** ( ગ્રહણ અને આસેવન રૂપ શિક્ષાથી ) **सुसमाउत्तो** [ સારી રીતે સંયુક્ત ] **वियक्खणो** ( પરમ વિચક્ષણ ) **सो** ( તે આચાર્ય ) **तेसिं** [ તે રાજાદિ પ્રશ્નકર્તાઓને **आयक्खइ** પ્રશ્નના ઉત્તરમાં કહે છે ]

ભાવાર્થ :- ઇંદ્રિયોનું દમન કરનાર. જીવમાત્રનુ સુખ ઇચ્છનાર અને નિશ્ચલમનવાળા તે વિચક્ષણ મહાત્મા શિક્ષાથી યુકત થઇને ઉત્તર આપે છે. શિક્ષાના બે પ્રકાર :- ૧) ગ્રહણ શિક્ષા-જ્ઞાનાભ્યાસ વગેરે (૨) આસેવન શિક્ષા = સમજણ પ્રમાણે વર્તન – તદનુસાર વર્તન ॥ ૩ ॥

हंदि धम्मत्थकामाणं, निग्गंथाणं सुणेह मे ।
आयारगोयर भीमं, सयलं दुरहिट्ठिअं ॥ ४ ॥

પદાર્થાન્વય :- हंदि ( હે રાજાદિ લોકો તમે ) धम्मत्थकामाणं [ ધર્મ અર્થ કામનાવાળા- ધર્મરૂપ પ્રયોજનની ઇચ્છાવાળા ] निग्गथाणं ( નિર્ગ્રન્થોન ) भीमं ( ભયંકર – કઠિન કર્મરૂપ શત્રુઓ સામે ભયકર ) અને दुरहिट्ठिअं ( કાયર પુરુષોદ્ધાર વહન કરવામા દુષ્કર એવા ) सयलं ( સમગ્ર ) आयारगोयर ( આચાર–ગેચરને ) मे [ મારી પાસેથી ] सुणेह [ સાંભળો ]

ભાવાર્થ :- આચાર્ય કહે છે– હે શ્રોતાઓ ! ધર્મના પ્રયોજન રૂપ મોક્ષની ઇચ્છાવાળા નિર્ગ્રંથોના અતિ કઠિન અને સામાન્યજનોથી અસાધ્ય ગણાતા એવા સંપૂર્ણ આચાર–ગોચરનુ હું સંક્ષિપ્તમા વર્ણન કરીશ તે વર્ણન મારી પાસેથી શાંતચિત્તે સાભળો. ॥ ૪ ॥

नन्नत्थ एरिसं वुत्तं, जं लोए परमदुच्चरं ।
विउलट्ठाणभाइस्स, न भूअं न भविस्सइ ॥ ५ ॥

પદાર્થાન્વય – અહો ભવ્યો ! अन्नत्थ ( જૈન શાસનથી ભિન્ન અન્ય મતોમા ) न- एरिसं वुत्तं ( આ પ્રમાણે ઉગ્ર આચરનું કથન કરેલ નથી ) जं ( જે ) लोए ( લોકમા ) परमदुच्चरं ( અત્યંત દુષ્કર છે અર્થાત્ જેનુ પાલન કરવુ કઠિન છે એવા ) विउलट्ठाणभाइस्स [ વિપુલ સ્થાનના સેવનાર સાધુઓનો આચાર ] न भूअ ( અન્ય મતમા ગતકાળમા ન હતો ) અને न भविस्सइ ( અગામી કાળમા હશે નહિ ) ઉપલક્ષણથી વર્તમાન કાળમા છે નહિ

ભાવાર્થ આ લોકમા જેનુ પાલન કરવુ અતિ કઠિન છે તેવુ દુષ્કર વ્રત- આવો કઠિન આચાર એકાંત મોક્ષના ભાજન રૂપ ગણાતા અને સયમના સ્થાનરૂપ વીતરાગના માર્ગ સિવાય ( સાંખ્ય, બૌદ્ધ ઇત્યાદિ કોઈ અન્ય દર્શનોમા ) આવા કઠિન આચરણ કરવાની -પ્રતિજ્ઞાઓ પાલવાની હોતા નથી, કોઇ અન્ય સ્થાને દેખાડેલ નથી અને દેખાડશે પણ નહિ ॥ ૫ ॥

सखुड्डगवियत्ताणं, वाहियाणं च जे गुणा ।
अखंडफुडिया कायव्वा, त सुणेह जहा तहा ॥ ६ ॥

પદાર્થાન્વય :- जे [ જે ] गुणा [ ગુણો અર્થાત્ નિયમો ] सखुड्डगवियत्ताणं [ સર્વે આબાલ

વૃદ્ધોને)) वाहियाणं च ( અસ્વસ્થોને કે સ્વસ્થોને રોગીને કે નીરોગીને ) अखंडफुडिया અખંડ એમજ અસ્કુષ્ટિત રૂપથી ] कायव्या ( ધારણ કરવા જોઈએ ) तं [ તે નિયમો ] जहा ( જેમ છે ) तहा [ તેમ મારી પાસે થી ] सुणेह ( સાંભળો )

ભાવાર્થ :- વયમાં બાલકે ( શારીરિક અને માનસિક શકિતમાં અપકવ ) વ્યકત ( શારીરિક અને માનસિક શકિતમાં પરિપકવ ) કિંવા વૃદ્ધ એટલે જરાજીર્ણ તથા રોગિષ્ઠને પણ જે ગુણો અખંડ રીતે આરાધવાનાં હોય છે તે પૂર્વના મહાપુરુષોએ જે સ્વરૂપે કહ્યા છે તે સ્વરૂપેજ કહું છું. તમે સાંભળો. ( જે સ્થાનો નીચે કહેવામાં આવશે તે સ્થાનો લઘુથી માંડી વૃદ્ધ સુધીના સૌ કોઈ નિર્ગ્રંથોને પરિપૂર્ણ રીતે પાળવાનાં છે, કારણ કે તેજ સાધુ દશાનું મૂળ છે, તેમાં કોઈ વ્યકિતને અપવાદ હોઈ શકે નહિ. ગમે તેવા સંયોગોમાં તેનું યથાર્થ પાલન કરવું તે શ્રમણોનું કર્તવ્ય છે. )

दस अट्ठ य ठाणाइं जाइं बालोऽवरज्झइ ।
तत्थ अन्नयरे ठाणे, निग्गंथत्ताओ भस्सइ ॥ ७ ॥

પદાર્થાન્વય :- बालो [ જે અજ્ઞાની સાધુ ] जाइं [ જે આ ] दस-अट्ठ य ठाणाइं [ અઢાર સ્થાનોનો ] अवरज्झइ [ અપરાધ કરે છે ] तत्थ [ તે અઢાર સ્થાનોમાંથી ] अन्नयरे ठाणे [ કોઇ પણ એક સ્થાનમા પ્રમાદથી વર્તે છે તે ] निग्गंथत्ताओ [ નિર્ગ્રંથપણાથી ] भस्सइ [ ભ્રષ્ટ થઇ જાય છે ]

ભાવાર્થ :- આ આચારના નીચે પ્રમાણે પ્રધાન અઢાર સ્થાનો છે. જો અજ્ઞાની સાધક તે પૈકીના એકની પણ વિરાધના કરે તો તે નિર્ગ્રંથ શ્રમણભાવથી ભ્રષ્ટ થાય છે. ॥ ७ ॥

वयछक्कं कायछक्कं, अकप्पो गिहिभायणं ।
पलियंकनिसज्जा य, सिणाणं सोहवज्जणं ॥ ८ ॥

પદાર્થાન્વય :- સાચો સાધુ वयछक्कं [ છ વ્રતોનુ પાલન કરે તથા ] कायछक्कं ( ષટ કાય ) अकप्पो ( અકલ્પનીય પદાર્થ ) गिहिभायणं ( ગૃહસ્થોના પાત્રોમા ભોજન કરવું ) पलियंक ( પલંગ પર બેસવું ) य [ તથા ] निसज्जा [ ગૃહસ્થના ઘેર તેના આસન ઉપર બેસવું ] सिणाणं [ સ્નાન ] એમજ सोहवज्जणं ( શરીરની શોભાને સર્વથા ત્યાગે )

ભાવાર્થ :- ( તે અઢાર સ્થાનો આ પ્રમાણે છે - ) છ વ્રતો ( પાચ મહાવ્રત તથા છઠ્ઠુ રાત્રિભોજનનો નિષેધ ) નું પાલન કરવું, પૃથ્વી, પાણી, અગ્નિ, વનસ્પતિ, વાયુ અને ત્રસ-હાલતા ચાલતા જીવો એમ છ પ્રકારના પ્રાણીઓ પર દયા રાખવી, અકલ્પ્ય [ દૂષિત ] આહાર પાણી ન લેવા ગૃહસ્થના ભાજનમા ન જમવુ, તેના પલંગ ઉપર ન બેસવું, કે તેની બેઠક ન વાપરવી,

સ્નાન તથા શરીરની શોભાનો ત્યાગ કરવો. [ સાધુજનોને શરીરની શોભા વધારવા માટે સ્નાન, ગંધ, લાલી, લીપ્સ્ટીક વગેરે પ્રસાધનો વાપરવા ના જોઇએ. તેમજ ગૃહસ્થના વાસણ, પલંગ, આસન, પણ વાપરવા ન જોઇએ. તે વાપરવાથી વિલાસ કરવાની વિકૃત ભાવના થાય છે. તેથી પરતંત્રતા આવે તેથી ત્યાં સંયમ અને સ્વાલંબનનો વિનાશ થાય. ॥ ૮ ॥

तत्थिमं पढमं ठाणं, महावीरेण देसिअं
अहिंसा निउणा दिट्ठा, सव्वभूएसु संजमो। ॥ ९ ॥

પદાર્થાન્વય :– **तत्थिमं** ( તે અઢાર સ્થાનકોમાંથી ) **पढमं** [ પ્રથમ ] **ठाणं** ( સ્થાનક ) **महावीरेण** [ ભગવાન મહાવીર સ્વામીએ ] **देसिअं** ( એના સેવનદ્વારથી ઉપદેશિત કરેલ છે ) **अहिंसा** ( જીવ દયા ) **निउणा** ( નિપુણા અનેક પ્રકારના સુખોને દેનારી ) **दिट्ठा** [ દેખી છે ] આટલા માટે **सव्वभूएसु** ( સર્વ પ્રાણીઓના વિષયમાં ) **संजमो** [ સંયમ રાખવો જોઇએ ]

ભાવાર્થ :– પ્રથમ સ્થાન :– બધા જીવો સાથે સંયમ પૂર્વક વર્તવું. તેજ ઉત્તમ પ્રકારની અહિંસા છે અને ભગવાન મહાવીરે તેનેજ અઢાર સ્થાનકોમાં પ્રથમ સ્થાને દર્શાવેલી છે. ( સંયમ એજ અહિંસા બીજ છે, અહિંસાનો ઉપાસક જેમ જેમ આગળ વધતો જાય તેમ તેમ સંયમ આવતો જાય છે. ) ॥ ૯ ॥

जावंति लोए पाणा, तसा अदुव थावरा ।
ते जाणमजाणं वा, न हणे णो वि घायए ॥ १० ॥

પદાર્થાન્વય :– **लोए** [ લોકમાં ] **जावंति** ( જેટલા ) **तसा** [ ત્રસ ] **अदुव** ( અથવા ) **थावरा** [ સ્થાવર ] **पाणा** [ પ્રાણીઓ છે ] સાધુ તો **ते** [ સર્વજીવોનો ] **जाणमजाणं वा** ( જાણતા કે અજાણતા ] **न हणे** ( સ્વયં હણે નહિ ) **णो वि घायए** ( બીજા પાસે હણાવે નહિ અને હણતા હોય તેની અનુમોદના પણ ન કરે. )

ભાવાર્થ :– સંયમી સાધક આ લોકમા જેટલા [ હાલતા ચાલતા ] ત્રસ અને સ્થાવર પ્રાણીઓ છે તેઓને જાણતાં કે અજાણતાં હણે નહિ, હણાવે નહિ કે હણનારને અનુમોદે પણ નહિ ॥ ૧૦ ॥

सव्वे जीवा वि इच्छंति, जीविउं न मरिज्जिउं ।
तम्हा पाणिवहं घोरं, निग्गंथा वज्जयंति णं ॥ ११ ॥

પદાર્થાન્વય :– **सव्वेवि** [ સર્વે ] **जीवा** ( જીવો ) **जीविउं** ( જીવવાની ) **इच्छंति** [ ઇચ્છા કરે છે ] **न मरिज्जिउं** ( મરવાની કોઇ ઇચ્છા કરતા નથી ) **तम्हा** ( તે માટે ) **निग्गंथा**

[ નિર્ગ્રન્થ-સાધુ ] घोरं [ ભયંકર ] पाणिवहं ( પ્રાણીવધને ) वज्जयंति ( વર્જીદે-છોડી દે છે ) णं [ વાક્યાલંકાર માટે છે ]

ભાવાર્થ :- શા માટે જીવોને હણે નહિ, તેનું કારણ સમજાવે છે :- જગતના નાના કે મોટા સર્વે જીવો જીવનને ચાહે છે, કોઇ પણ પ્રાણી મૃત્યુને ચાહતું નથી માટેજ એ ભયંકર પાપરૂપ પ્રાણીહિંસાને નિર્ગ્રંથ પુરૂષો સર્વથા ત્યાગી દે છે. ॥ ૧૧ ॥

अप्पणट्ठा परट्ठा वा, कोहा वा जइ वा भया ।
हिंसगं न मुसं बूआ, नोवि अन्नं वयावए ॥ १२ ॥

પદાર્થાન્વય :- સાધુ अप्पणट्ठा ( પોતાના માટે ) वा ( અથવા ) परट्ठा [ બીજાના માટે ] कोहा [ ક્રોધ થી ] वा ( માન-માયા અને લોભથી ) जइ वा [ અથવા ] भया ( ભયથી ) हिंसगं [ પર ને પીડાકારી ] मुसं ( મૃષાવાદ ) न बूआ ( સ્વયં બોલે નહિ ] તથા अन्नंवि [ બીજાને પણ ] नो वयावए ( બોલાવે નહિ )

ભાવાર્થ :— બીજુ સ્થાન - સંયમી પોતાના સ્વાર્થ માટે, અન્યના માટે, ક્રોધથી અથવા ભયથી પરને પીડા ઉત્પન્ન કરે તેવી હિંસાજનક અસત્ય ભાષા બોલે નહિ, બીજા પાસે બોલાવે નહિ અને બીજો કોઈ બોલતો હોય તો તેને અનુમોદન પણ આપે નહિ. ॥ ૧૨ ॥

मुसावाओ उ लोगम्मि, सव्वसाहूहिं गरिहिओ ।
अविस्सासो अ भूआणं, तम्हा मोसं विवज्जए ॥ १३ ॥

પદાર્થાન્વય :- मुसावाओ उ [ મૃષાવાદ ] लोगम्मि [ લોકમા ] सव्वसाहूहिं [ સર્વ સાધુઓવડે ] गरिहिओ ( ગર્હિત છે -નિંદાયેલ છે ) अ [ તથા મૃષાવાદી ] भूआणं ( પ્રાણીમાત્રનો ) अविस्सासो [અવિશ્વસનીયથાય છે ] तम्हा ( તે માટે ) मोसं [ મૃષાવાદને ] विवज्जए ( પૂર્ણ રૂપે છોડી દે ]

ભાવાર્થ -- કારણ કે આ લોકમા મૃષાવાદને સર્વ સાધુ પુરૂષોએ નિંદેલ છે, અસત્યવાદી પુરુષ પ્રત્યેક જીવોનું અવિશ્વાસપાત્ર બની રહે છે માટે સાધુઓને અસત્યનો સર્વથા ત્યાગ કરવો જોઇએ ॥ ૧૩ ॥

चित्तमंतमचित्तं वा, अप्प वा जइ वा बहुं ।
दंतसोहणमित्तं वि, उग्गहसि अजाइया ॥ १४ ॥
तं अप्पणा न गिण्हति, नो वि गिण्हावए पर ।
अनं वा गिण्हमाणंवि, नाणुजाणंति संजया ॥ १५ ॥

પદાર્થાન્વય :- **चित्तमंतं** [ સચેતન પદાર્થ ] **वा** ( અથવા ) **अचित्तं** [ અચેતન પદાર્થ ] **अप्पं वा** ( અલ્પ મૂલ્યવાન, ) **जइ वा** ( અથવા ) **वहुं** ( બહુ મૂલ્યવાન્ પદાર્થ ) અધિક તો શુ **दंतसोहणमित्तंपि** [ દાંત ખોતરવાની સળીમાત્ર પણ ] **उग्गहंसि** ( જે ગૃહસ્થના અધિકારમાં હોય તેની ) **अजाइया** ( યાચના કર્યાવિના ) **संजया** ( સાધુ ) **तं** ( તે અદત્ત પદાર્થોને ) **न अप्पणा गिण्हंति** [ સ્વયં ગ્રહણ કરે નહિ ] **नोवि पर गिण्हावए** ( અન્ય પાસે ગ્રહણ પણ કરાવે નહિ ) **वा** [ તથા ] **अन्नं** ( અન્ય ) **गिण्हमाणं** [ ગ્રહણ કરતા ] [ હોય તેમાં ] **नाणुजाणाति** ( રૂડું જાણે નહિ ) ' **वि** ' શબ્દ અહિંસા સમુચ્ચય અર્થનો દ્યોતક છે.

ભાવાર્થ — ત્રીજુ સ્થાન .- સજીવ વસ્તુ કે નિર્જીવ વસ્તુ, અલ્પ મૂલ્ય કે બહુ મૂલ્ય, અલ્પ પ્રમાણમા કે બહુ પ્રમાણમા, વધારે તો શું પરંતુ એક દાંત ખોતરવાની સળી પણ માલિકની રજા મેળવ્યા વિના સ યમી પુરુષો સ્વય ગ્રહણ કરતા નથી, બીજા દ્વારા ગ્રહણ કરાવતા નથી કે અદત્ત ગ્રહણ કરનારને અનુમોદન પણ આપતા નથી ॥ ૧૪-૧૫ ॥

**अबंभचरिअं घोरं, पमायं दुरहिट्ठिअं ।**
**नायरंति मुणी लोए भेआययणवज्जिणो ॥ १६ ॥**

પદાર્થાન્વય :- **भेआययणवज्जिणो** [ જે ભેદસ્થાનક ત્યાગનાર પાપભીરુ ] **मुणी** ( મુનિ ) **लोए** [ તે લોકમાં રહયા છતાં પણ ] **दुरहिट्ठिअं** ( દુ સેવ્ય તથા ) **पमायं** [ પ્રમાદ ભૂત ] **घो** ( રૌદ્ર-ભયંકર ) **अबंभचरिअं** ( અબ્રહ્મચર્યનુ ) **नायरंति** ( આચરણ કરતા નથી )

ભાવાર્થ :— ચોથુ સ્થાન – સંયમનો ભેદ કરાવે તેવા સ્થાનોથી દૂર રહેનારા, ચારિત્રમા સાવધાન, પાપભીરૂ મુનિજનો સાધારણ લોકોથી દુ સાધ્ય, પ્રમાદના સ્થાનભૂત અને મહા ભયકર એવા અબ્રહ્મચર્યનુ કદિ આચરણ કરતા નથી ॥ ૧૬ ॥

**मूलमेयमहम्मस्स, महादोससमुस्सयं ।**
**तम्हा मेहुणसंसग्गं, निग्गंथा वज्जयंति णं ॥ १७ ॥**

પદાર્થાન્વય – **अहम्मस्स** [ આ અબ્રહ્મચર્ય અધર્મનુ ) **मूलं** ( મૂળ છે તથા ) **महादोससमुस्सयं** ( મહાદોષોનો સમૂહ છે ) **तम्हा** ( તેટલા માટે ) **निग्गंथा** ( નિર્ગ્રંથ ) **एयं** [ આ ] **मेहुणससग्गं** [ મૈથુનના સ સર્ગને ] **वज्जयंति** ( છોડી દે છે ) **णं** [આ શબ્દ વાકયાલકાર માં છે ]

ભાવાર્થ — કારણકે આ અબ્રહ્મચર્ય અધર્મનુ મૂળ છે મૈથુન મહાદોષનુ ભાજન છે માટે

મૈથુન સંસર્ગને નિર્ભયથી ત્યાગી દે છે ( મહાપુરૂષો બ્રહ્મચર્ય વ્રતને સર્વ વ્રતોમાં શ્રેષ્ઠ-જ્યેષ્ઠ ગણે છે. કારણ કે બીજા વ્રતો પાળવાં સહેલા છે. બ્રહ્મચર્ય પાળવું અતિ કઠિન છે. ) ॥ ૧૭ ॥

विडमुब्भेइमं लोणं, तिल्लं सप्पिं च फाणिअं ।
न ते संनिहिमिच्छंति, नायपुत्तवओरया ॥ १८ ॥

પદાર્થાન્વય :— **नायपुत्तवओरया** ( ભગવાન્ જ્ઞાતપુત્રના પ્રવચનોમાં રક્ત રહેનાર સાધુ ) **ते** [ તેઓ ] **विडं** ( બિડ-લવણ તથા ) **उब्भेइमं** ( સામુદ્રિક-સમુદ્રના પાણીથી પાકતું લવણ ) **लोणं** [ લવણ-મીઠું ] **तिल्लं** [ તેલ ] **च** ( તથા ) **सप्पिं** [ ઘૃત ] **फाणिअं** ( દ્રવીભૂત-ગોળ-આદિ પદાર્થોને ) **संनिहिं** [ સંચય કરીને રાત્રિમા રાખવાની ] **न इच्छंति** [ ઈચ્છા કરતા નથી ]

ભાવાર્થ :— પાંચમું સ્થાન – જે જ્ઞાતપુત્ર ભગવાન્ મહાવીરના વચનમા અનુરક્ત મહામુનિ હોય છે તેઓ બલવણ ( બળેલુ મીઠું ) અથાણાં વગેરેનુ સામાન્ય મીઠું આદિ, તેલ, ઘી, ગોળ ઈત્યાદિ કે તેવી કોઈ પણ ખાદ્ય સામગ્રીને રાત્રિસુધી સંગ્રહ કરીને રાખતા નથી. તેમ સંચય કરવાની ઈચ્છા પણ ધરાવતા નથી ॥ ૧૮ ॥

लोहस्सेस अणुफासे, मन्ने अन्नयरामवि ।
जे सिया सन्निहिंकामे, गिही पव्वइए न से ॥ १९ ॥

પદાર્થાન્વય :— **एस** ( ચારિત્ર-વિઘ્નકારી આ સંચય ) **लोहस्स** ( લોભનોજ ) **अणुफासे** ( અનુસ્પર્શ છે-મહિમા છે ) એથી **मन्ने** [ તીર્થંકરાદિ માને છે - તીર્થંકર દેવ વગેરેનું કથન છે કે ] **जे** ( જે કોઈ સાધુ ) **अन्नयरामवि** [ સ્તોક માત્ર પણ ] **संनिहिं** ( ઉપરોક્ત ચીજોને સંચય કરવાની ) **सिया** ( કદાચિત્ ) **कामे** [ ઈચ્છા કરે તો ] **से** [ તે સાધુ ] **गिही** ( ગૃહસ્થ છે ) પરંતુ **न पव्वइए** [ પ્રવ્રજિત-સાધુ નથી. ]

ભાવાર્થ :— આ પ્રમાણે સંચય કરવો તે એક યા બીજા પ્રકારના લોભનોજ અનુસ્પર્શ ( અનુભવ ) છે અર્થાત્ આવી સંચય કરવાની ભાવનાથી લોભની વૃદ્ધિ થાય છે તેથી તીર્થંકર પ્રભુની આજ્ઞા છે કે જે કોઈ સાધુ સંગ્રહ કરવાની ઇચ્છા રાખશે ને સાધુ નથી પરંતુ ગૃહસ્થજ છે [ આવો સાધુ ગૃહસ્થ કરતાં પણ પતિત છે કારણ કે ગૃહસ્થે તો તેવા ત્યાગની પ્રતિજ્ઞા કરી નથી ત્યારે સાધુએ તો સંપૂર્ણ ત્યાગી સંયમીનું બિરૂદ ધારણ કર્યું છે, તેથી તે બમણો ગુન્હેગાર કહેવાય છે ] ॥ ૧૯ ॥

जंपि वत्थं व पायं वा, कंबलं पायपुंछणं ।
तंपि संजमलज्जट्ठा, धारंति परिहरंति अ ॥ २० ॥

પદાર્થાન્વય :— **जंपि** ( સાધુ જે પણ ) **वत्थं** ( વસ્ત્ર ) **व** [ અથવા ] **पायं** [ પાત્ર ] **वा** [ અથવા ] **कंबलं** ( કંબલ ) તથા **पायपुंछणं** ( રજોહરણ રાખે છે ) **तंपि** ( તે પણ ) **संजमलज्जट्ठा** [ સંયમની લજ્જાને માટેજ ] **धारंति** [ ધારણ કરે છે ] **च** ( અને ) **परिहरंति** ( પહેરે છે. )

ભાવાર્થ — આ ગાથામાં શંકા-સમાધાન કરેલ છે શિષ્ય પ્રશ્ન કરે છે કે— હે ભગવન્ ! જ્યારે આપ સંનિધિનો અર્થ પદાર્થોને રાત્રિમાં રાખવા એમ કરો છો તો શું જે સાધુ વસ્ત્ર, પાત્ર ઇત્યાદિ ઉપકરણ રાત્રિમાં રાખે છે તે સાધુ ન કહેવાય ? આ શંકાનુ સમાધાન કરતા આચાર્ય મહારાજ કહે છે કે— હે શિષ્ય ! જે સાધુ વસ્ત્ર, પાત્ર આદિ ઉપકરણ રાખે છે તે એકાંત સંયમના નિર્વાહને માટે તથા લજ્જાના પાલન માટે જ રાખે છે, મમતાથી પ્રેરિત થઇ ને નહિ ॥ ૨૦ ॥

न सो परिग्गहो वुत्तो, नायपुत्तेण ताइणा ।
मुच्छा परिग्गहो वुत्तो, इअ वुत्त महेसिणा ॥ २१ ॥

પદાર્થાન્વય — **ताइणा** [ જીવોની રક્ષા કરનાર ] **नायपुत्तेण** [ જ્ઞાતપુત્ર ભગવાન્ મહાવીર-સ્વામીએ ] **सो** ( આ વસ્ત્ર પાત્રાદિને ) **परिग्गहो** [ પરિગ્રહ ] **न वुत्तो** [ કહ્યો નથી ] પરંતુ **मुच्छा परिग्गहो वुत्तो** ( મૂર્છા-આસક્તિના ભાવને પરિગ્રહ કહ્યો છે ) **इअ** ( આ પ્રમાણે ) **महेसिणो** [ મહર્ષિઓ ગણધર દેવોએ ] **वुत्तं** ( કથન કરેલ છે )

ભાવાર્થ — તેને જગતના જીવોના રક્ષક જ્ઞાતપુત્ર ભગવાન મહાવીર દેવે પરિગ્રહ કહ્યો નથી પરંતુ તેમા સંયમ ધર્મ બતાવ્યો છે પરંતુ તે વસ્ત્રાદિક કોઈ પણ વસ્તુ પર જો મૂર્છા હોય તોજ તે પરિગ્રહ છે, એમ તે ઋષીશ્વરે ફરમાવ્યુ છે [ સંયમના સાધનોને અનાસક્તિથી ભોગવવા તેમા ધર્મ છે કારણ કે તે સંયમની વૃદ્ધિના હેતુભૂત છે પરન્તુ જ્યારે તેજ આસક્તિના બંધન રૂપ થાય ત્યારે તે ત્યાજ્ય બને છે આથી સંયમ તે વસ્ત્ર ધારણ કે વસ્ત્ર ત્યાગમાં નથી પણ ભાવનામા છે ] ॥ ૨૧ ॥

सव्वत्थुवहिणा बुद्धा, संरक्खणपरिग्गहे ।
अवि अप्पणोवि देहम्मि, नायरंति ममाइयं ॥ २२ ॥

પદાર્થાન્વય :— **बुद्धा** [ તત્વને જાણનાર ] **सव्वत्थुवहिणा** ( સર્વ પ્રકારની ઉપાધિદ્વારા ) **संरक्खणपरिग्गहे** [ ષટ્કાયના જીવોની રક્ષામાટે ] (જે ઉપધિ પરિગૃહીત છે તેના વિષયમા ) **अवि** [ તથા ] **अप्पणोवि** ( પોતાના ) **देहंमि** ( દેહના વિષયમા પણ ) **ममाइयं** [ મમતા ભાવનુ ] **नायरंति** [ આચરણ કરતા નથી ]

ભાવાર્થ — આથી સર્વ વસ્તુ [ વસ્ત્ર, પાત્ર ઇત્યાદિ ઉપધિ ] તથા સંયમના ઉપકરણોનુ

સંરક્ષણ કરવામાં કે તેને રાખવામાં જ્ઞાની પુરુષો મમત્વભાવ આચરતા નથી, તેમજ તે પોતાના દેહ પર પણ મમત્વ રાખતા નથી. ( સંયમીઓ દેહભાન ભૂલવાની સતત ક્રિયાઓ કરતા હોય છે જેનો સંબંધ જન્મથીજ હોય છે તેવા દેહ પર જેને મમત્વ ભાવ ન હોય તેને વસ્ત્ર, પાત્ર, કંબલાદિ પર મૂર્છા કેવી રીતે હોઈ શકે ? અને જો તેવી વસ્તુઓમાં પણ મૂર્છા હોય તો તે સંયમી કેમ કહેવાય ? ) ॥ ૨૨ ॥

अहो निच्चं तवोकम्मं, सव्वबुद्धेहिं वन्निअं ।
जा य लज्जासमा वित्ती एगभत्तं च भोअणं ॥ २३ ॥

પદાર્થાન્વય – अहो ( આશ્ચર્ય છે કે ) सव्वबुद्धेहिं [ સર્વ તત્ત્વવેત્તા તીર્થંકર દેવોએ સાધુઓને માટે ] निच्चं [ નિત્યં ] तवोकम्मं ( તપકર્મ ) वन्नियं [ વર્ણવ્યું છે ] जा य [ અને જે ] वित्ती ( દેહ પાલન રૂપવત્તિ ) लज्जासमा ( સંયમની સમાન છે તે ) एगभत्तं च भोयणं ( એક ભક્ત ભોજન છે અર્થાત્ દિવસમા જ આહાર કરવાનો હોય છે )

ભાવાર્થ — છઠું વ્રત – બધા જ્ઞાની પુરૂષોએ વર્ણવ્યુ છે કે અહો ! સાધુ પુરુષો માટે આ કેવુ નિત્ય તપ છે ! કે તેમને જીવન પર્યંત સંયમના નિર્વાહ માટે ભિક્ષાવૃત્તિ કરવાની હોય છે અને એક ભક્ત એટલે દિવસમાંજ માત્ર આહાર કરવાનો હોય છે રાત્રિભોજનનો સર્વથા ત્યાગ હોય છે ( ચાર પહોરનો એક ભક્ત ગણાય છે ક્વચિત્ એક ભક્તનો અર્થ એક વાર ભોજન કરવુ એવો પણ થાય છે પરંતુ અહીં રાત્રિભોજન પૂરતું કથન છે ) ॥ ૨૩ ॥

संतिमे सुहुमा पाणा, तसा अदुव थावरा ।
जाइं राओ अपासंतो, कहमेसणियं चरे ॥ २४ ॥

પદાર્થાન્વય – इमे [ આ પ્રત્યક્ષ ] तसा ( ત્રસ ) अदुव [ અને ] थावरा ( સ્થાવર ) पाणा ( પ્રાણી ) सुहुमा [ ઘણા સૂક્ષ્મ છે ] जाइं ( જે સૂક્ષ્મજીવોને ) राओ [ રાત્રિમા ] अपासंतो ( જોઇ શકતા નથી તેથી ) कहं ( કેવીરીતે જીવોની રક્ષા કરતા ) एसणियं [ એષણીય-નિર્દોષ આહાર ] चरे [ સાધુ ગ્રહણ કરી શકે ? ]

ભાવાર્થ — રાત્રિ ભોજનના દોષો બતાવે છે – પૃથ્વી ને વિષે એવા ત્રસ અને સ્થાવર સૂક્ષ્મ પ્રાણીઓ હોય છે કે જે રાત્રિને વિષે [ અંધારામાં ] જોઈ શકાતા નથી તેથી રાત્રિના સમયે આહારની શુદ્ધ ગવેષણા કેવી રીતે થઈ શકે ? ( રાત્રે ખોરાક લેવાથી અનેક સૂક્ષ્મ જંતુઓની હિંસા થાય તથા ખોરાકમા જવાથી અનેક રોગોની ઉત્પત્તિનો સંભવ રહે છે શારીરિક અને ધાર્મિક બન્ને રીતે અનેક દોષોની ઉત્પત્તિ હોવાથી સાધુઓને માટે રાત્રિભોજનનો પ્રતિબંધ કરેલ છે. તેજ રીતે ગૃહસ્થે પણ કરવુ ઘટે ) ॥ ૨૪ ॥

उदउल्लं बीअसंसत्तं, पाणा निवडिया महिं ।
दिआ ताइं विवज्जिज्जा, राओ तत्थ कहं चरे ? ॥ २५ ॥

પદાર્થાન્વય :- उदउल्लं ( પાણીથી ભીંજાયેલ ) बीअसंसत्तं ( બીજોયુક્ત આહાર ) महीं ( પૃથ્વીઉપર ) निवडिया ( પડેલા ) पाणा [ પ્રાણીઓ ] दिआ ( દિવસે ) ताइं ( તેઓને ) विवज्जिज्जा [ વર્જી દે છે ] राओ [ રાત્રિમાં તો ] तत्थ ( ત્યાં ) कहं ( કેવી રીતે ) चरे ( જીવોની રક્ષા કરતા સંચરણ કરી શકે ? )

ભાવાર્થ :— પાણીથી ભિંજાયેલી પૃથ્વી હોય કિંવા પૃથ્વીપર બીજ વેરાયા હોય તેમજ બીજાં કીડી, કુંથુવા વગેરે ઘણા પ્રાણીઓ માર્ગમા ચાલ્યા જતા હોય છે તેઓને દિવસે તો જોઈ શકાય અને હિંસાથી બચી શકાય પરંતુ રાત્રે ન દેખાવાથી કેમ ચાલી શકાય ?. [ કારણકે હિંસાનો સંભવ છે ] ॥ ૨૫ ॥

एअं च दोसं दट्ठूणं, नायपुत्तेण भासिअं ।
सव्वाहारं न भुंजंति, निग्गंथा राइभोअणं ॥ २६ ॥

પદાર્થાન્વય :- नायपुत्तेणं [ જ્ઞાતપુત્ર પ્રભુ મહાવીરે ] भासिअं [ કથન કરેલકે ] एअं ( આ પૂર્વોક્ત પ્રાણી-હિંસારૂપ ) दोसं [ દોષને ] च ( તથા આત્મવિરાધનાદિ દોષોને ) दट्ठूणं [ સ્વયં વિચાર બુદ્ધિથી અથવા નેત્રોથી દેખીને ] निग्गंथा ( સાધુઓ ) सव्वाहारं [ ચારેય પ્રકારે સર્વ પ્રકારના ] राइभोअणं [ રાત્રિભોજન ] न भुंजंति ( ભોગવતા નથી )

ભાવાર્થ — આવા આવા અનેક દોષો [ માર્ગશુદ્ધિ તેમજ આહારશુદ્ધિ બન્ને ન રહે તેવા દોષો ] થવાનું જાણીને જ્ઞાતપુત્ર ભગવાન મહાવીરે કહ્યું છે કે નિર્ગ્રંથ પુરુષો રાત્રિએ-રાત્રિના સમયે કોઈ પણ પ્રકારના આહાર કે પાણી ઈત્યાદિને ભોગવતા નથી ॥ ૨૬ ॥

पुढविकायं न हिंसंति, मणसा वयसा कायसा ।
तिविहेणं करणजोएण, संजया सुसमाहिआ ॥ २७ ॥

પદાર્થાન્વય - सुसमाहिआ [ શ્રેષ્ઠ સમાધિવાળા ] संजया ( સાધુ ) पुढविकायं [ પૃથ્વીકાયની ) मणसा [ મનથી ] वयसा ( વચનથી ) અને कायसा [ કાયાથી ] तिविहेणं ( ત્રણ પ્રકારના ) करणजोएण [ કરણ તથા યોગથી ] न हिंसंति ( હિંસા કરતા નથી )

ભાવાર્થ :— સાતમુ સ્થાન — સુસમાધિવંત સંયમી પુરુષો મન, વચન, અને કાયાથી પૃથ્વીકાયના જીવો ને હણતા નથી, હણાવતા નથી કે હણનારને અનુમોદન આપતા નથી. ॥ ૨૭ ॥

पुढविकायं विहिंसंतो, हिंसइ उ तयस्सिए ।
तसे अ विविहे पाणे, चक्खुसे अ अचक्खुसे ॥ २८ ॥

પદાર્થાન્વય – पुढविकायं [ પૃથ્વીકાયની ] विहिंसंतो (હિંસા કરનારો મનુષ્ય ) तयस्सिए [ પૃથ્વીકાયને આશ્રયે રહેલા ] तसे ( ત્રસ જીવોની ) अ [ તથા ] विविहे पाणे [ વિવિધ પ્રકારના સ્થાવર જીવોની ] તથા चक्खुसे ( ચક્ષુઓદ્વારા જોઈ શકાય તેવા ) अ ( તથા ) अचक्खुसे [ ચક્ષુઓદ્વારા ન જોઇ શકાય તેવા અચાક્ષુષ જીવોની પણ ] हिंसइ उ ( હિંસા કરે છે )

ભાવાર્થ — પૃથ્વીકાયની હિંસા કરનાર સાધક પૃથ્વીને આશ્રયે રહેલા દ્રષ્ટિએ દેખાય તેવા અને ન દેખાય તેવા ભિન્ન ભિન્ન પ્રકારના અનેક ત્રસ અને સ્થાવર જીવોની પણ હિંસા કરે છે. ॥ ૨૮ ॥

तम्हा एअं विआणित्ता दोसं दुग्गइवड्ढणं ।
पुढविकायसमारंभं, जावजीवाइ वज्जए ॥ २९ ॥

પદાર્થાન્વય – तम्हा (તે માટે) एअं [ આ ] दुग्गइवड्ढणं [ દુર્ગતિને વધારનાર ] दोसं ( દોષને ) विआणित्ता [ જાણીને ] સાધુ पुढविकायसमारंभं [ પૃથ્વી કાયના સમારંભને ] जावजीवाइ ( જાવજીવ સુધી ) वज्जए ( છોડી દે )

ભાવાર્થ — માટે તે દોષ દુર્ગતિને વધારનાર છે તેવું જાણીને પૃથ્વીકાયના સમારંભ [ સચિત્ત પૃથ્વીની હિંસા થાય તેવું કાર્ય ] ને સાધુ પુરુષ જીવન પર્યંત ત્યાગી દે. ॥ ૨૯ ॥

आउकायं न हिंसंति, मणसा वयसा कायसा ।
तिविहेण करणजोएण, संजया सुसमाहिया ॥ ३० ॥

પદાર્થાન્વય – सुसमाहिया ( સુસમાધિવંત ) संजया [ સાધુ ] आउकायं [ અપકાયની ] मणसा वयसा कायसा [ મનથી, વચનથી તથા કાયાથી ] तिविहेण करणजोएण ( ત્રણ કરણ અને ત્રણ યોગથી ) न हिंसंति [ હિંસા કરતા નથી ]

ભાવાર્થ — આ ત્રીજું સ્થાન :— સુસમાધિવંત સંયમી પુરુષો મન, વચન અને કાયાથી જલકાયના જીવોને હણતા નથી, હણાવતા નથી કે હણનારને અનુમોદન આપતા નથી ॥ ૩૦ ॥

आउकायं विहिंसंतो, हिंसइ उ तयस्सिए ।
तसे अ विविहे पाणे, चक्खुसे अ अचक्खुसे ॥ ३१ ॥

પદાર્થાન્વય :- आउक्कायं [ અપકાયના જીવોની ] विहिंसंतो [ હિંસા કરતા ] तयस्सिए ( તદાશ્રિત ) तसे ( ત્રસ જીવોની ) अ ( અને ) विविहे पाणे ( વિવિધ પ્રકારના સ્થાવર જીવોની ) चक्खुसे ( ચાક્ષુષ જીવોની ) अ [ અને ] अचक्खुसे ( અચાક્ષુષ જીવોની પણ ) हिंसइ [ હિંસા કરે છે ] उ ( આ શબ્દ અવધારણ અર્થનો વાચક છે )

ભાવાર્થ :— કારણ કે જળકાયની હિંસા કરનાર તેની હિંસા કરતો કરતો જલને આશ્રયે રહેલા દૃષ્ટિએ દેખાતા અને ન દેખાતા તેવા ભિન્ન ભિન્ન પ્રકારના અનેક ત્રસ અને સ્થાવર જીવોની પણ હિંસા કરી નાખે છે. ॥ ૩૧ ॥

तम्हा एअं वियाणित्ता, दोसं दुग्गइवड्ढणं ।
आउकायसमारंभं, जावजीवाइ वज्जए ॥ ३२ ॥

પદાર્થાન્વય :- तम्हा [ તે માટે ] एअ [ આ ] दुग्गइवड्ढणं [ દુર્ગતિને વધારનાર ] दोसं ( દોષને ) वियाणित्ता [ જાણીને ] आउकायसमारंभं ( આઉકાયના સમારંભને ) जाव जीवाइं [ જીવન સુધી ] वज्जए ( ત્યાગી દે )

ભાવાર્થ :— માટે તે પાપ દુર્ગતિને વધારનારૂં છે, તેમ જાણીને સાધુ પુરુષે જીવન પર્યન્ત માટે જળકાયના સમારભને ત્યાગી દેવો જોઈએ. ॥ ૩૨ ॥

जायतेअ न इच्छति, पावगं जलइत्तए ।
तिक्खमन्नयरं सत्थं, सव्वओ वि दुरासय ॥ ३३ ॥

પદાર્થાન્વય :- पावगं ( જે પાપ રૂપ છે. ) तिक्खं [ તીક્ષ્ણ છે ] अन्नयरं सत्थं [ ચારેય બાજુથી ધારવાળા શસ્ત્રની સમાન છે ] सव्वओवि ( સર્વસ્થળોમા ) दुरासयं [ અતિ કષ્ટ થી પણ સહન ન થઇ શકે તેવા ] जायतेअं ( અગ્નિને ) जलइत्तए [ પ્રગટ કરવાને ] न इच्छंति ( સાધુ મનથી પણ ઇચ્છા કરતા નથી )

ભાવાર્થ — નવમુ સ્થાન :- સાધુ પુરુષો અગ્નિને પ્રજ્વલિત કરવામાટે ઇચ્છે નહિ કારણ કે તે પાપકારી અને લોખંડશસ્ત્રો કરતા અદ્વિતીય તેમજ અતિ તીક્ષ્ણ શસ્ત્ર છે અને તેને કોઇપણ બાજુથી સહન કરવુ તે સર્વથા દુષ્કર છે ॥ ૩૩ ॥

पाईणं पडिणं वावि, उड्ढ अणुदिसामवि ।
अहे दाहिणओ वावि, दहे उत्तरओ वि अ ॥ ३४ ॥

પદાર્થાન્વય .— આ અગ્નિ पाईणं [ પૂર્વ દિશામાં ] वावि ( તથા ) पडिणं ( પશ્ચિમ દિશામા ) उड्ढं [ ઊર્ધ્વ દિશામાં ] તથા अणुदिसामवि [ વિદિશાઓમાં ] अहे [ અધોદિશામાં ] वावि [ અથવા ] दाहिणओ ( દક્ષિણ દિશામાં ) अ ( તથા ) उत्तरओ वि [ ઉત્તર દિશામાં પણ ] दहे [ જીવોને દગ્ધ કરે છે. ]

ભાવાર્થ :— અગ્નિ પૂર્વ, પશ્ચિમ, ઉત્તર અને દક્ષિણ એમ ચાર દિશાઓ, ચાર વિદિશાઓ, ઉપર અને નીચે એમ દશે દિશામા દરેક વસ્તુને બાળી ને ભસ્મ કરી નાખે છે. ॥ ૩૪ ॥

भूआणमेस माघाओ, हव्ववाहो न संसओ ।
तं पईवपयावट्ठा, संजया किंचि नारभे ॥ ३५ ॥

પદાર્થાન્વય :- एसं ( આ ) हव्ववाहो [ અગ્નિ ] भूआणं ( પ્રાણીઓને ) आघाओ ( આઘાત પહોચાડનારી છે ) संसओ न ( એમાં સશય નથી ) संजया [ માટે સંયમીઓ ] तं ( તેને ) पईवपयावट्ठा [ પ્રદીપ અથવા આતાપના માટે ] किंचि [ કિંચિત્ માત્ર પણ ] नारभे ( આરભ કરે નહિ )

ભાવાર્થ — અગ્નિ પ્રાણીઓનો નાશ કરનાર ( શસ્ત્ર છે ) તેમાં લેશ માત્ર શકાને સ્થાન નથી માટે સયમી પુરુષો પ્રકાશમાટે અથવા તાપ લેવામાટે પણ કદી જરામાત્ર પણ અગ્નિ-કાયનો આરંભ કરે નહિ ॥ ૩૫ ॥

तम्हा एअ विआणित्ता, दोसं दुग्गइवड्ढणं ।
तेउकायसमारंभं, जावजीवाइ वज्जए ॥ ३६ ॥

પદાર્થાન્વય – तम्हा ( તે માટે ) एअं [ આ ] दुग्गइवड्ढणं [ દુર્ગતિને વધારનાર ] दोसं ( દોષને ) विआणित्ता ( સારી રીતે જાણીને ) तेउकायसमारंभं [ અગ્નિકાયના સમારભને ) जावजीवाइ [ જીવન પર્યંતને માટે ] वज्जए ( છોડી દે )

ભાવાર્થ — માટે તે પાપ દુર્ગતિને વધારનારૂ છે તેમ જાણીને સાધુ પુરુષ જીવન પર્યન્ત અગ્નિકાયના સમારભને ત્યાગી દે ॥ ૩૬ ॥

अणिलस्स समारंभं, बुद्धा मन्नंति तारिसं ।
सावज्जबहुलं चेअं, नेअं, ताईहिं सेविअं ॥ ३७ ॥

પદાર્થાન્વય - बुद्धा ( તીર્થંકર દેવ ) एअं च [ આ પ્રમાણે ] सावज्जबहुल ( સાવદ્યથી

બહુલ અતિ પાપકારી ) **अणिलस्स** ( વાયુકાયના ) **समारंभं** [ આરંભને ] **तारिसं** [ અગ્નિકાયના આરંભ સમાન ] **मन्नंति** ( માને છે ) **ताईहिं** ( ષટ્કાય સંરક્ષક મુનિઓ ) **एअं** [ આ વાયુકાયના આરંભને ) **न सेविअं** [ સેવ્યું નથી ]

ભાવાર્થ :— દશમું સ્થાન — બહુ પાપકારી વાયુકાયના આરંભને પણ જ્ઞાની પુરુષો અગ્નિકાયના આરંભ જેવો દૂષિત માનેછે તેથીજ છ કાયના રક્ષક સંયમીઓએ વાયુકાયનું સેવન કર્યું નથી, કરતા નથી. ॥ ૩૭ ॥

तालिअंटेण पत्तेण, साहा विहुअणेण वा ।
न ते वीइउमिच्छंति, वीआवेऊण वा परं ॥ ३८ ॥

પદાર્થાન્વય – **ते** ( તે સાધુ ) **तालिअंटेण** [ તાલના પંખાથી ] **पत्तेण** ( પત્રથી ) **वा** [ અથવા ] **साहाविहुअणेण** [ વૃક્ષની શાખાથી ] **वीइउं** [ પવન કરવાની ] **न इच्छंति** ( ઇચ્છા કરતા નથી ) **वा** ( અને ) **परं** [ બીજા પાસે ] **वीआवेऊण** [ પવન કરાવવાને પણ ઇચ્છતા નથી ] પવન કરતા હોય તેમાં સારૂ પણ જાણતા નથી

ભાવાર્થ — માટે તાડપત્રના પંખાથી, સામાન્ય વીંજણાથી કે વૃક્ષની શાખા હલાવીને સંયમી પુરુષો પોતે પવન નાખતા નથી, બીજાની પાસે પવન નંખાવતા નથી કિંવા કોઈ પવન કરતો હોય તો તેને અનુમોદન પણ આપતા નથી ॥ ૩૮ ॥

जंपि वत्थं व पायं वा कंबलं पायपुंछणं
न ते वायमुईरंति, जयं परिहरंति अ ॥ ३९ ॥

પદાર્થાન્વય :- **जंपि** [ જે પણ ] **वत्थं** ( વસ્ત્ર ) **व** [ તથા ] **पायं** ( પાત્ર ) **वा** [ તથા ] **कंबलं** [ કંબલ તથા ] **पायपुंछणं** [ પાદપ્રોંછનાદિ ઉપકરણ છે, તેના વડે ] **ते** ( તે સંયમીઓ ] **वायं** [ વાયુકાયની ] **न उईरंति** ( ઉદીરણા કરતા નથી ) પરંતુ **जयं** ( યતનાપૂર્વક ) **परिहरंति** [ વાપરે છે ધારણ કરે છે] **अ** [ 'ય' શબ્દ સમુચ્ચય અર્થમાં છે. ]

ભાવાર્થ — તેમજ સંયમીઓ પોતાની પાસે રહેલા, વસ્ત્ર, પાત્ર, કંબલ રજોહરણાદિ ( સંયમના સાધનો ) વડે પણ વાયુની ઉદીરણા ( વાયુ ઉત્પન્ન થાય તેવી ક્રિયા ) કરતા નથી પરંતુ તેને ઉપયોગ પૂર્વક સંયમ રક્ષણાર્થે ધારણ કરે છે ॥ ૩૯ ॥

तम्हा एअं विआणित्ता दोसं दुग्गइवड्ढणं ।
वाउकायसमारंभं, जावजीवाइ वज्जए ॥ ४० ॥

પદાર્થાન્વય :- **तम्हा** [ તે માટે ] **एअं** [ આ ] **दुग्गइवड्ढणं** ( દુર્ગતિ વધારનાર ] **दोसं** ( દોષને ) **विआणित्ता** ( જાણીને ) સાધુ **जावजीवाइं** ( જીવન પર્યંત ) **वाउकायसमारंभं** [ વાયુકાયના સમારંભને ] **वज्जए** ( ત્યાગી દે )

ભાવાર્થ :— આવી રીતે આ દોષ દુર્ગતિને વધારનારો છે. એમ જાણીને સંયમીઓ જીવન પર્યંત વાયુકાયનો સમારંભ ન કરે. ॥ ૪૦ ॥

**वणस्सइं न हिंसर्ति, मणसा वयसा कायसा ।**
**तिविहेण करणजोएण, संजया सुसमाहिया ॥ ४१ ॥**

પદાર્થાન્વય - **सुसमाहिया** ( સુસમાધિવંત ) **संजया** ( સંયતિઓ ) **मणसा वयसा कायसा** [ મન, વચન, કાયાથી ] **तिविहेण करणजोएण** [ ત્રણ કરણ અને ત્રણ યોગ થી ] **वणस्सइं** ( વનસ્પતિ કાયની ) **न हिंसंति** [ હિંસા કરતા નથી ]

ભાવાર્થ :— અગિયારમુ સ્થાન :— સુસમાધિવત સયમી પુરુષો મન, વચન, અને કાયાથી વનસ્પતિકાયની હિંસા કરતા નથી, કરાવતા નથી, કરતા હોય તેમાં અનુમોદના આપતા નથી ॥ ૪૧ ॥

**वणस्सइ विहिंसंतो, हिंसइ उ तयस्सिए ।**
**तसे अ विविहे पाणे चक्खुसे अ अचक्खुसे ॥ ४२ ॥**

પદાર્થાન્વય - **वणस्सइं** [ વનસ્પતિ કાયની ] **विहिंसंतो** ( હિંસા કરનારા ) **तयस्सिए** ( તેને આશ્રયે રહેલા ) **तसे अ** ( ત્રસ અને ) **विविहे पाणे** [ વિવિધ પ્રકારના સ્થાવર વગેરે પ્રાણીઓની -] તથા **चक्खुसे अ अचक्खुसे** ( ચાક્ષુષ જીવો તથા અચાક્ષુષ જીવોની પણ ) **हिंसइ** [ હિંસા કરે છે ]

ભાવાર્થ — કારણ કે વનસ્પતિની હિંસા કરનારા તે જીવ વનસ્પતિના આશ્રયે રહેલા દષ્ટિથી દેખી શકાય તેવા તથા ન દેખી શકાય તેવા પણ અનેક પ્રકારના પ્રાણીઓની હિંસા કરી નાખે છે ॥ ૪૨ ॥

**तम्हा एअं विआणित्ता, दोसं दुग्गइवड्ढणं ।**
**वणस्सइसमारंभं, जावजीवाइं वज्जए ॥ ४३ ॥**

પદાર્થાન્વય .- **तम्हा** ( તે માટે ) **एअं** ( આ ) **दुग्गइवड्ढणं** ( દુર્ગતિને વધારનાર )

दोसं ( દોષને ) विआणित्ता [ જાણીને ] वणस्सइसमारंभं ( વનસ્પતિ કાયના આરંભને ) जाव-जीवाइं ( જીવન પર્યંત ) वज्जए [ ત્યાગી દે ]

ભાવાર્થ — માટે આ દોષ દુર્ગતિને વધારનારો છે તેવુ જાણીને સાધુ પુરુષ જીવન પર્યંત વનસ્પતિકાયના આરંભનો પણ ત્યાગ કરે. ॥ ૪૩ ॥

तसकायं न हिंसंति, मणसा वयसा कायसा ।
तिविहेण करणजोएण, संजया सुसमाहिया ॥ ४४ ॥

પદાર્થાન્વય :- सुसमाहिआ [ સુસમાધિવંત ] संजया ( સંયમી ) मणसा वयसा कायसा [ મન વચન અને કાયાથી ] तिविहेण करणजोएण ( ત્રણ કરણ અને ત્રણ યોગ થી ) तस-कायं [ ત્રસ કાયની ] न हिंसन्ति ( હિંસા કરતા નથી )

ભાવાર્થ :— બારમું સ્થાન :- સુસમાધિવંત પુરુષો મન, વચન, અને કાયાથી ત્રસ કાયના જીવોની હિંસા કરતા નથી, હિંસા કરાવતા નથી, અને તેવા જીવોની હિંસા કરનારને અનુમેદન પણ આપતા નથી ( ત્રસકાય એટલે હાલતા ચાલતા જીવો તેમા બે ઇન્દ્રિય વાળાથી માડીને ૫ ચેન્દ્રિયવાળા જીવોનો સમાવેશ થાય છે કૃમિ, કીડી, ભમરી, પશુ, મનુષ્ય ઇત્યાદિ સૌ ત્રસ જીવો કહેવાય છે ) ॥ ૪૪ ॥

तसकायं विहिंसंतो, हिंसइ उ तयस्सिए ।
तसे अ विविहे पाणे, चक्खुसे अ अचक्खुसे ॥ ४५ ॥

પદાર્થાન્વય - तसकायं [ ત્રસ કાયાની ] विहिंसंतो [ હિંસા કરતા ] तयस्सिए [ તદા-શ્રિત , तसे [ ત્રસ ] अ ( અને ) विविहे पाणे [ નાના પ્રકારના સ્થાવર પ્રાણી તથા ] चक्खुसे [ ચાક્ષુષ ) अ [ અને ] अचक्खुसे [ અચાક્ષુષ સર્વે જીવોની ] हिंसइ उ ( હિંસા કરે છે )

ભાવાર્થ :— કારણ કે ત્રસકાયની હિંસા કરતો કરતો તે જીવ ત્રસકાયના આશ્રયે રહેલા દૃષ્ટિથી દેખી શકાય તેવા તથા ન દેખી શકાય તેવા પણ વિવિધ પ્રાણીઓની હિંસા કરી નાખે છે ॥ ૪૫ ॥

तम्हा एअं विआणित्ता, दोसं दुग्गइवड्ढणं ।
तसकायसमारंभं, जावजीवाइं वज्जए ॥ ४६ ॥

પદાર્થાન્વય :- तम्हा [ તે માટે ] एअं ( આ ) दुग्गइवड्ढणं [ દુર્ગતિને વધારનાર ] दोसं ( દોષને ) विआणित्ता [ જાણીને ] तसकायसमारंभं ( ત્રસ કાયના આરંભને ) जाव-

जीवाइं [ યાવત્ જીવન-જીવન પર્યંત ] वज्जए ( ત્યાગી દે )

ભાવાર્થ :— માટે આ દોષ પણ દુર્ગતિને વધારનારો છે તેવું જાણીને સાધુ પુરુષ જીવન પર્યંત ત્રસ કાયની હિંસા ન કરે. ( ઉપરનાં જે બાર સ્થાનો કહ્યાં તે સાધુ પુરુષોના મૂળ ગુણો છે, હવે છ ઉત્તર ગુણોનું વર્ણન કરે છે. ઉત્તર ગુણો મૂળ ગુણોની પુષ્ટિ માટે હોય છે. ) ॥ ૪૬ ॥

जाइं चत्तारि ऽभुज्जाइं, इसिणाहारमाइणि ।
ताइं तु विवज्जंतो, संजमं अणुपालए ॥ ૪૭ ॥

પદાર્થાન્વય :- जाइं ( જે ) चत्तारि ( ચાર ) आहारमाइणि [ આહારઆદિ, પદાર્થ ] इसिणा [ સાધુઓએ ] अभुज्जाइं ( અભોજ્ય છે ) ताइं ( તે ચારેયને ) तु ( નિશ્ચય કરીને ) विवज्जंतो [ છોડતો થકો ] संजमं ( સંયમનું ) अणुपालए ( પાલન કરે )

ભાવાર્થ :— તેરમું સ્થાન :- આહાર, શય્યા, વસ્ત્ર, તથા પાત્ર એ ચાર પ્રકારમાંથી કોઇ પણ વસ્તુ કે જે સાધુ પુરુષોને અકલ્પ્ય ( નહિ ઉપયોગ કરવા યોગ્ય ) હોય તેને ભિક્ષુ ગ્રહણ ન કરે અર્થાત્ તે પૈકીની જે અકલ્પ્ય વસ્તુ હોય તેનો ત્યાગ કરી સંયમી સંયમનું અનુપાલન કરે ( હરિભદ્ર સૂરિ બે પ્રકારનો અકલ્પ્ય કહે છે ) [૧] શિક્ષાસ્થાપના અકલ્પ્ય એટલે પિંડા નિર્યુક્તિ તથા આહારાદિની એષણાની વિધિ જાણ્યા વિના આહાર ગ્રહણ કરે તેમાં દોષ થવાનો સંભવ હોવાથી તે અકલ્પ્ય કહેવાય છે તથા [૨] બીજો અકલ્પ્ય તે સ્થાપનાઅકલ્પ્યા આનો વિસ્તાર નીચેની ગાથાઓમા છે તેથી અકલ્પ્ય વસ્તુ કદી ન લેવી. ॥ ૪૭ ॥

पिंडं सिज्जं च वत्थं च, चउत्थं पायमेव च ।
अकप्पिअं न इच्छिज्जा, पडिगाहिज्ज कप्पिअं ॥ ૪૮ ॥

પદાર્થાન્વય :- पिंड ( આહાર ) च ( અને ) सिज्जं [ શય્યા ] च ( તથા ) वत्थं [ વસ્ત્ર ] च [ તથા ] एव [ આ પ્રમાણે ] चउत्थं ( ચતુર્થ ) पायं [ પાત્ર ] अकप्पिअं [ અકલ્પનીય હોય તો ] न इच्छिज्जा ( ગ્રહણ કરે નહિ ), कप्पिअं ( જો કલ્પનીય હોય તો ) पडि-गाहिज्ज [ ગ્રહણ કરે ]

ભાવાર્થ :— આહાર, શય્યા, વસ્ત્ર અને પાત્ર એમ ચારે વસ્તુઓ પૈકી જે સંયમી માટે અકલ્પ્ય ( અગ્રાહ્ય ) હોય તેને સંયમી સાધુ ન ઇચ્છે, પણ જે કલ્પનીય ( ગ્રાહ્ય ) હોય તેનેજ ગ્રહણ કરે. ॥ ૪૮ ॥

जे नियाग ममायंति, कीअमुद्देसिआहडं ।
वहं ते समणुजाणंति, इअ उत्त महेसिणा ॥ ૪૯ ॥

પદાર્થાન્વય :- **जे** ( જે કોઇ સાધુ ) **नियागं** [ નિત્ય આમંત્રિત આહાર તથા ] **कीअं** ( ખરીદેલ આહાર તથા ) **उद्देसि** ( यं ) [ ઔદ્દેશિક આહાર તથા ] **आहडं** ( સાધુને માટે સન્મુખ લાવેલો આહાર ) **ममायंति** [ ગ્રહણ કરે છે ] **ते** ( તે સાધું ) **वह** ( પ્રાણીવધની ) **समणु-जाणंति** [ અનુમોદના કરે છે ] **इअ** [આ પ્રમાણે ] **महेसिणा** ( મહર્ષિએ ) **उत्तं** ( કહયું છે )

ભાવાર્થ :- [૧] નિયાગ ( નિત્યક પિંડ ) એટલે હમેશા એકજ ઘેરથી આમંત્રિત આહાર લેવો) [૨] ભિક્ષુને માટેજ ખરીદીને લવાયેલો આહાર લેવો. [૩] સાધુને ઉદ્દેશીનેજ બનાવેલો આહાર લેવો. [૪] દૂર દૂરથી સાધુમાટે તેની પાસે લાવી આહાર આપે તે લેવો – આવા દૂષિત આહાર-પાણીને જે ભિક્ષુ લે છે તે ભિક્ષુઓ ( આડકતરી રીતે ) જીવ હિંસાનેજ અનુમોદન આપે છે, એમ ભગવાન મહાવીરે કથન કરેલું છે. ॥ ૪૯ ॥

**तम्हा असणपाणाइं, कीअमुद्दसिआहडं ।**
**वज्जयंति ठिअप्पाणो, निग्गंथा धम्मजीविणो ॥ ५० ॥**

પદાર્થાન્વય :- **तम्हा** [ તે માટે ] **ठिअप्पाणो** ( સ્થિર છે આત્મા જેઓનો એવા ) **धम्म-जीविणो** [ ધર્મપૂર્વક જીવન વ્યતીત કરનાર ] **निग्गंथा** [ નિર્ગ્રંથ ] **कीअं** [ ખરીદેલો તથા ] **उद्देसिय** ( સાધુને ઉદ્દેશીને બનાવેલ ) તથા **आहडं** [ સાધુસન્મુખ લાવેલ ] **असणपाणाइं** ( અન્નપાણી આદિ આહારને ) **वज्जयन्ति** ( ગ્રહણ કરતા નથી )

ભાવાર્થ :— તેથી સંયમમાં સ્થિર ચિત્ત વાળા ધર્મજીવી નિર્ગ્રન્થ પુરુષો ક્રીત, ઔદ્દેશિક કે આહૃત ઇત્યાદિ દોષવાળા આહાર પાણીને ગ્રહણ કરતા નથી ॥ ૫૦ ॥

**कंसेसु कंसपाएसु, कुंडमोएसु वा पुणो ।**
**भुंजंतो असणपाणाइं, आयारा परिभस्सइ ॥ ५१ ॥**

પદાર્થાન્વય - **कंसेसु** ( કાંસાની કટોરીમાં ) **पुणो** ( તથા ) **कंसपाएसु** ( કાંસાની થાળીમાં ) **वा** ( તથા ) **कुंडमोएसु** [ માટીના કુંડામાં ] **असणपाणाइं** [ અન્ન પાણી આદિ ] **भुंजंतो** [ ભોગવતો સાધુ ] **आयारा** [ પોતાના આચારથી ] **परिभस्सइ** [ ભ્રષ્ટ થાય છે ]

ભાવાર્થ :— ચૌદમું સ્થાન :- ગૃહસ્થનાં કાંસું ઇત્યાદિ ધાતુના પ્યાલા, બીજાં વાસણો ( ભાજન-થાળી વગેરે ) તથા માટીના લોટા કુંડા વગેરેમાં આહાર કરવા વાળો ભિક્ષુ પોતાના સંયમથી ભ્રષ્ટ થાયછે ( ઉપરની સ્થૂલ દૃષ્ટિથી તપાસ કરીએ તો એમ લાગે છે કે આવી સામાન્ય

વાતમા પણ સંયમથી ભ્રષ્ટ થવાય છે તો સયમી કેવી રીતે જીવી શકે ? પરંતુ આજ વાત સૂક્ષ્મ દૃષ્ટિએ ગંભીરતાથી વિચારતા ખ્યાલ આવે છે કે સામાન્ય દેખાતી સ્ખલના પણ ક્રમશ અનેક ભૂલોને જન્મ આપે છે અને આખિર સયમથી પતિત થવાય છે ) ॥ ૫૧ ॥

सीओदगसमारंभे, मत्तधोअणछड्डणे ।
जाइ छंनंति भूआइ, दिट्ठो तत्थ असंजमो ॥ ५२ ॥

પદાર્થાન્વય :— **सीओदगसमारंभे** [ શીતજલના સમારંભથી તથા ] **मत्तधोअणछड्डणे** [ પાત્ર ધોવાના કારણે પાણી નીચે પડવાથી ] **जाइं** ( જે ) **भूआइ** ( પ્રાણીઓ ) **छंनंति** [ નાશ પામે છે ] **तत्थ** [ તેથી ગૃહસ્થના પાત્રોમા ભોજન કરવાના કેવળજ્ઞાનિઓએ ] **असंजमो** (અસયમ) **दिट्ठो** [ જોયેલો છે ]

ભાવાર્થ – ( ગૃહસ્થના ભાજનમાં જમવાથી ) તેના વાસણો ધોવા પડે તો સચિત્ત ( સજીવ ) પાણીની હિંસા થાય અને તે પાણીને ફેકવાથી બીજા પણ ઘણા પ્રાણીઓનો નાશ થાય માટેજ તીર્થંકરાદિ દેવોએ તેમા અસયમ કહ્યો છે ( ગૃહસ્થના પાત્રમા ભોજન કરવાથી બીજા દોષો પણ સયમીમા ઉત્પન્ન થવાનો સભવ છે તેથી કાષ્ઠના, માટીના કે તેવા પોતાના પાત્રોમાજ ભોજન લેવાનુ વિધાન કર્યું છે ) ॥ ૫૨ ॥

पच्छाकम्मं पुरेकम्म, सिआ तत्थ न कप्पइ ।
एअ-ट्ठं न भुंजंति, निग्गथा गिहिभायणे ॥ ५३ ॥

પદાર્થાન્વય – **तत्थ** [ ગૃહસ્થના પાત્રોમા ભોજન કરવુ સાધુઓને ] **न कप्पइ** [ કલ્પે નહિ ] કારણે કે **सिआ** [ કદાચિત્ ] **पच्छाकम्मं** [ પશ્ચાત્ - પાછળ થી દોષ લાગે ] **पुरेकम्मं** [ અથવા પૂર્વ કર્મ લાગે – સાધુને ગોચરી આપ્યા પહેલા દોષ લાગે ) **एयमट्ठं** [ એટલા માટે ] **निग्गंथा** ( નિર્ગ્રંથ ) **गिहिभायणे** [ ગૃહસ્થના પાત્રમા ] **न भुंजंति** [ ભોજન કરતા નથી ]

ભાવાર્થ — ગૃહસ્થના વાસણમા જમવાથી પશ્ચાત કર્મ અને પુરાકર્મ એ બન્ને પ્રકારના દોષો થવાનો સભવ પણ છે તેથી સયમીઓએ તે પાત્રોમા ભોજન કરવુ યોગ્ય નથી તેમ ધારી નિર્ગ્રંથો ગૃહસ્થના ભાજનમા ભોજન કરતા નથી ॥ ૫૩ ॥

आसदी-पलिअंकेसु, मंचमासालएसु वा ।
अणायरिअमज्जाणं, आसइत्तु सइत्तु वा ॥ ५४ ॥

પદાર્થાન્વય - **अज्जाण** [ આર્ય ભિક્ષુઓને ] **आसंदी पलिअंकेसु** [ આસદી અને પલંગ

ભાવાર્થ :— ( સોળમુ સ્થાન :- ) ગોચરી માટે જઇ ગૃહસ્થને ઘેર બેસવું યોગ્ય નથી, તેનાથી નીચે પ્રમાણે અનાચાર થવાનો સંભવ રહે છે અને મિથ્યાત્વ ( અજ્ઞાન ) ની પ્રાપ્તિ થાય છે ॥ ૫૭ ॥

विवत्ती बंभचेरस्स, पाणाणं च वहे वहो ।
वणीमगपडिग्घाओ, पडिकोहो अगारिणं ॥ ५८ ॥

પદાર્થાન્વય – ગૃહસ્થીઓના ઘેર બેસવાથી **बमचेरस्स** [ બ્રહ્મચર્યનો ] **विवत्ती** [ નાશ થાય ] **पाणाणं** [ પ્રાણીઓનો ] **वहे** [ વધ થાય ] **च** ( અને સાથે જ ) **वहो** [ સંયમનો ઘાત પણ થાય ] **वणीमगपडिग्घाओ** [ ભિક્ષાચરોને વિઘ્નરૂપ બનાય ] **अगारिणं** ( ગૃહસ્થીઓને પણ ) **पडिकोहो** ( ક્રોધનું કારણ થાય છે )

ભાવાર્થ — ગૃહસ્થના ઘેર બેસવાથી કયા દોષો સંભવે છે તે દેખાડે છે બ્રહ્મચર્ય પાળ-વામા વિપત્તિ ઉભી થાય છે. પ્રાણીઓનો વધ થવાથી સંયમ પણ નાશ પામે છે. યાચક યાચના કરવા આવ્યો હોય તેને વિઘ્ન થાયછે તથા ગૃહસ્થોના ક્રોધનુ કારણ બની જવાય છે. ( ગૃહસ્થ સ્ત્રી કે પુરુષનો પરિચય થતા વિષયવાસના જાગે અને બ્રહ્મચર્ય ભંગ થવાનો ભય રહે, ગૃહસ્થો રાગી થવાથી ખાન પાન બનાવે તેથી જીવ હિંસા થાય ઘરના માલિક ને ચારિત્ર ઉપર શંકા થાય તેથી તેને ક્રોધ આવે અને કોઇ ભિક્ષુક આગણે આવ્યો હોય તે પણ સંયમીને જોઇ પાછો ફરે માટે અંતરાય રૂપ થવાય. આવા અનેક દોષોનું કારણ છે માટે સંયમીએ ગૃહસ્થને ઘેર બેસવુ ન જોઇએ ) ॥ ૫૮ ॥

अगुत्ती बमचेरस्स इत्थिओ वावि संकणं ।
कुसीलवड्ढण ठाणं, दूरओ परिवज्जए ॥ ५९ ॥

પદાર્થાન્વય :- ઘરોમા બેસવાથી **बमचेरस्स** [ બ્રહ્મચર્યની ] **अगुत्ती** ( અગુપ્તિ થાય છે ) **वा** [ અને ] **इत्थिओवि** [ સ્ત્રીજનોથી પણ ] **संकणं** [ શંકા ઉત્પન્ન થાય છે માટે ] **कुसील-वड्ढण** ( કુશીલ વધારનાર ) **ठाण** [ સ્થાનને ] **दूरओ** [ દૂરથીજ ] **परिवज्जए** ( ત્યાગી દે )

ભાવાર્થ :— ગૃહસ્થને ઘેર બેસવાથી બ્રહ્મચર્યનું રક્ષણ થઈ શકતુ નથી અને ગ્રહસ્થ સ્ત્રી સાથેના પરિચયથી અન્ય જનોને સાધુના ચારિત્રપ્રત્યે શંકા થાયછે, માટે આવા દુરાચારને વધા-રનાર સ્થાનને સંયમી દૂરથીજ છોડીદે અર્થાત્ ગૃહસ્થને ત્યા બેસે નહિ ॥ ૫૯ ॥

तिण्हमन्नयरागस्स, निसिज्जा जस्स कप्पइ ।
जराए अभिभूअस्स, वाहिअस्स तवस्सिणो ॥ ६० ॥

પદાર્થાન્વય :- तिण्हं [ ત્રણમાંથી ] अन्नयरागस्स અન્યતર–કોઇ એકને ] जस्स ( જેને ) निसिज्जा [ ગૃહસ્થના ઘેર બેસવાનું ] कप्पइ [ કલ્પે છે ] जराए [ વૃધ્ધાવસ્થાને કારણે ] अभिभूअस्स [ પરાભવ પામેલાને ] वाहिअस्स [ વ્યાધિગ્રસ્તને ] તથા तवस्सिणो [ તપસ્વીને ] કારણકે, પૂર્વોક્ત દોષોની તેને સંભાવના રહેતી નથી.

ભાવાર્થ — ગૃહસ્થને ત્યાં બેસવાનો અપવાદ માર્ગ — એક તો જરાવસ્થાથી પીડિત ભિક્ષુ હોય, બીજો રોગિષ્ઠ ભિક્ષુ હોય અને ત્રીજો તપસ્વી હોય. ( આ ત્રણ કારણોથી શરીર જેનુ ક્ષીણ અને રૂક્ષ બની ગયું હોય તેથી ગોચરી લાવતા શ્રમ પડે અને બેસી જવુ પડે તો અપવાદ માર્ગે બેસવાની છૂટ છે ) આ ત્રણ પૈકી કોઇને પણ ગૃહસ્થને ઘરે કારણસર બેસવું પડે તો કલ્પે છે ॥ ૬૦ ॥

वाहिओ वा अरोगी वा, सिणाणं जो उ पत्थए ।
वुक्कंतो होइ आयारो, जढो हवइ संजमो ॥ ६१ ॥

પદાર્થાન્વય — वाहिओ ( રોગી ) वा [ અથવા ] अरोगी वा ( અરોગી ) जो उ [ જે કોઈ સાધુ ] सिणाणं [ સ્નાનની ] पत्थए [ ઇચ્છા કરે છે ] आयारो [ તેનો આચાર ] वुक्कंतो ( વ્યુત્ક્રાન્ત - ભ્રષ્ટ ) होइ [ થાય છે ] संजमो [ સંયમ ] जढो [ હીન–નષ્ટ ] हवइ [ થાયછે ]

ભાવાર્થ — ( સત્તરમુ સ્થાન - ) રોગી કે અરોગી કોઈ પણ ભિક્ષુ સ્નાનની પ્રાર્થના કરે અર્થાત્ ઇચ્છે તો પોતાના આચારનુ ઉલ્લંઘન થાય છે અને તેથી સંયમને હાનિ પહોંચે છે ( 'સ્નાન' શ્રંગારનુ મુખ્ય અંગ છે ) તેનાથી કામવાસનાની વૃદ્ધિ થાય છે, માટે સંયમીને વ્રતથી પતિત કરનાર છે તેમજ પાણીના જીવોની વિરાધના પણ થાય છે. આ કથન આ સ્થાન માટે શૃંગારનુ મુખ્ય અંગ હોવાથી સ્નાનનો જ નિષેધ કરેલ છે પરંતુ મલાદિની શુદ્ધિ માટે મલિન અંગવિશેષનુ પ્રક્ષાલન કરવાની મનાઈ નથી અર્થાત્ સાફ કરી શકાય છે ॥ ૬૧ ॥

संतिमे सुहुमा पाणा घसासु भिलगासु अ ।
जे अ भिक्खू सिणायंतो, वियडेणुप्पिलावए ॥ ६२ ॥

પદાર્થાન્વય - घसासु [ ક્ષારવાળી છિદ્રયુક્ત ભૂમિમાં ] अ ( તથા ) भिलगासु [ ભૂમિની તિરોડામા ] इमे [ જે ત્રસસ્થાવર ] सुहुमा ( સૂક્ષ્મ ) पाणा ( પ્રાણીઓ ) संति [ છે ] તેથી जे अ ( જે ) सिणायंतो [ સ્નાન કરનાર ] भिक्खू [ સાધુ ] वियडेणुप्पिलावए [ પ્રાસુક જલદ્વારા સ્નાન કરે તોપણ તે જીવોને પીડા ઉત્પન્ન કરે છે ]

ભાવાર્થ — કારણ કે ક્ષાર ભૂમિ અથવા તિરાડવાળી ભૂમિમા ઘણા સૂક્ષ્મ પ્રાણિઓ રહેલા હોય છે માટે જો ભિક્ષુ ઉષ્ણ પાણીથી પણ સ્નાન કરે તો તે જીવોને પીડા પહોંચાડે છે. ॥ ૬૨ ॥

तम्हा ते न सिणायंति, सीएण उसिणेण वा।
जावज्जीवं वयं घोरं, असिणाणमहिट्ठगा ॥ ६३ ॥

પદાર્થાન્વય :— तम्हा ( તે માટે ) ते [ સંયમી ] सीएण [ શીતલ જલથી ] वा [અથવા] उसिणेण [ ઉષ્ણુ જલથી કદીપણુ ] न सिणायति [ સ્નાન કરતા નથી ] जावज्जीवं ( જીવન પર્યન્ત ] घोरं ( ઘોર ) असिणाण [ અસ્નાન નામના ] वयं [ વ્રતને ] अहिट्ठगा [ ધારણુ કરનારા હોય છે. ]

ભાવાર્થ :— તેમાટે શીતલ કે ઉષ્ણુ ( સજીવ કે નિર્જીવ ) કોઈપણુ પાણીથી ( દેહભાવથી પર થનારા ) સંયમી પુરુષો સ્નાન કરતા નથી, અને જીવનપર્યંત તેવા કઠિન અસ્નાન વ્રતને ધારણુ કરે છે ॥ ૬૩ ॥

सिणाणं अदुवा कक्कं लुद्धं पउमगाणि अ।
गायस्सुव्वट्टणट्ठाए, नायरंति कयाइवि ॥ ६४ ॥

પદાર્થાન્વય — सिणाणं [ સ્નાન ] अदुवा [ અથવા ] कक्कं [ કલ્ક–ચંદનાદિ સુગંધી ] लोद्ध [ લોધ ] पउमगाणि ( કુંકુમ–કેસર પ્રમુખ ) अ ( અને ) गायस्सुव्वट्टणट्ठाए ( પોતાના શરીરના ઉદ્‌વર્તન માટે ) कयाइवि ( કદીપણુ ) नायरंति ( આચરણ કરતા નથી )

ભાવાર્થ — ( અઢારમું સ્થાન — ) સંયમી પુરુષ સ્નાન, સુગંધી ચંદન, લોધ્ર કુંકુમ, પદ્મ કેસર વગેરે દ્રવ્યોથી કદીપણુ શરીરને વિલેપન કે મર્દન વગેરે કરે નહિ ॥ ૬૪ ॥

नगिणस्स वावि मुंडस्स, दीहरोमनहंसिणो।
मेहुणाओ उवसंतस्स, किं विभूसाइ कारिअं ॥ ६५ ॥

પદાર્થાન્વય — नगिणस्स [ નગ્ન ] वावि [ અથવા ] मुंडस्स ( શિરમુંડિત તથા ) दीहरोमनहंसिणो [ દીર્ઘ રોમ નખ વાળા તથા ] मेहुणाओ ( મૈથુન કર્મથી ) उवसंतस्स [ સર્વથા ઉપશાંત સાધુને ] विभूसाइ [ વિભૂષાથી ] किं करिअं [ શું કામ ? ]

ભાવાર્થ :— પ્રમાણોપેત વસ્ત્રવાળા સ્થવિર કલ્પી અવસ્થાધારી અથવા નગ્ન એવા જિન–કલ્પી અવસ્થાવાળા, દ્રવ્યથી તથા ભાવથી મુંડિત ( કેશલુંચન કરનારા ), દીર્ઘરોમ તથા નખવાળા અને મૈથુનથી સર્વથા વિરક્ત થયેલ સંયમીને વિભૂષાનું પ્રયોજન શું હોય ? અર્થાત્ દેહ–મૂર્છાથી જ પર થયેલા અને મોહથી વિરમેલા સંયમીને વિભૂષાની આવશ્યકતા રહેતી નથી શરીરનો સંસ્કાર અને શ્રૃંગાર તે તો ભિક્ષુનું દૂષણ છે ॥ ૬૫ ॥

विभूसावत्तिअं भिक्खू, कम्मं बंधइ चिक्कणं ।
संसारसायरे घोरे, जेण पडइ दुरुत्तरे ॥ ६६ ॥

પદાર્થાન્વય — भिक्खू [ સાધુ ] विभूसावत्तिअं [ વિભૂષાના નિમિત્તે ] चिक्कणं (દારૂણ) कम्मं (કર્મ) बंधइ [ બાંધે છે ] जेण (જેનાથી) दुरुत्तरे (દુસ્તર) घोरे [ ભયંકર ] संसारसायरे [ સંસાર સાગરમાં ] पडइ [ પડે છે. ]

ભાવાર્થ :— (જો વિભૂષા કરે તો) વિભૂષાને નિમિત્તે ભિક્ષુ એવા ચિકણાં કર્મો બાંધે છે કે જે કર્મોથી દુઃખ કરીને મુક્ત થઈ શકાય એવો ભિક્ષુ ભયંકર સંસાર રૂપી સાગરમાં પડે છે. ॥ ૬૬ ॥

विभूसावत्तिअं चेअं, बुद्धा मन्नंति तारिसं ।
सावज्जबहुलं चेअं नेयं ताईहिं सेविअं ॥ ६७ ॥

પદાર્થાન્વય :— बुद्धा [ તીર્થંકર દેવ ] विभूसावत्तिअं (વિભૂષા નિમિત્તે) चेअं (ચિત્તને) तारिसं [ રૌદ્ર કર્મના બંધનનુ હેતુ ] मन्नंति (માને છે) च (અને) एअं (એવી રીતે ચિત્ત આર્ત ધ્યાનથી) सावज्जबहुलं [ ઘણા પાપનું કારણ બને છે તેથી ] ताईहिं (છકાયના રક્ષક સંયમીને) नेयं सेविअं (આ વિભૂષા આચરવા યોગ્ય નથી.)

ભાવાર્થ :— કારણ કે જ્ઞાનીજનો વિભૂષા સંબંધી સંકલ્પ-વિકલ્પ કરનારા મનને બહુ કર્મબંધનો હેતુ માને છે અને તેથીજ સૂક્ષ્મ જીવોનુ રક્ષણ કરનારા સંયમીઓ તેનુ મન દ્વારા પણ સેવન કરતા નથી. ॥ ૬૭ ॥

खवंति अप्पाणममोहदंसिणो, तवे रया संजम अज्जवे गुणे ।
धुणंति पावाइं पुरे कडाइं, नवाइं पावाइं न ते करंति ॥ ६८ ॥

પદાર્થાન્વય — अमोहदंसिणो (વ્યામોહ રહિત તત્ત્વને દેખનારા) संजमअज्जवे गुणे (સંયમ અને આર્જવ ગુણ સંયુક્ત) तवे [ તપમાં ] रया [ રક્ત ] ते (તે, પૂર્વોક્ત અઢાર સ્થાનોના પાલક સાધુ) पुरेकडाइं [ પૂર્વકૃત ] पावाइं (પાપોને) धुणंति [ ક્ષય કરે છે ] नवाइं [ આગળ નવા ] पावाइं [ પાપકર્મોનો બંધ ] न करंति (કરતા નથી) अप्पाणं [ જન્મ જન્માંતરના પાપોથી મલિન પોતાના આત્માને ] खवंति (વિશુદ્ધ બનાવે છે.)

ભાવાર્થ :— મોહરહિત, વસ્તુસ્વરૂપને યથાર્થપણે જોનારા અને સંયમ, સરલતા, તથા તપમાં રક્ત નિર્ગ્રંથો પૂર્વે કરેલાં પાપોને નાશ કરે છે અને નવા પાપોને ઉપાર્જન કરતા નથી શુદ્ધ આત્મસ્વરૂપને પામી જાય છે ॥ ૬૮ ॥

**सओवसंता अममा अकिंचणा, सविज्जविज्जाणुगया जसंसिणो ।**
**उउप्पसन्ने विमलेव चंदिमा, सिद्धिं विमाणाइ उवंति ताइणो ॥ ६९ ॥**

પદાર્થાન્વય :— **सओवसंता** ( સદા ઉપશાત ) **अममा** ( મમત્વ રહિત ) **अकिंचणा** ( પરિગ્રહ રહિત ) **सविज्जविज्जाणुगयां** [ પોતાની આધ્યાત્મિક વિદ્યાના – પારગામી ] **ताइणो** [ જગત્‌ના જીવોની પોતાના આત્માની સમાન રક્ષા કરનાર ] **जसंसिणो** [ યશસ્વી તથા ] **उउप्पसन्ने** ( ઋતુ પ્રસન્ન થવાપર = શરદ્‌ ઋતુમા પ્રસન્ન થનાર ) **चंदिमाइव** [ ચંદ્રમાની સમાન ] **विमले** ( પૂર્ણ નિર્મળ સાધુ ) **सिद्धिं** [ મુક્તિને ] **उवंति** [ પ્રાપ્ત કરેછે અને ] **विमाणाइ** [ કર્મ શેષ રહી જાય તો વૈમાનિક ગતિમા ઉત્પન્ન થાય છે ] **त्ति बेमि** [ આ પ્રમાણે હું કહું છું ]

ભાવાર્થ :— હમેંશા ઉપશાત, મમતારહિત, અપરિગ્રહી, આધ્યાત્મિક વિદ્યાને પ્રાપ્ત થયેલા, યશસ્વી તથા દરેક નાનામોટા જીવોનું પોતાની સમાન રક્ષણ કરનારા તેવા સંયમીઓ શરદ ઋતુના નિર્મળ ચદ્રમાની સમાન કર્મમળથી વિશુદ્ધ થઇને સિદ્ધ ગતિ પામે છે અથવા સ્વલ્પ કર્મ શેષ રહ્યા હોય તો ઉચ્ચ પ્રકારના દેવલોકના વિમાનોને પ્રાપ્ત કરે છે. ॥ ૬૯ ॥

સુધર્મા ગણધર પોતાના શિષ્ય જબૂસ્વામીને કહે છે કે મે જે પ્રમાણે સાભળ્યું હતું તે પ્રમાણે હું કહું છુ

— :( ષષ્ઠાધ્યયન સમાપ્ત. ):—



અધ્યયન સાતમું

# अह सुवक्कसुद्धी णाम-सत्तमंअज्झयणं

## સુવાક્ય શુદ્ધિ.

चउण्हं खलु भासाणं, परिसंखाय पन्नवं ।
दुण्ह तु विणयं सिक्खे, दो न भासिज्ज सव्वसो ॥ १ ॥

પદાર્થાન્વય — पन्नवं [ પ્રજ્ઞાવાન્ સાધુ ] चउण्हं खलु [ સત્યાદિ–ચાર ] भासाणं [ ભાષાઓનાં સ્વરૂપને ] परिसंखाय ( સર્વ રીતે જાણીને ) दुण्ह तु ( બે ભાષાઓનો ) विणयं [ વિનય-શુદ્ધ પ્રયોગ ] सिक्खे [ શીખે અને શેષ ] दो ( બે ભાષાઓનો ) सव्वसो ( સર્વથા ) न भासिज्ज [ પરિત્યાગ કરે અર્થાત્ બોલે નહિ ]

ભાવાર્થ — ગુરુદેવ બોલ્યા – પ્રજ્ઞાવાન્ ભિક્ષુ સત્ય, અસત્ય, મિશ્ર અને વ્યવહાર આ ચારેય પ્રકારની ભાષાના સ્વરૂપને જાણીને તે પૈકી બે પ્રકારની [ સત્ય અને વ્યવહાર ] ભાષાવડે વિનય શીખે, અર્થાત્ બે પ્રકારની ભાષાનો વિવેક પૂર્વક ઉપયોગ કરે. પરંતુ અસત્ય અને મિશ્ર આ બે પ્રકારની ભાષાને સર્વથા નજ બોલે ॥ ૧ ॥

जा य सच्चा अवत्तव्वा, सच्चामोसा अ जा मुसा ।
जा य बुद्धेहिं नाइन्ना, न तं भासिज्ज पन्नवं ॥ २ ॥

પદાર્થાન્વય — जा य [ જે ભાષા ] सच्चा [ સત્ય છે પરન્તુ ] अवत्तव्वा [ પાપકારી હોવાથી બોલવા યોગ્ય નથી ] जा [ અને જે ] सच्चामोसा ( સત્યામૃષા–મિશ્ર છે ) अ [ તથા ] मुसा [ મૃષા છે ] य [ તથા ] जा [ જે ભાષા ] बुद्धेहिं ( તીર્થંકર – દેવોદ્વારા ) नाइन्ना [ અનાચરિત છે ] तं [ તે ભાષાને ] पन्नवं [ પ્રજ્ઞાવાન્ સાધુ ] न भासिज्ज [ ભાષણ ન કરે. ]

ભાવાર્થ — ( સત્ય ભાષા બોલવા યોગ્ય છે છતાં પણ કેવા પ્રકારની બોલવી તે સ્પષ્ટ કરે છે – ) પ્રજ્ઞાશીલ સંયમી સત્ય ભાષા પણ જો બોલવા યોગ્ય ન હોય તો બોલે નહિ જેમકે :- કોઈ હિંસક વ્યકિતના પૂછવા પર કહેવુ "પેલા મૃગ આ દિશામા ગયા ?" તેમજ મિશ્ર ભાષા– અલ્પ સત્ય અને અલ્પ અસત્ય–અને મૃષા – બિલકુલ અસત્ય આ ભાષાઓને તીર્થંકરોએ ત્યાજ્ય ભાષા કહી છે માટે તેવી ભાષાને બુદ્ધિમાન્ સાધુઓ બોલે નહિ ॥ ૨ ॥

असच्चमोसं सच्चं च, अणवज्जमकक्कसं ।
समुप्पेहमसंदिध्दं, गिरं भासिज्ज पन्नवं ॥ ३ ॥

પદાર્થાન્વય — पन्नवं [ પ્રજ્ઞાવાન્ સાધુ ] अणवज्जं [ પાપથી રહિત ] अकक्कसं [ અક-

કર્કશ એવં ] असंदिद्धं [ અસંદિગ્ધ ] असच्चमोसं गिरं [ અસત્યામૃષા-વ્યવહાર ભાષાને ] च (અને) सच्चं [ સત્ય ભાષાને ] समुप्पेहं [ સારીરીતે વિચારીને ] भासिज्ज [ બોલે ]

ભાવાર્થ :— બુદ્ધિમાન્ ભિક્ષુ અસત્યામૃષા [ વ્યવહાર ] ભાષા તથા સત્યભાષા પણ પાપરહિત, અકર્કશ ( કોમળ ) અને સંદેહ રહિત હોય તેજ વિચારીને બોલે. સાધુની ભાષા એવી સીધી, સાધારણ અને સર્વથા સ્પષ્ટ હોવી જોઇએ કે, જે ભાષાથી સાધારણથી સાધારણ બુદ્ધિવાળા પણ સમજી શકે અને તદનુસાર પ્રવૃત્તિ કરી શકે. બોલવાના સમયે વિચારપૂર્વક અને ઉપયોગ સહિત બોલવું જોઇએ. જે વચનો, વિચારની કસોટીમાં સંઘર્ષિત થઇને પૂર્ણ ઉજ્જવલ થયા હોય છે તેજ વચનો જનતાને શાન્તિના માર્ગપર લાવી શકે છે. માટે સંયમીના મુખમાંથી ઝરતી વાણી મધ સમાન મીઠી અને કર્તવ્ય સૂચક હોવી જોઇએ ॥ ૩ ॥

एअं च अट्ठमन्नं वा, जं तु नामेइ सासयं ।
स भासं सच्चमोसं च, तंपि धीरो विवज्जए ॥ ४ ॥

પદાર્થાન્વય :— स ( તે ) धीरो [ ધૈર્યવાન્-સાધુ ] एअं [ પૂર્વોક્ત સાવદ્ય તથા કર્કશ-ભાષારૂપ ] अट्ठं ( અર્થને ) वा ( અથવા ) अन्नं च ( આ પ્રકારના અન્ય અર્થને આશ્રિત કરીને ) ज तु ( જે અર્થ નિશ્ચયજ ) सासयं [ શાશ્વત સ્થાન મોક્ષને ] नामेइ [ પ્રતિકૂલ કરનાર છે ] सच्चमोसं भासं [ સત્યાસત્ય ભાષા રૂપ હોય તથા ] च ( સત્યભાષા રૂપ હોય ) तंपि [ તો પણ તે ભાષાને ] विवज्जए [ વિશેષ રૂપથી છોડી દે. ]

ભાવાર્થ — બુદ્ધિમાન્ સાધુને યોગ્ય છે કે જે ભાષા સાવદ્ય અને કઠોર છે તથા તેવા પ્રકારની કોઈપણ ભાષા અનર્થ કારિણી હોય, જે શાશ્વત સુખથી પરાઙ્મુખ બનાવે તેવી હિંસક અને પરપીડાકારી હોય તે ભાષા ન બોલે પછી ભલે તે તથ્ય હોય કઇક સત્ય અને કંઈક અસત્ય એવી મિશ્ર ભાષા પણ ન બોલે. [ આવી ભાષામાં સત્યનો અંશ હોવાથી શ્રોતાઓ વધારે ભરમાય છે અને વકતા પોતાને સત્ય સ્પષ્ટવકતા કહેવડાવી શકે તે પણ એક પ્રકારની દંભવૃત્તિ થાય છે તે બન્ને બોલનાર અને સાંભળનાર માટે હિતાવહ નથી ] ॥ ૪ ॥

वितहं पि तहामुत्तिं, जं गिरं भासए नरो ।
तम्हा सो पुट्ठो पावेण, किं पुणं जो मुसं वए ॥ ૫ ॥

પદાર્થાન્વય — नरो ( જે મનુષ્ય ) तहामुत्तिं [ સત્ય વસ્તુના આકાર ઉપર સ્થિત થયેલ હોય ] वितहंपि [ એવા અસત્ય ને પણ ] जं ( જે ) गिरं ( સત્ય રૂપ ભાષામા ) भासए [ ભાષિત કરે-કહે છે ] तम्हा ( તેથી ) सो [ બોલનાર – વકતા ] पावेण ( પાપવડે ) पुट्ठो [ ખરડાય છે-અર્થાત્ પાપથી સ્પૃષ્ટ થાય છે ) તો પછી जो [ જે પુરુષ ] मुसं ( કેવળ અસત્ય ભાષાનું ) वए [ ભાષણ કરે છે ] किं पुणं ( તેના માટે તો શુ કહેવુ ? )

ભાવાર્થ .— સત્ય પદાર્થના આકાર – વેષને ધારણ કરનાર અસત્ય પદાર્થને સત્ય રૂપે પણ

જે સાધક બોલે છે તે પાપકર્મથી બંધાય છે. તો જાણી જોઇને જુઠું બોલે તેના પાપનું તો પૂછવુંજ શું ? જેમ કોઈ સ્ત્રીએ પુરુષનું રૂપ ધારણ કર્યું હોય તેને કોઈ પુરુષ કહે તો પણ તે વાસ્તવિક દૃષ્ટિએ પાપમય પ્રયોગ ગણાય તો પછી જુઠું બોલવું તે પાપ હોય તેમાં આશ્ચર્ય શું ? ॥ ૫ ॥

तम्हा गच्छामो वक्खामो, अमुगं वा णे भविस्सइ ।
अहं वा णं करिस्सामि, एसो वा णं करिस्सइ ॥ ६ ॥
एवमाइ उ जा भासा, एसकालम्मि संकिया ।
संपयाइअमट्ठे वा, तंपि धीरो विवज्जए ॥ ७ ॥ युं०

પદાર્થાન્વય — तम्हा ( આ પાપબંધનના કારણ ) गच्छामो [ કાલે અમે અવશ્ય જઇશું ] वक्खामो [ વ્યાખ્યાન કરીશું ] वा [ અથવા ] णे ( અમારૂં ) अमुगं ( અમુક કાર્ય ) भविस्सइ ( થશે ) वा ( અથવા ) अहं [ હું ] णं [ આ કાર્ય ] करिस्सामि [ કરીશ ] वा ( અથવા ) एसो ( આ સાધુ ) णं ( અમારૂં આ કાર્ય ) करिस्सइ ( કરશે ) एवमाइ उ [ ઈત્યાદિ ] भासा ( ભાષા ) जा ( જે ) एसकालंमि [ ભવિષ્યત્ કાલમાં ] वा ( અથવા ) संपयाइ अमट्ठे [ વર્તમાન કાળમાં અથવા અતીત કાળમાં ] संकिया ( શંકિત હોય ) तंपि [ તેવી ભાષાનો પ્રયોગ કરવાનું ] धीरो ( ધૈર્યવાન સાધુ ) विवज्जए ( ત્યાગી દે )

ભાવાર્થ — ( હવે નિશ્ચયાત્મક ભાષાનો પણ ત્યાગ કરવો ઘટે, તે સંબંધમાં કહે છે :– ) અમે અવશ્ય આવતા કાળે જઇશું અમે કહીશુંજ, અમારૂં અમુક કાર્ય થશેજ અથવા અમુકજ થવાનું છે, હુંજ તે કરીશ અથવા આ માણસજ તે કરશે વગેરે વગેરે ભાષાઓ કે જે ભવિષ્ય કે વર્તમાનમાં શંકાસ્પદ છે તેવી ભાષાને પણ નિશ્ચયાત્મક રીતે સંયમી ન બોલે સારાંશ એજ છે કે સંયમી બહુ સાવધાની પૂર્વક પોતાના પદની જવાબદારી સમજી ભાષાનો પ્રયોગ કરે ॥ ૬–૭ ॥

अईअंमि अ कालंमि, पच्चुप्पण्णमणागए ।
जमट्ठं तु न जाणिज्जा, एवमेअंति नो वए ॥ ८ ॥

પદાર્થાન્વય .— अईअमि कालमि [ અતીત કાલ સંબંધી ] अ ( તથા ) पच्चुप्पण्ण-मणागए ( વર્તમાન કાળ અને ભવિષ્ય કાલ સંબંધી ) जं ( જે ) अट्ठं [ અર્થ અથવા વસ્તુને ] न जाणिज्जा [ જાણતો ન હોય ] तु ( તો તેને ) एवमेअंति ( આ વસ્તુ આવા પ્રકારનીજ છે એ પ્રમાણે ) नो वए ( બોલવું ન જોઇએ ).

ભાવાર્થ · તેમજ ભૂતકાળ વર્તમાનકાળ તથા ભવિષ્યકાળ સંબંધી જે પદાર્થના સ્વરૂપને જાણતો ન હોય, તેના વિષયમાં " આ આવું જ છે " આ રીતે સાધુએ ક્યારેય કથન કરવું ન જોઇએ. ॥ ૮ ॥

अईअंमि अ कालंमि, पच्चुप्पण्णमणागए ।
जत्थ संका भवे तं तु, एवमेअंति नो वए ॥ ९ ॥

પદાર્થાન્વય :— अईअंमि कालमि [ અતીત કાલમાં ] अ ( અને ) पच्चुप्पण्णमणागए [ વર્તમાન કાલમાં તથા ભવિષ્ય કાલમાં ] जत्थ [ જે પદાર્થના વિષયમાં ] संका ( શંકા ) भवे [ હોય ] तु ( તો ) तं [ તે પદાર્થના વિષયમાં ] एवमेअंति ( આ આવા પ્રકારનું છે એમ ) नो वए ( બોલે નહિ. )

ભાવાર્થ :— તેમજ ભુતકાળ, ભવિષ્યકાળ અને વર્તમાનકાળને વિષે જે કાર્ય પરત્વે શંકા હોય ( અર્થાત જે વિષયને નિશ્ચિતરૂપે જાણતા ન હોય ) તે સંબંધમાં 'તે એમજ છે' એવું વચન ન કહે ॥ ૯ ॥

अईअंमि अ कालमि, पच्चुप्पण्णमणागए ।
निस्संकिअं भवे जं तु, एवमेअं ति निद्दिसे ॥ १० ॥

પદાર્થાન્વય :— अईअमि कालंमि [ અતીતકાલ સંબંધી ] अ [ તથા ] पच्चुप्पण्णमणागए [ વર્તમાન કાલ અને અનાગત કાલ સંબંધી ] जं [ જે પદાર્થ ] निस्संकिअं [ નિઃશંકિત ] भवे ( હોય ) तु [ તો તેના-વિષયમાં ] एवमेअंति ( આ પદાર્થ આવા પ્રકારનો છે ] એમ निद्दिसे ( કહે )

ભાવાર્થ :— પરંતુ ભૂત ભવિષ્ય તથા વર્તમાનકાળમાં જે વસ્તુ ( કાર્ય ) સંશય રહિત હોય અને અદૂષિત હોય તેનેજ 'આ પદાર્થ આમ છે' અથવા 'તેમ છે' વગેરે વગેરે કહે. અર્થાત્ પરિમિત ભાષા દ્વારા તે સત્ય વાતને વ્યક્ત કરે ॥ ૧૦ ॥

तहेव फरुसा भासा, गुरुभूओवघाइणी ।
सच्चा वि सा न वत्तव्वा, जओ पावस्स आगमो ॥ ११ ॥

પદાર્થાન્વય — तहेव [ તેમજ જે ] भासा [ ભાષા ] फरुसा ( કઠોર હોય ) તથા गुरुभूओवघाइणी ( ઘણા પ્રાણીઓને આઘાત પહોંચાડનારી હોય ) सा [ તે ભાષા ] सच्चावि ( સત્ય હોવા છતાં પણ ) न वत्तव्वा [ અવક્તવ્ય છે ] जओ [ જે ભાષાથી ] पापस्स [ પાપનુ ] आगमो ( આગમન થાય છે )

ભાવાર્થ — બીજા જીવોની લાગણી દુભાય તેવી હિંસક તથા કઠોર ભાષા સત્ય હોય તો પણ તે ન બોલે, કારણ કે તેવી વાણીથી પાપનું આગમન થાય છે ॥ ૧૧ ॥

तहेव काणं काणत्ति, पंडगं पंडगत्ति वा ।
वाहिअं वावि रोगित्ति, तेणं चोरत्ति नो वए ॥ १२ ॥

પદાર્થાન્વય -- तहेव ( તેમજ ) काणं [ કાણાને ] काणत्ति ( કાણો છે એમ ) वा

[ તથા ] पंडगं ( નપુસકને ) पंडगत्ति [ નપુંસક છે ] वावि ( અથવા પણ ) वाहिअं [વ્યાધિ-વાળાને ] रोगित्ति ( આ રોગી છે એમ ) અથવા तेणं ( ચોરને ) चोरत्ति ( ચોર છે એમ ) नो वए [ કહે નહિ ]

ભાવાર્થ.- કાણાને એ કાણા, નપુસકને એ નપુંસક, રોગીને એ રોગી અને ચોરને એ ચોર, એવી ભાષા સત્ય હોવા છતા પણ ન બોલે વાત સત્ય હોવા છતાં તેમ કહેવાથી સામી વ્યકિતની લાગણી દુભાય છે. અને લાગણી દુભાવવી તે એક પ્રકારની હિંસા છે. માટે સત્ય અને નિર્દોષ ભાષા બોલવી જોઇએ. ॥ ૧૨ ॥

एएणन्नेण अट्ठेणं, परो जेणुवहम्मइ ।
आयारभावदोसन्नू, न तं भासिज्ज पन्नवं ॥ १३ ॥

પદાર્થાન્વય :— एएण [ આ ] अट्ठेण ( અર્થની ) अन्नेण ( અન્ય ) जेण ( જેનાથી ) परो [ બીજા પ્રાણી ] उवहम्मइ [ પીડિત થાય છે ] तं ( તે અર્થને ) आयारभावदोसन्नू ( આચાર-ભાવના દોષોને જાણનારા ] पन्नव ( પ્રજ્ઞાવાન સાધુ ) न भासिज्जा [ ભાષણ ન કરે ]

ભાવાર્થ — આચાર અને ભાવના ગુણ દોષોને જાણનારા વિવેકી પ્રજ્ઞાશીલ સાધુ આ રીતે અથવા બીજી રીતે સામા પ્રાણીની ઘાત થાય કે હૃદય દુભાય તેવી ભાષા બોલે નહિ. ॥ ૧૩ ॥

तहेव होले गोलित्ति, साणे वा वसुलित्ति अ ।
दमए दुहए वावि, नेवं भासिज्जं पन्नवं ॥ १४ ॥

પદાર્થાન્વય – तहेव ( તેમજ ) होले [ મૂર્ખ ! ] તથા गोलित्ति ( જારથી ઉત્પન્ન થયેલ માટે હે ગોલ ! ) साणे ( હે શ્વાન ! ) वसुल [ હે છીનાળવા ! ] इत्ति ( આ પ્રમાણે ) दमए [ હે કંગાળ ભીખારી ] दुहए [ હે દુર્ભાગ્ય ] पन्नव [ પ્રજ્ઞાવાન્ સાધુ ] नेवं [ આ પ્રમાણે નહિ ] भासिज्ज ( બોલે )

ભાવાર્થ :— બુદ્ધિમાન્ સાધુ, જે દેશમા જે નીચના વાચક શબ્દ, સંબોધન કરવામા આવે છે તેવા શબ્દોથી કોઇને બોલાવે નહિ, જેમકે – હે મૂર્ખ ! હે ગોલ ! હે શ્વાન ! ( કૂતરા ! ) હે વસુલ–છીનાળવા ! હે દ્રમક ! હે દુર્ભાગી ! ઇત્યાદિ હલકા એવાં દુઃખકારી શબ્દોથી કોઇને બોલા-વવા જોઇએ નહિ હોલ આદિ શબ્દો નિષ્ઠુરતાવાચક છે તાત્પર્ય એજ છે કે જે શબ્દ કઠોર હોય અથવા સંતાપકારી હોય તે શબ્દો વડે કદાપિ કોઇને સંબોધિત કરવા ન જોઇએ ॥ ૧૪ ॥

अज्जिए पज्जिए वावि, अम्मो माउसिअत्ति अ ।

पिउस्सिए भायणिज्जत्ति, धूए णत्तुणिअत्ति अ ॥ १५ ॥

हले हलित्ति अन्नित्ति, भट्टे सामिणि गोमिणि ।
होले गोले वसुलित्ति, इत्थिअं नेवमालवे ॥ १६ ॥

પદાર્થાન્વય :— अज्जिए (હે આર્યિકે = દાદી !) અથવા पज्जिए [હે પ્રાર્યિકે = મોટી દાદી] वावि (અથવા) अम्मो [હે અમ્મા !] अ (અથવા) माउसिअत्ति [હે માસી !] અથવા पिउस्सिए [હે ફૈબા !] અથવા भायणिज्जत्ति [હે ભાણેજી !] અથવા धूए (હે પુત્રી !) अ [અથવા] णत्तुणिअत्ति [હે પૌત્રી ! हलेहलेत्ति [હે હલે અલી ! એમ] અથવા अन्नित्ति [હે અન્ને ! એમ] भट्टे (હે ભટે !) અથવા सामिणि (હે સ્વામિનિ !) गोमिणि (હે ગોમિનિ !) અથવા होले (હે મૂર્ખા !) गोले (હે ગોલી !) वसुलेत्ति (હે છિનાળવી !) एवं (આ પ્રકારના સંબોધન વચનોથી સાધુ) इत्थिअ (સ્ત્રીને) न आलवे (બોલાવે નહિ)

ભાવાર્થ — આ ગાથાયુગ્મમા આ વાતનો પ્રકાશ પાડવામાં આવ્યો છે કે કોઈ સાધુને કોઈ સ્ત્રી સાથે વાતચીત કરવાનો પ્રસગ આવે તો તે સ્ત્રીની સાથે નીચે લખેલ આમંત્રણો દ્વારા વાતચીત ન કરાય. જેમકે — હે દાદી ! મોટી દાદી ! હે માતા ! હે માસી ! હે ફઈ ! હે ભાણેજી ! હે બેટી ! હે પૌત્રી ! તેમજ અરે ફલાણી, અલી ! અરે સખી ! અરે છોકરી ! તથા અરે ચાકરડી અરે શેઠાણી ! અરે ગોમિની ! રે મૂર્ખા ! રે લપટ ! રે દુરાચારિણી ! વગેરે આવાં તોછડાં વચનોથી નજ સબોધે કે બોલાવે આવા વચનોથી સામાના હૃદયમા આઘાત ઉત્પન્ન થાય છે તેમજ સંબધવાચક શબ્દથી બોલાવાથી મોહ જન્મે છે માટે મોહયુકત અવિવેકી ભાષા સયમી પુરુષ માટે ત્યાજ્ય છે ॥ ૧૫ – ૧૬ ॥

नामधिज्जेण णं बूआ, इत्थिगुत्तेण वा पुणो ।
जहारिहमभिगिज्झ, आलविज्ज लविज्ज वा ॥ १७ ॥

પદાર્થાન્વય — णं [તે સ્ત્રીને] नामधिज्जेण (નામથી) बूआ (બોલાવે) वा [અથવા] पुणो (પુન:) इत्थी–गुत्तेण (તે સ્ત્રીનું જે ગોત્ર હોય તે ગોત્રથી બોલાવે) जहारिहं (અથવા ઉચિત શબ્દોથી) अभिगिज्झ [ગુણદોષ નો વિચાર કરીને] आलविज्ज (એક વાર બોલાવે) वा (અથવા) लविज्ज [વાર વાર બોલાવે]

ભાવાર્થ — આવશ્યકતા હોય ત્યારે કેમ બોલવુ તે કહે છે — સ્ત્રીની સાથે જ્યારે વાર્તાલાપ નો પ્રસગ પડે ત્યારે મધુર ભાષામા તેનુ નામ લઈને અથવા (નામ ન આવડતુ હોય તો)

યોગ્યતા પ્રમાણે તેના ગોત્રરૂપ સંબોધન કરીને તેને એકવાર અથવા જરૂર પડે તો બહુવાર ભિક્ષુ તેની સાથે બોલે અર્થાત્ સામી વ્યક્તિની લઘુતા ન થાય તેવી રીતે ઉચિત ભાષાથી સંયમીએ બોલવું જોઇએ ॥ ૧૭ ॥

अज्जए पज्जए वावि, वप्पो चुल्लपिउत्ति अ ।
माउलो भाइणिज्जत्ति, पुत्ते णत्तुणिअत्ति अ ॥ १८ ॥

हे भो हलित्ति अन्नित्ति, भट्टे सामिअ गोमिअ ।
होल गोल वसुलित्ति, पुरिसं नेवमालवे ॥ १९ ॥

પદાર્થાન્વય — अज्जए ( આર્યક – દાદા ) पज्जए ( દાદાના દાદા ) वावि ( અથવા ) वप्पो [ પિતા ] अ ( તથા ) चुल्लपिउत्ति [ કાકા ] माउलो ( મામા ) भाइणिज्जति (ભાણેજ) पुत्ते ( પુત્ર ) अ ( અથવા णत्तुणिअत्ति ( પૌત્ર ) તથા हे [ હે ] भो [ ભો–અરે ] हलित्ति ( હલે–એમ अन्नित्ति [ અન્ને એમ ] भट्टे ( હે ભટ્ટ ) सामिअ ( સ્વામિન્ ! ) गोमिअ [ ગોમિક ! ] होल [ મૂર્ખ ! ] गोल [ હે લંપટ ! ] वसुलित्ति [ હે દુરાચારી ] एवं (આ પ્રમાણે) पुरिसं ( કોઇ પણ ગૃહસ્થને ) न आलवे [ બોલાવે નહિ ]

ભાવાર્થ :— તેજ પ્રમાણે પુરુષ સાથે પણ ' હે દાદા ! મોટા દાદા ! કાકા, પિતા, મામા, ભાણેજ, પુત્ર, પૌત્ર ' આ પ્રમાણે મોહ ઉત્પાદક સંબંધ વાચક વિશેષણોથી અથવા તુચ્છ શબ્દોથી જેમકે :— હે ! અરે ! રે ફલાણા ! રે સ્વામી ! હે ગોમિક ! હે મૂર્ખ ! હે લંપટ ! રે દુરાચારી ! વગેરેથી સંયમી પુરુષો બોલાવે નહિ ॥ ૧૮ – ૧૯ ॥

नामधिज्जेण णं बूआ, पुरिसगुत्तेण वा पुणो ।
जहारिहमभिगिज्झ, आलविज्ज लविज्ज वा ॥ २० ॥

પદાર્થાન્વય :— नामधिज्जेण [ પુરુષના નામથી ] वा पुणो ( અથવા ) पुरिसगुत्तेण [ પુરુષના ગોત્રથી ] ण ( તે પુરુષને ) बूआ ( બોલાવે ) તથા जहारिहं ( યથાયોગ્ય ) अभिगिज्झ [ ગુણ દોષોને વિચાર કરીને ] आलविज्ज [ એકવાર ] वा [ અથવા ] लविज्ज [ વારંવાર બોલાવે ]

ભાવાર્થ – પરંતુ યોગ્યતા અનુસાર તેનું નામ લઇને અથવા ગોત્રપ્રમાણે સંબોધન કરીને આવશ્યકતાનુસાર એકવાર અથવા વારંવાર બોલાવે ॥ ૨૦ ॥

पंचिंदियाण पाणाणं एस इत्थी अयं पुमं ।
जाव ण न विजाणिज्जा ताव जाइत्ति आलवे ॥ २१ ॥

પદાર્થાન્વય :— पंचिंदियाण [ ૫ ચેન્દ્રિય ] पाणाणं ( પ્રાણીઓને દૂરથી જોઇને ) जाव [ જ્યાં સુધી ] एस ( આ ) इत्थी [ સ્ત્રી છે અથવા ] अयं पुमं [ આ પુરુષ છે ] णं [ તે નિશ્ચયાત્મક ] न विजाणिज्जा ( જાણે નહિ ) ताव [ ત્યા સુધી સાધુ ] जाइत्ति ( જાતિને આશ્રિત કરીનેજ ) आलवे [ બોલાવે ]

ભાવાર્થ – તેમજ મનુષ્ય સિવાય ઈતર પણ ૫ ચેદ્રિય વાળા પ્રાણીઓ પૈકી જ્યાં સુધી આ નર છે કે માદા છે તેવો નિશ્ચય ન થાય ત્યાં સુધી તે અમુક જાતિના છે તેવુંજ કહે પણ આ નર છે કે આ માદા સ્ત્રી છે તેવું કશું ચોક્કસ ન કહે. ॥ ૨૧ ॥

तहेव माणुसं पसुं, पक्खि वावि सरीसवं ।
थूले पमेइले वज्झे, पायमित्ति अ नो वए ॥ २२ ॥

પાદર્થન્વય – तहेव ( તેમજ ) माणुसं ( મનુષ્યોને ) पसुं ( પશુને ) पक्खि ( પક્ષીને ) वा [ તથા ] सरीसवं वि ( સર્પ આદિને જોઇને थूले [ આ સ્થૂલ છે. ) पमेइले ( આ વિશેષ-મેદવાળો છે ) वज्झे [ વધ કરવા યોગ્ય છે ] अ ( તથા ] पायमित्ति ( પકાવવા યોગ્ય છે એમ ) સાધુ नो वए [ કદાપિ ન બોલે ]

ભાવાર્થ — તેમજ મનુષ્ય, પશુ, પક્ષી, કે સરીસૃપને જોઇને આ જાડો છે, એના શરીરમા માંસ ખૂબ છે માટે વધ કરવા યોગ્ય છે કે પકાવવા યોગ્ય છે. એવુ હિંસાજનક વચન પણ ન બોલે. ॥ ૨૨ ॥

परिवूढत्ति णं बूआ, बूआ उवचअत्ति अ ।
संजाए पीणिए वावि, माहकायत्ति आलवे ॥ २३ ॥

પદાર્થાન્વય – णं (પૂર્વોક્ત પશુ, પક્ષી આદિ ને ) परिवूढत्ति (પરિવ્યૂઢ, બલવાન ચારેય-બાજુથી વૃદ્ધિ પામેલ છે એમ ] बूआ [ બોલે ] अ ( તથા ) उवचिअत्ति [ આ માંસથી ઉપચિત-છે એમ ) बूआ ( કહે ) वावि ( તથા આ પ્રમાણે ) संजाए આ સાજાત છે સારો ઉછેરેલો છે ) पीणिए [ પુષ્ટ છે તૃપ્ત છે महाकायत्ति [ આ મહાકાય છે – મોટા શરીર વાળો છે. ] એમ आलवे ( કહે )

ભાવાર્થ – પરંતુ તે સંબધમા કહેવાનુ ખાસ પ્રયોજન પડે તો તેને વૃદ્ધ દેખી તે બહુ વૃદ્ધ છે. સુદર છે, પુષ્ટ છે નિરોગી છે પ્રૌઢ શરીરવાળો છે એ પ્રમાણે નિર્દોષ વચન બોલે. ( સાવદ્ય ભાષા ન બોલે. ) ॥ ૨૩ ॥

तहेव गाओ दुज्झाओ, दम्मा गोरहगत्ति अ ।
वाहिमा रहजोगित्ति, नेवं भासिज्ज पन्नवं ॥ २४ ॥

પદાર્થાન્વય :-- तहेव [ તેમજ ] गाओ [જે ગાયો ] दुज्झाओ ( દોહવા યોગ્ય છે ) अ [ તથા ] गोरहगा (આ વૃષભ બળદ ) दम्मा ( દમન કરવા યોગ્ય છે ) वाहिमा [ ભારવહન-કરવા યોગ્ય છે ] रहजोगित्ति ( રથમા જોડવા યોગ્ય છે ] एवं ( આ પ્રમાણે ) पन्नवं ( પ્રજ્ઞાવાન-સાધુ ) न भासिज्ज [ ભાષણ ન કરે ]

ભાવાર્થ - તેજ પ્રમાણે બુધ્ધિમાન્ ભિક્ષુ ગાયોને જોઇને આ દોહવા યોગ્ય છે તથા નાના વાછરડાઓને જોઇને આ નાથવા યોગ્ય ( દમન કરવા યોગ્ય ) છે અથવા [ અશ્વોને જોઇને ] આ રથમા જોડવાયોગ્ય છે, આવી સાવદ્ય ભાષા ન બોલે. ॥ ૨૪ ॥

जुवं गविति णं वूआ, धेणुं रसदयत्ति अ ।
रहस्से महल्लए वावि, वए संवहणि त्ति अ ॥ २५ ॥

પદાર્થાન્વય - णं [ દમન યોગ્ય બળદને ] જોઇને બોલવુ પડેતો जुवं गवित्ती [ આ-બળદ યુવાન છે ] अ [ તથા ] धेणुं [ દોહવા યોગ્ય ગાયને દેખીને ] रसदयत्ति ( આ ગાય-રસાળ છે રસદેનારી છે ) अ ( તથા ) रहस्से ( નાના બળદને નાનો ) [ બળદ છે એમ ) वा [ તથા ) महल्लए वि ( મોટા બળદ ને વૃધ્ધ વૃષભ છે એમ ] તથા રથ યોગ્ય બળદ ને અથવા-અશ્વને ] संवहणित्ति ( આ બળદ અથવા અશ્વ સબહન છે ) वूआ [ આવી નિરવદ્ય-ભાષા બોલે ]

ભાવાર્થ - પરંતુ ખાસ બોલવાનો પ્રસગ પડે તો ભિક્ષુ તેને આ બળદ તરૂણ છે આ ગાય રસાળ [ દુઝણી ] છે અથવા આ બળદ નાનો અથવા મોટો છે અને આ અશ્વ કે બળદ સાવહન છે, એમ કહે ॥ ૨૫ ॥

तहेव गंतुमुज्जाणं. पव्वयाणि वणाणि अ ।
रुक्खा महल्ल पेहाए, नेवं भासिज्ज पन्नवं ॥ २६ ॥

પદાર્થાન્વય - तहेव ( તેમજ ) उज्जाण ( ઉદ્યાનમા ) पव्वयाणि ( પર્વતો ) अ [ તથા ] वणाणि વનોમા ) गंतु ( જઇને, જતા ) महल्ल ( મોટા મોટા ) रुक्खा [ વૃક્ષોને ] पेहाए [ જોઇને ] पन्नवं [ પ્રજ્ઞવાન્ મુનિ ] एवं ( આ પ્રમાણે ) न भासिज्ज [ ન બોલે ]

ભાવાર્થ :— તેમજ ઉદ્યાન, પર્વતો કે વનમાં ગયેલો (અથવા જઇ રહેલો) બુદ્ધિમાન્ સંયમી ત્યા મોટા મોટા વૃક્ષોને જોઇને આ પ્રમાણે ન બોલે. ॥ ૨૬ ॥

अलं पासाय-खंभाणं, तोरणाणि गिहाणि अ ।
फलिहग्गलनावाणं, अलं उदगदोणिणं ॥ २७ ॥

પદાર્થાન્વય :– पासाय-खंभाणं [ પ્રાસાદ અને તેના થાભલા બનાવવા યોગ્ય છે ] अ (તથા) तोरणाणि [ નગરદ્વારના તોરણો, અથવા ] गिहाणि [ ગૃહો બનાવવા માટે તથા ] फलिहग्गलनावाणं [ ભોગળ–આગળિયો અને નાવ માટે ] अलं [ યોગ્ય છે ] તથા उदगदोणि (ઉદક–દ્રોણી–હોડી કે અરહટ્ટ-જલધારિકા બનાવવા માટે ) अलं (યોગ્યછે) આ પ્રમાણે સંયમી બોલે નહિ.

ભાવાર્થ — મહેલના થાંભલા, ઘરોનાં તોરણો, બારસાખ, ભોગળ, વહાણો અથવા પાણી–યારા–રેંહટ વગેરે બનાવવા યોગ્ય છે ॥ ૨૭ ॥

पीढए चगबेरे अ, नंगले मइअं
जंतलट्ठी व नाभी वा, गंडिआ व अल सिआ ॥ २८ ॥

પદાર્થાન્વય – આ વૃક્ષનું કાષ્ઠ पीढए (બાજોઠ ને માટે) अ (તથા) चंगबेरे [ કથરોટ ને માટે ] नंगले [ હળને માટે ] તથા मइअं (મયિક નામનું પાત્ર જે વાવેલા બીજને ઢાંકવામાં આવે છે તેને માટે) व (અથવા) जंतलट्ठी [ યંત્રની લાકડી ] वा (અથવા) नाभी [ ચક્રની નાભિ ને માટે ] व (અથવા) गडिआ (એરણને માટે अंल सिआ (યોગ્ય છે એમ ન કહે )

ભાવાર્થ — તેમજ, આ વૃક્ષ બાજોઠ, કથરોટ, [ કાષ્ઠપાત્રી ] હળના દાતા, ખેતરમા અનાજના ઢગલાને ઢાકવાના લાકડાનાં ઢાકણ, ઘાણીનો લાટ, ( યંત્રની લાકડી ) ગાડીના પૈડા વચ્ચેની નાભી કે ચરખાનો લાટ અને સોનાની એરણ કરવા માટે યોગ્ય છે, આ પ્રમાણે પણ ન બોલે ॥ ૨૮ ॥

आसणं सयणं जाणं, हुज्जा वा किंचुवस्सए ।
भूओवघाइणिं भासं, नेवं भासिज्ज पन्नवं ॥ २९ ॥

પદાર્થાન્વય — आसणं (આસન) सयणं [ શય્યા ] जाणं (રથ આદિ) वा (અથવા किंच [ અન્ય કોઇ વસ્તુ ] उवस्सए [ ઉપાશ્રય ને યોગ્ય ] हुज्जा [ છે ] एवं [ એમ ભૂઓવઘાઇણિં [ પ્રાણિ સંહાર કારિણી ] भासं (ભાષાને) पन्नवं [ પ્રજ્ઞાસંપન્ન સંયમી પુરુષ ] न भासिज्ज (બોલે નહિ )

ભાવાર્થ :— આ વૃક્ષ બેસવાના આસન માટે, સુવાના પાટ આદિ માટે કે ઘરની નિસરણી વગેરે બનાવવા માટે યોગ્ય છે, તેવી હિંસાકારી ભાષાને બુદ્ધિમાન્ ભિક્ષુ કદાપિ બોલે નહિ. આવી ભાષા બોલવાથી લીલું વૃક્ષ રખેને કોઈ કાપે ! અને તે વૃક્ષ કપાય તો ભિક્ષુને હિંસાનો દોષ લાગે ॥ ૨૯ ॥

तहेव गंतुमुज्जाणं, पव्वयाणि वणाणि अ ।
रुक्खा महल्ल पेहाए, एवं भासिज्ज पन्नवं ॥ ३० ॥

પદાર્થાન્વય – तहेव [ તેમજ ] उज्जाणं ( ઉદ્યાનમાં ) पव्वयाणि ( પર્વતોમાં ) अ (તથા) वणाणि [ વનોમા ] गंतुं [ જઈને ] महल्ल [ મોટા મોટા ] रुक्खा [ વૃક્ષો ને ] पेहाए [જોઈ ને] पन्नवं [ પ્રજ્ઞાવાન્ સાધુ ] एवं ( આ પ્રમાણે ) भासिज्ज ( ભાષણ કરે )

ભાવાર્થ :— ઉદ્યાન, પર્વતો અથવા વનોમા ગયેલો બુદ્ધિમાન્ ભિક્ષુ ત્યા મોટા મોટા વૃક્ષોને જોઈને બોલવાનો પ્રસ ગ હોય તો આ પ્રમાણે બોલે કે :— ॥ ૩૦ ॥

जाइमंता इमे रुक्खा, दीहवट्टा महालया ।
पयायसाला वडिमा, वए दरिसणित्ति अ ॥ ३१ ॥

પદાર્થાન્વય – इमे ( આ ) रुक्खा [ વૃક્ષો ] जाइमंता ( ઉત્તમ જાતિનાં છે ) दीह (દીર્ઘછે) वट्टा ( ગોળાકાર છે ) महालया ( મોટા વિસ્તારવાળા છે ) पयायसाला ( મોટી મોટી ફેલાયેલી શાખાવાળા છે ) वडिमा [ નાની નાની શાખા વાળા છે ] તથા दरिसणित्ति ( દર્શનીય છે આ પ્રમાણે ) वये [ બોલે ]

ભાવાર્થ —— આ અશોકાદિ વૃક્ષો ઉત્તમ જાતિવાળા છે આ નાળિયેરના વૃક્ષો બહુ મોટા છે, આ આંબા વગેરે વૃક્ષો વર્તુલાકારે છે, ( ગોળાકાર છે ) વડ વગેરે વૃક્ષો વિસ્તારવાળા છે તથા તે બધા શાખા પ્રશાખાઓથી વ્યાપ્ત રમણીય અને દર્શનીય છે એવી અદૂષિત ભાષા પ્રસ ગ પડે તો બોલે ॥ ૩૧ ॥

तहा फलाइं पक्काइं, पायखज्जाइं नो वए ।
वेलोइयाइं टालाइ, वेहिमाइत्ति नो वए ॥ ३२ ॥

પદાર્થાન્વય .— तहा ( તેમ ) फलाइं [ આ ફળો ] पक्काइं [ પાકી ગયા છે ] તથા पाय-खज्जाइं ( પકાવીને ખાવા યોગ્ય છે ) नो वए [ આ પ્રમાણે સાધુ બોલે નહિ ] वेलोवयाइ [ અતિ પાકીગયા છે તેથી તોડવા યોગ્ય છે ] टालाइ [ ગોઠલી બ ધાણી નથી કોમળ છે ] वेहिमाइ [ બે વિભાગ

કરવા યોગ્ય છે ) त्ति [ આ પ્રમાણે પણ સંયમી ] नो वए ( બોલે નહિ )

ભાવાર્થ :-- તેમજ કેરી વગેરે ફળો પાકી ગયાં છે, અથવા પરાળ વગેરેમાં પકાવીને ખાવા યોગ્ય છે. અથવા અતિ પાકી ગયા છે માટે તોડવા યોગ્ય છે. જો તોડશે નહિ તો સડી જશે. હમણાજ તેઓનો વિભાગ કરવો યોગ્ય છે, આવી હિંસામય પાપકારી ભાષા સંયમી બોલે નહિ. ॥ ૩૨ ॥

असंथडा इमे अंबा, बहुनिव्वडिमा फला ।
वइज्ज बहुसंभूआ, भूअरूवत्ति वा पुणो ॥ ३३ ॥

પદાર્થાન્વય .- इमे [ આ ] अंबा ( આમ્રવૃક્ષો ) असंथडा [ ફલનો ભાર સહવાને અસમર્થ છે ] बहुनिव्वडिमा फला ( ઘણી ગોઠલીવાળા ફળો છે તથા ) बहुसंभूआ ( પરિપકવ ફળો યુકત છે. ] वा पुणो ( અથવા ) भूअरूवत्ति [ અબધ્ધસ્થિફળો યુકત છે. ગોઠલી બંધાયા વિનાના ફળો યુકત છે ] આ પ્રમાણે પ્રયોજન પડે તો वइज्ज [ બોલે. ]

ભાવાર્થ .-- ખાસ બોલવાનું પ્રયોજન પડે તો આ પ્રમાણે કહેકે આ- આમ્રવૃક્ષો ઘણા ફળોવાળાં છે, તે ફળોનો ભાર વહન કરવામા અસનર્થ છે આ વૃક્ષોમા ફળો પરિપકવ છે, અથવા તે વૃક્ષોમાં એવી જાતના ફળો છે જેમા ગોઠલી હજુ બંધાઈ નથી. આવી નિર્દોષ ભાષા બોલે ॥ ૩૩ ॥

तहेवोसहिओ पक्काओ, नीलिआओ छवीइ अ ।
लाइमा भज्जिमाउत्ति, पिहखज्जत्ति नो वए ॥ ३४ ॥

પદાર્થાન્વય - तहेव ( તેમજ ) ओसहिओ ( આ ઔષધિઓ-ધાન્યો ) पक्काओ ( પાકી ગઇ છે ) તથા नीलिआओ [ આ ચોળા પ્રમુખની શીંગો લીલી છાલ વાળી છે ] તેથી लाइमा ( લણવા યોગ્ય છે ) भज्जिमाउत्ति ( આ ભુંજવા યોગ્ય શેકવા યોગ્ય છે ] पिहुखज्जत्ति [ આ અગ્નિમા શેકીને ખાવા યોગ્ય છે અર્થાત્ ઓળા પોક પાડવા યોગ્ય છે ] એ પ્રમાણે नो वए ( ન બોલે. )

ભાવાર્થ -- વળી અનાજના વેલાઓ કે છોડ ઉપર આવેલી શીંગો જોઇને આ શીંગો પાકી ગઈ છે તેની છાલ લીલી થઈ ગઇ છે. એ કોમળ-કુણી છે ને તે લણવા યોગ્ય છે. કિંવા સેકવા યોગ્ય છે. આ અનાજના ઓળા કે પોક કરીને ખાવા યોગ્ય છે, સયમી પુરુષ એવુ સાવદ્ય વચન ન બોલે ॥ ૩૪ ॥

रूढा बहुसंभूआ, थिरा ओसढा वि अ ।
गब्भिआओ पसूआओ, संसारआो त्ति आलवे ॥ ३५ ॥

પદાર્થાન્વય – આ ઔષધિઓ रूढा (ઉત્પન્ન થયેલી છે) बहुसम्भूआ [ પ્રાયઃ નિષ્પન્ન થયેલી છે ] थिरा ( પૂર્ણ નિષ્પન્ન થયેલી છે ) त्ति [ તેમજ ] ओसढा ( ઉપઘાતથી નીકળેલી છે ) गब्भिआओ ( ગર્ભમાંથી બહાર નીકળેલ નથી ) पसूआओ ( ગર્ભમાંથી બહાર આવી છે ) તથા संसाराओ ( પરિપકવ બીજોવાળી થયેલી છે ) आलवे [ આ પ્રમાણે બોલે]

ભાવાર્થ -- બોલવાનુ આવશ્યક થઈ પડે તો આ પ્રમાણે બોલવુ જોઇએ, જેમકે :— આ ધાન્ય અંકુર રૂપે ઉત્પન્ન થયેલ છે અધિકાંશમા નિષ્પન્ન થયેલાં છે. આ ધાન્ય બહારની ઋતુ-સબંધી ઉપદ્રવો સહીને બહાર નીકળી છે, તેના ઉપર મોર, ટીસી વગેરે ઉત્પન્ન થયાછે, તેને હીમ વગેરેનો ભય ન લાગે તેવી છાલ થઇ ગઈ છે. કણો ગર્ભમા છે કિંવા બહાર નીકળ્યાં છે તેનાં ગર્ભમા દાણાં બંધાયા નથી અથવા ચોખા વગેરેના દાણા બધાયા છે આ રીતે નિર્દોષ ભાષા બોલે, જેનાથી કોઈ પ્રકારના આરભ-સમારભનુ અનુમોદન ન હોય કે પ્રેરણા ન મળે ॥ ૩૫ ॥

तहेव संखडिं नच्चा, किच्चं कज्जंति नो वए ।
तेणगं वावि वज्झित्ति, सुतित्थित्ति अ आवगा ॥ ३६ ॥

પદાર્થાન્વય – तहेव [ તેમજ ] संखडिं ( કોઈને ત્યા જમણવારી છે એમ ) नच्चा ( જાણીને ) किच्चं [ આ પુણ્યનુ કાર્ય ] कज्जत्ति [ કરવા યોગ્ય છે એમ ] वावि ( અથવા ) तेणगं ( ચોરને ) वज्झत्ति [ આ વધ કરવા યોગ્ય છે ] अ ( અથવા ) आवगा [ આ ] નદીઓ सुतित्थित्ति [ સરળતાથી તરવા યોગ્ય છે, એમ ] नो वए [ ન બોલે ]

ભાવાર્થ -- વળી કોઇને ત્યા જમણ હોય તો તેને જોઇને આ કરવા યોગ્ય છે, પુણ્યકાર્ય છે, સુદર કાર્ય છે, એમ ન કહે વળી ચોરને જોઇને આ ચોર વધ કરવા યોગ્ય છે એમ પણ ન કહે તથા નદીઓને જોઇને આ સુદર કાઠાવાળી છે આ નદીઓ સહેલાઈથી તરવા યોગ્ય કે ક્રીડા કરવા યોગ્ય છે, એવી સાવદ્ય ભાષા સંયમી ન બોલે ॥ ૩૬ ॥

संखडिं संखडिं बूआ, पणिअट्ठत्ति तेणगं ।
बहुसमाणि तित्थाणि, आवगाण विआगरे ॥ ३७ ॥

પદાર્થાન્વય – संखडिं ( જમણવારીને ) संखडिं [ જમણવારી છે ] तेणगं ( ચોર ને જોઈ ) पणिअट्ठत्ति [ પોતાના પ્રાણને કષ્ટમાં નાખી સ્વાર્થ સાધક છે ] बूआ [ એમ કહે ] आवगाणं [ આ નદીઓના ] तित्थाणि [ કાઠાઓ ] बहुसमाणि त्ति ( બહુ સમ છે એમ ) विआगरे ( વિચારીને બોલે )

ભાવાર્થ :– પરંતુ પ્રસગ થવાપર બોલવું પડે તો જમણને જમણ કહે, ચોરને ધનમાટે

સંકટ સહન કરીને કાર્ય કરનાર છે એમ કહે તથા આ નદીઓના કાંઠા સમાન છે તેટલું અને તેવુંજ પરિમિત વચન બોલે. ॥ ૩૭ ॥

तहा नईओ पुन्नाओ, कायतिज्जत्ति नो वए ।
नावाहिं तारिमाउत्ति, पाणिपिज्जत्ति नो वए ॥ ३८ ॥

પદાર્થાન્વય :- तहा (તેમજ) नईओ (આ નદીઓ) पुन्नाओ [જલથી પૂર્ણ ભરેલી છે] कायतिज्ज त्ति (ભુજાઓદ્વારા તરી શકાય છે એમ) नो वए [ન બોલે] नावाहिं (આ નાવ દ્વારા) तारिमाउत्ति (તરવા યોગ્ય છે એમ) पाणिपिज्ज (પ્રાણીઓ વડે કિનારા ઉપરથી પાણી પીવા ચોગ્ય છે) त्ति [એમ] नो वए (ન બોલાય)

ભાવાર્થ :— નદીઓને જલપૂર્ણ જોઇને સંયમી પુરુષ આ નદીઓ કાયાથી તરવા યોગ્યછે, નાવદ્વારા ઉતરવા લાયક છે કે આનું પાણી કિનારા ઉપરથી પીવા યોગ્ય છે ઇત્યાદિ સાવદ્ય અને કદાચિત અનર્થકારી વચન ન બોલે ॥ ૩૮ ॥

बहु वाहडा अगाहा, बहुसलिलुप्पिलोदगा ।
बहुवित्थडोदगा आवि, एवं भासिज्ज पन्नवं ॥ ३९ ॥

પદાર્થાન્વય :- पन्नवं [પ્રજ્ઞાવાન્ સાધુ નદીઓને જોઇને] बहुवाहडा [પ્રાય ઘણા પાણીથી ભરેલી છે] अगाहा [ઉંડી છે, અગાધ છે] बहुसलिलुप्पिलोदगा (અન્ય નદીઓના પ્રવાહને પાછળ હઠાવનારી છે) आवि (તથા આ નદીનુ પાણી) बहु वित्थडोदगा (ઘણા વિસ્તાર વાળુ છુ) एवं [આ પ્રમાણે] भासिज्ज (ભાષણ કરે)

ભાવાર્થ :— પરંતુ બોલવાનો પ્રસંગ પડે તો બુદ્ધિમાન્ સાધુ આ નદીઓ અગાધ છે, જળના કલ્લોલથી તેનુ પાણી ખૂબ ઉછળે છે અને ઘણા વિસ્તારમા તેનુ પાણી વહે છે એવું એવું નિર્દોષ બોલે ॥ ૩૯ ॥

तहेव सावज्जं जोगं, परस्सट्ठा अ निट्ठिअं ।
कीरमाणं ति वा नच्चा, सावज्जं न लवे मुणी ॥ ४० ॥

પદાર્થાન્વય - तहेव (તેમજ) सावज्ज [પાપ યુકત] जोग (યોગ વ્યાપાર) परस्सट्ठा अ [કોઇ વ્યકિત અન્ય ને માટે] निट्ठिअं (ભૂતકાળમા કરેલ હોય) कीरमाणं (વર્તમાને કરાય છે) वा (અથવા ભવિષ્ય કાળમા કરશે) त्ति (આ પ્રમાણે) नच्चा (જાણીને) मुणी [મુનિ] सावज्जं [પાપ યુકત ભાષા] न लवे (બોલે નહિ)

ભાવાર્થ -- તેમજ કોઈ વ્યકિત- કોઈપણ જાતની પાપકારી ક્રિયા કોઇને માટે કરી હોય કે કરી રહ્યો હોય અથવા કરવાનો હોય તેમ જાણીને કે જોઇને આ ઠીક કર્યુ છે, એવી પાપકારી ભાષા મુનિ ન બોલે ॥ ૪૦ ॥

सुकडित्ति सुपक्कित्ति, सुच्छिन्ने सुहडे मडे ।
सुनिट्ठिए सुलट्ठित्ति, सावज्जं वज्जए मुणी ॥ ४१ ॥

પદાર્થાન્વય - **सुकडित्ति** [ સારી રીતે કરાયેલુ છે ] **सुपक्कित्ति** ( સારી રીતે પકાવેલુ છે ] **सुच्छिन्ने** [ સારી રીતે છેદન કરેલ છે ] **सु हडे** [ સારી રીતે હરણ કરતા આવડ્યુ છે ) **मडे** [ મરી ગયુ તે સારૂ થયુ ] **सुनिट्ठिए** [ નષ્ટ થઇ ગયુ તે સારૂ ] **सुलट्ठित्ति** ( કન્યા ઘણી સુંદર વિવાહ કરવા યોગ્ય છે ) **सावज्जं** ( એવા પાપકારી વચનોનો પ્રયોગ ) **मुणी** [ મુનિ ] **वज्जए** ( ત્યાગે )

ભાવાર્થ -- કોઈ પાપની ક્રિયા થતી હોય તો આ સુંદર કર્યુ છે અથવા ભોજન તૈયાર થયુ હોય તો તે ઠીક પકાવ્યુ છે આ શાક ઠીક સુધાર્યુ છે, કૃપણનુ ધન હરાયુ તે ઠીકજ થયુ છે, પેલો પાપી મરી ગયો તે સારૂં થયુ, આ બિલ્ડીંગ સુંદર બનાવી છે તથા આ કન્યા વિવાહ યોગ્ય થઈ ગઈ છે. આવા આવા પાપકારી વચનો સંયમી પુરુષ સર્વથા બોલે નહિ ॥ ૪૧ ॥

पयत्तपक्कत्ति व पक्कमालवे, पयत्तछिन्नत्ति व छिन्नमालवे ।
पयत्तलट्ठित्ति व कम्महेउअं, पहारगाढत्ति व गाढमालवे ॥ ४२ ॥

પદાર્થાન્વય - **पक्क** ( પરિપકવ તેલ વગેરેને ) **पयत्तपक्कत्ति व** [ આ પ્રયત્ન પૂર્વક પકાવેલ છે ) **आलवे** ( એમ બાલે ) **व** [ તથા ] **छिन्नं** [ છેદન કરેલ વનાદિને ] **पयत्तछिन्नत्ति** [ પ્રયત્ન પૂર્વક છેદાયુ છે ] **आलवे** ( બોલે ) **व** [ તથા સુંદર કન્યા માટે ] **पयत्तलट्ठित्ति** [ આ કન્યાનુ પાલન પ્રયત્ન પૂર્વક થયુ છે દીક્ષા દેવા યોગ્ય છે ] **कम्महेउअं** ( આ શ્રૃંગારાદિ ક્રિયાઓ કર્મ બંધનના કારણો છે ) **व** ( તથા ) **गाढ** [ ગાઢ પ્રહારને ] **पहारगाढत्ति** ( આ પ્રહાર ગાઢ છે ) **आलवे** ( એમ બોલે ]

ભાવાર્થ — સંયમીને ખાસ બોલવાનો પ્રસંગ પડે તો આ પ્રમાણે બોલે- પકાવેલા તેલ કે અન્નાદિ ને કહે કે આ પ્રયત્નપૂર્વક પકાવ્યુ છે, છેદન કરાયેલાં શાક પત્રાદિ પ્રયત્નથી છેદાયાં છે. સુંદર કન્યાને જોઇને કન્યાનું સંભાળપૂર્વક લાલન પાલન કર્યુ છે તે સાધ્વી થવાને લાયક છે શ્રૃંગારાદિ નો કર્મબંધનના કાર્યો છે તથા ઘાયલ થયેલાઓને બહુ ઘાયલ થયેલો છે એમ નિર્દોષ વાક્ય બોલે. જેનાથી કોઇ સાવદ્ય ક્રિયાની અનુમોદના ન હોય ॥ ૪૨ ॥

सव्वुक्कसं परग्घं वा, अउलं नत्थि एरिसं ।
अविक्किअमवत्तव्वं, अचिअत्तं चेव नो वए ॥ ४३ ॥

પદાર્થાન્વય — सव्वुक्कसं [ આ વસ્તુ સર્વોત્કૃષ્ટ છે. ] वा ( અથવા ) परग्घं ( આ વસ્તુ બહુમૂલ્યવાન્ છે ) अउलं [ આ વસ્તુ અતુલ છે–અનુપમ છે ] नत्थि एरिसं [ આની સમાન અન્ય વસ્તુ નથી ] अविक्किअं [ અસંસ્કૃત છે, વેચવા યોગ્ય નથી ] अवत्तव्वं ( અવકતવ્ય છે ) च [ અને આ વસ્તુ ] अचिअत्तं [ અપ્રીતિકારી છે ] एव ( આ પ્રમાણે ) नो वए ( ન બોલે)

ભાવાર્થ :— ગ્રામ નગરાદિમા વિચરતા મુનિરાજો પાસે કોઈ વ્યકિત પ્રશ્ન કરે ત્યારે સ્વયં નિચે પ્રમાણે વ્યવહારના વિષયમાં ભાષણ ન કરે, જેમકે :— " સર્વ પદાર્થોમા અમુક વસ્તુ સર્વ-કરતા ઉત્કૃષ્ટ છે, તેથી તાત્કાલિક ખરીદવા યોગ્ય છે અથવા આ પદાર્થ સમાન અન્ય પદાર્થ નથી, આ પદાર્થ અસંસ્કૃત છે, સર્વ સ્થળે મળી શકે છે, આ વેચવા યોગ્ય નથી, આ પદાર્થના ગુણ એવા છે કે જીહ્વા વડે કહી શકાય નહિ તેથી અવર્ણનીય છે આ પદાર્થ અપ્રીતિ ઉત્પન્ન કરનાર છે તો આ પદાર્થ પ્રિય લાગે તેવો છે વગેરે. "

ઉપરોકત ભાષણ કરવાથી અધિકરણ અને અંતરાયના મોટા દોષો લાગે છે સાધુના કહેવા-પ્રમાણે કોઈ ગૃહસ્થ વ્યાપારાદિ ક્રિયા કરવામા લાગી જાય તો ઘણાજ અનર્થો થવાની સંભા-વના રહે છે ॥ ૪૩ ॥

सव्वमेअं वइस्सामि, सव्वमेअंति नो वए ।
अणुवीइ सव्वं सव्वत्थ, एवं भासिज्ज पन्नवं ॥ ४४ ॥

પદાર્થાન્વય — सव्वमेअं [ તમારો સમ્પૂર્ણ સદેશ તેમને અવશ્ય ] वइस्सामि ( કહી દઈશ ) તથા सव्वमेअंति [ એજ બધું છે અથવા આ મારો સર્વ સદેશ એમને કહેજો ] नो वए ( એમ બોલે નહિ ) પરન્તુ पन्नव ( પ્રજ્ઞાવાન્ સાધુ ) सव्वत्थ [ સર્વત્ર ] सव्व [ સર્વ વાતોને ] अणुवीइ ( પૂર્વાપરનો વિચાર કરીને ) एव ( જ ) भासिज्ज ( ભાષણ કરે )

ભાવાર્થ -- કોઇ બીજાને કહેવા માટે કોઈપણ સદેશ આપે તો સયમી એમ ન કહે કે તમારો યથાતથ્ય સર્વ સદેશ આપી દઈશ અને મારો આ સઘળો સંદેશ એમને આપી દેજો કારણ કે આમ કહેવાથી સ્વર, વ્યજનાદિ યુક્ત જે રીતે જે વ્યક્તિ કહે તે રીતે સર્વ કઇ કહી શકાતુ નથી માટે અસત્યનો દોષ લાગે છે, તેથી બુદ્ધિમાન્ સયમી પુરુષો સર્વત્ર સ્થાને પૂર્વા-પરનો સપૂર્ણ વિચાર કરીને બોલે ॥ ૪૪ ॥

सुक्कीअं वा सुविक्कीअं. अकिज्जं किज्जमेव वा ।
इमं गिण्ह इमं मुंच, पणीयं नो विआगरे ॥ ४५ ॥

પદાર્થાન્વય - सुक्कीअं [ આ પદાર્થ ખરીદ કર્યો તે સારૂં કર્યું ] वा (અથવા) सुविक्कीअ [ અમુક પદાર્થ વેચી દીધા તે સારૂં કર્યું ] वा [ અથવા ] अकिज्जं [ આ ખરીદવા યોગ્ય નથી ] અથવા किज्जं ( આ પદાર્થ ખરીદવા યોગ્ય છે ) इमं [ આ ] पणिअं [ કરિયાણું ] गिण्ह ( ખરીદો-ગ્રહણ કરો ) इमं ( આ કરિયાણુ ) मुंच ( વેચી દો ) एवं [ આ પ્રમાણે नो वियागरे ( બોલે નહિ )

ભાવાર્થ -- આ ગાથામા વ્યાપાર વિષયક વર્ણન કરેલ છે, જેમકે -- કોઈ વ્યક્તિ મુનિને અમુક પદાર્થ દેખાડે ત્યારે સાધુ તેને આ પ્રમાણે ન બોલે કે .- તમે આ માલ ખરીદ્યો તે ઠીક કર્યું, આ વસ્તુ વેચી તે બરાબર કર્યું, આ માલ ખરીદવા યોગ્ય છે અથવા ખરીદવા યોગ્ય નથી, આ વસ્તુમા લાભ થશે અથવા નહિ થાય, લાભ થશે તેથી ખરીદી લો, અથવા વેચી નાખો ( એવા એવા વચનો વ્યાપારી ને ન કહે ) આવા વચનોથી અપ્રતીતિ તેમ અધિકરણાદિ દોષો ની ઉપસ્થિતિ થાય છે. માટે સયમી પુરુષ આમ બોલે નહિ ॥ ૪૫ ॥

अप्पग्घे वा महग्घे वा, कए वा विक्कए वि वा ।
पणिअट्ठे समुप्पन्ने, अणवज्जं विआगरे ॥ ४६ ॥

પદાર્થાન્વય - अप्पग्घे (અલ્પ મૂલ્યવાન્) वा [ અથવો ] महग्घे वा [ બહુમૂલ્યવાન્ ] पणिअट्ठे ( કરિયાણાને ) कए वा [ ખરીદવાના વિષયમા ] वा [ અથવા ] विक्कएवि ( વેચવાના વિપયમાં પણ કદાપિ ) समुप्पन्ने [ પ્રસગ ઉત્પન્ન થાય તો ] अणवज्जं [ નિરવદ્ય વચન ને ] विआगरे [ બોલે ]

ભાવાર્થ -- અલ્પ મૂલ્યવાન્ અથવા બહુમૂલ્યવાન્ કરિયાણા સબધમા કોઈ પૂછે તો સયમ ધર્મમા હાનિ ન પહોચે તેમ ભિક્ષુએ નિરવદ્ય વચનથી ઉત્તર આપવો જેમકે - ' नाधिकारोऽत्र तपस्विनां व्यापाराभावादिति ' આ વ્યાપારથી સાધુઓ નિવૃત્ત થયેલ હોવાથી તે સબધમા અમને બોલવાને અધિકાર નથી ધાર્મિક વિષયમા જો પૂછો તો પ્રસન્નતાપૂર્વક ધાર્મિક-વ્યાપાર ની વાતો જાણીએ છીએ, તે તમોને સભળાવીએ ॥ ૪૬ ॥

तहेवासजयं धीरो, आस एहि करेहि वा ।
सय चिट्ठ वयाहि त्ति, नेवं भासिज्ज पन्नवं ॥ ४७ ॥

પદાર્થાન્વય -- तहेव [ તેમજ ] पन्नव ( પ્રજ્ઞવાન્ ) धीरो ( ધૈર્યવાન્ સાધુ ) असंजयं ( અસંયમી ગૃહસ્થને ) आस [ અહિંયા બેસો ] एहि-( અહિં આવો ) करेहि ( આ કાર્ય કરો ) सय [ અહિયા સૂઇ જાઓ ] चिट्ठ ( ઊભા રહો ) वा ( અથવા ) वयाहि [ અમુક સ્થાન પર જાઓ ] त्ति ( એમ ) नेवं भासिज्ज [ કહે નહિ ]

ભાવાર્થ :— મુનિરાજોને યોગ્ય છે કે ગૃહસ્થોને અહિંયા આવો, અહિંયા બેસો, સૂવો, ત્યા જાઓ ઇત્યાદિ શબ્દોનો વ્યવહાર કરે નહિ. કારણકે આ શબ્દ આદેશ સૂચક છે તેમજ ગૃહસ્થ-લોકો ઉકત ક્રિયા કરતા સમયે યતના જાળવતા નથી હોતા તેથી કોઇ પ્રાણીના વધનું કારણ બની જાય. તે પાપના ભાગી સંયમી બની જાય માટે આવી ભાષા પણ ન બોલે ॥ ૪૭ ॥

वहवे इमे असाहू, लोए वुच्चंति साहुणो ।
न लवे असाहुं साहुत्ति, साहुं साहुत्ति आलवे ॥ ४८ ॥

પદાર્થાન્વય - वहवे [ ઘણા ] इमे ( આ ) असाहू ( અસાધુઓ ) लोए [ સંસારમા ] साहुणो [ સાધુ ] वुच्चति [ કહેવાય છે ] પરન્તુ असाहुं ( અસાધુને ) साहुत्ति ( સાધુ છે એમ ) न लवे ( ન કહે ) साहुं [ સાધુનેજ ] साहुत्ति [ આ સાધુ છે એમ ] आलवे [ કહે ]

ભાવાર્થ —આ ગાથામાં અસત્યત્યાગના વિષયમા ઉપદેશ કર્યો છે આ લોકમાં ઘણા અસાધુઓ પણ સાધુ કહેવાય છે. તેવા અસાધુઓને સાધુ ન કહે પરંતુ સાધુતાના ધારકનેજ સાધુ કહે સાધુપદની જવાબદારી મોટી હોય છે. સાધુઓ, સાધુના ગુણ ન હોવા છતા કોઇ વ્યકિતને સાધુ કહે તો તેમના વચનોપર વિશ્વાસ રાખી જનતા ભરમાય અને તે સંયમી પણ જ્યારે કુસાધુને સાધુ તરીકે માને તેમજ સંસર્ગ વધુ કરે તો તેના દુર્ગુણનો વારસો કદાચ પોતામા ઉતરે ભવિષ્યમાં ભયનુ કારણ બની જાય માટે ઉપરની પ્રવૃત્તિ ત્યાજ્ય ગણાય છે ॥ ૪૮ ॥

नाणदंसणसंपन्नं, संजमे अ तवे रयं ।
एवं गुणसमाउत्तं, संजयं साहुमालवे ॥ ४९ ॥

પદાર્થાન્વય - नाणदंसणसंपन्नं ( જ્ઞાન અને દર્શન થી સંપન્ન તથા ) संजमे [ સંયમમા ] तवे ( તપમા ) रयं ( પૂર્ણ અનુરકત ) एवं [ આવા પ્રકારના ] गुणसमाउत्त ( ગુણોથી યુકત ) संजयं [ સાધુનેજ ] साहुं ( સાધુ ) आलवे [ કહે ]

ભાવાર્થ —( સાધુ કોણ ? ) સમ્યગ્ જ્ઞાન અને સમ્યગ્ દર્શનથી સંપન્ન તથા સંયમ અને તપમા રકત આવા ગુણોની સૌરભથી સુગન્ધિત-સંચિતનેજ સાધુ કહેવાય અને સંયમી તેનેજ સાધુ કહે ॥ ૪૯ ॥

देवाणं मणुआणं च, तिरिआणं च वुग्गहे ।
अमुगाणं जओ होउ, मा वा होउत्ति नो वए ॥ ५० ॥

પદાર્થાન્વય '- देवाणं [ દેવતાઓના ] च ( તથા ) मणुआणं [ મનુષ્યોનાં ] च [ તથા ] तिरिआणं ( તિર્યંચોના ) वुग्गहे ( યુધ્ધમા ) अमुगाणं ( અમુક પક્ષવાળાનો ) जओ [ જય ] होउ ( થાઓ ) वा [અથવા અમુક પક્ષવાળાનો] मा होउ ( જય ન થાઓ ) त्ति ( એમ ) नो वए [ સાધુ ન બોલે ]

ભાવાર્થ -- દેવો, મનુષ્યો કે તિર્યંચોમા પારસ્પરિક યુદ્ધ થતો હોય ત્યાં અમુક પક્ષનો જય થાઓ અથવા થવો જોઈએ તેમજ અમુક પક્ષનો જીત ન થાઓ અથવા હાર થવી જોઇએ એમ પણ ભિક્ષુ ન બોલે ॥ ૫૦ ॥

वाओ वुट्ठं च सीउण्हं, खेमं धाय सिवंति वा ।
कयाणु हुज्ज एआणि, मा वा होउत्ति नो वए ॥ ५१ ॥

પદાર્થાન્વય - वाओ ( વાયુ ] वुट्ठं ( વર્ષા ) च ( અને ) सीउण्हं [ઠંડીકે ગરમી] खेम ( રોગાદિ ઉપદ્રવની શાંતિ ) धायं ( સુકાળ ) वा [ અથવા ] सिवंति [ કલ્યાણ ] एआणि ( આ સર્વે ) कयाणु ( ક્યારે ) हुज्ज ( થશે ) वा [ અથવા ] मा होउ ( આ કાર્ય હમણા ન થાય ) त्ति ( આ પ્રમાણે ) नो वए ( સાધુ ન બોલે )

ભાવાર્થ .-- જે કાર્યો સ્વાભાવિક થનારા હોય છે તેના વિષયમાં સાધુએ વિવેક પૂર્વક બોલવુ જોઇએ, જેમકે .- ગ્રીષ્મઋતુમા ગરમી આદિથી પીડાએલા સંયમી પુરુષો આ રીતે ન બોલે કે આ વાયરો, વરસાદ, ઠંડી, તાપ, ક્ષેમ, ( સારી રીતે રક્ષણ ) સુકાલ, ઉપદ્રવરહિતપણુ ઈત્યાદિ ક્યારે થશે ? અથવા વાયરા વિગેરે ન થાઓ આવુ જો બોલે તો અધિકરણાદિ દોષ તથા વાયરા વિગેરે થવાથી પ્રાણીઓને પીડાની પ્રાપ્તિ થતા આર્તધ્યાનાદિ દોષોની પ્રાપ્તિ થાય છે ॥ ૫૧ ॥

तहेव मेहं व नहं व माणव, न देव देवत्ति गिर वइज्जा ।
संमुच्छिए उन्नए वा पओए, वइज्ज वा वुट्ठ बलाहयत्ति ॥ ५२ ॥

પદાર્થાન્વય - तहेव [ તેમજ ] मेहं ( મેઘને ) व [ અથવા ] नहं [ આકાશને ] व ( અથવા ) माणवं ( કોઈ મનુષ્યને ) देवदेवत्ति ( આ દેવ છે આ દેવ છે આ પ્રમાણે ) गिर ( ભાષા ) न वइज्जा ( ન બોલે ) પરન્તુ મેઘને જોઈને पओए [ આ મેઘ ] संमुच्छिए ( ચઢયો છે ) वा ( તથા ) उन्नए ( ઊંચો થયેલ છે ) वा ( અથવા ) वुट्ठबलाहय ( આ વાદળુ વરસી ચૂક્યુ છે ) त्ति [ એમ ] वइज्ज ( બોલે )

ભાવાર્થ '— વાદળ, આકાશ કે રાજા જેવા માનવોને આ દેવછે એવું કહે નહિ. પરંતુ મેઘને દેખીને કહે કે આ મેઘ ચઢેલ છે હાથે ઘેરાઈ રહ્યો છે અથવા જળ આપનાર છે

અથવા વરસે છે. એમ કહે પરન્તુ વર્ષાદ, આકાશ અને રાજાને દેવ કહેવાથી મિથ્યા પણું તથા લઘુત્વાદિ દોષોની પ્રાપ્તિ થાય છે. ॥ ૫૨ ॥

अंतलिक्खंति णं बूआ गुज्झाणुचरिअत्ति अ ।
रिद्धिमंतं नरं दिस्स, रिद्धिमंतं ति आलवे ॥ ५३ ॥

પદાર્થાન્વય :- णं [ આકાશ પ્રતિ ] अंतलिक्खंत्ति [ અન્તરિક્ષ ] अ ( તથા ) गुज्झाणुचरिअत्ति [ દેવોથી સેવિત છે એ રીતે ] बूआ ( કહે ) તે રીતે रिद्धिमंतं ( ઋદ્ધિશાળી ) नर [ મનુષ્યને ] दिस्स [ જોઇને ] रिद्धिमंतं ति ( આ ઋદ્ધિવાળો છે એમ ) आलवे ( કહે )

ભાવાર્થ --- મુનિઓ પ્રયોજન હોય તો આકાશને અંતરિક્ષ અથવા દેવોથી સેવિત ( દેવોનો આવવા-જવાનો માર્ગ ) છે, તેમ કહે અને ઋદ્ધિશાળી મનુષ્યને જોઇને તે ઋદ્ધિશાળી છે તેમ કહે ॥ ૫૩ ॥

तहेव सावज्जणुमोअणी गिरा,
ओहारिणी जा अ परोवघाइणी ।
से कोह लोह भय हास माणवो,
न हासमाणो वि गिरं वइज्जा ॥ ५४ ॥

પદાર્થાન્વય - तहेव ( તેમજ ) जा [ જે ] गिरा ( ભાષા ) सावज्जणुमोअणी [ પાપ કર્મની અનુમોદના કરનાર ] ओहारिणी ( નિશ્ચયકારિણી अ ( અને સંશય કારિણી તેમજ] परोवघाइणी ( પરજીવોને પીડા ઉત્પન્ન કરનાર ) से ( તેને ) माणवो [મનનશીલ સાધુ ] कोह लोह भय हास ( ક્રોધ, લોભ, ભય અને પરિહાસથી ) हासमाणो वि ( હસતો પણ ) गिरं ( વાણી ) न वइजा [ ન બોલે ]

ભાવાર્થ — તેમજ ક્રોધ, લોભ, ભય કે હાસ્યને વશ થઇને પણ પાપકારી, નિશ્ચયકારી, પરજીવો માટે પીડાકારી ભાષા સાધક હાસી કે મજાકમા પણ ન બોલે ॥ ૫૪ ॥

सुवक्कसुद्धिं समुपेहिआ मुणी,
गिरं च दुट्ठं परिवज्जए सया ।
मिअं अदुट्ठं ( ट्ठं ) अणुवीइ भासए,
सयाण मज्झे लहइ पसंसणं ॥ ५५ ॥

પદાર્થાન્વય :- **सुवक्कसुद्धिं** ( શ્રેષ્ઠ વચનની શુદ્ધિને ) **समुपेहिआ** ( સારી રીતે આલો-ચના કરીને ) **सया** [ સદા ] **दुट्टं** [ દુષ્ટ ] **गिरं** [ ભાષાને ] **परिवज्जए** ( સર્વથા છોડી દે ) **च** [ અને ] **मिअं** ( પરિમિત ) **अदुट्टं** ( દુષ્ટતા રહિત શુદ્ધ વચન ) **अणुवीइ** [વિચારપૂર્વક] **भासए** [ બોલે ] તે **मुणी** ( મુનિ ) **सयाण मज्झे** [ સતપુરૂષોની મધ્યમા ] **पसंसणं** ( પ્રશંસા ) **लहइ** ( પ્રાપ્ત કરે છે. )

ભાવાર્થ — આવી રીતે મુનિ વાકયશુદ્ધિ, અને વાકયની સુંદરતા સમજીને હમેશા દૂષિત વાણીથી દૂર રહે. જે સાધક વિવેકપૂર્વક ચિંતન કરીને પરિમિત અને અદૂષિત ભાષા બોલે છે તેજ સત્પુરુષોમા પ્રશસા પામે છે ॥ ૫૫ ॥

भासाइ दोसे अ गुणे अ जाणिआ,
तीसे अ दुट्ठे परिवज्जए सया ।
छसु संजए सामणिए सया जए,
वइज्ज वुद्धे हिअमाणुलोमिअं ॥ ५६ ॥

પદાર્થાન્વય - **छसु** [ ષટકાયના વિષયમા ] **संजए** ( યત્ન કરનાર તથા ) **सामणिए** [ શ્રમણ ભાવમાં ] **सयो** [ હમેશા ] **जए** ( યત્નાશીલ રહેનાર ) **वुद्धे** [ જ્ઞાની સાધુ ] **भासाइ** ( ભાષાના ) **दोसे** ( દોષોને ) **अ** ( તથા ) **गुणे अ** [ ગુણોને ] **जाणिया** ( જાણીને ) **अ** ( તત્પશ્ચાત્ ) **तीसे** ( તે ) **दुट्ठे** ( દુષ્ટ ભાષાને ) **सया** [ હમેશ માટે ] **परिवज्जए** ( છોડે અને ) **हिअमाणुलोमिअं** [ હિતકારી તથા બધા પ્રાણિઓને અનુકૂળ ભાષા ] **वइज्ज** ( બોલે )

ભાવાર્થ :— છ જીવનિકાયને વિષે સયમવાન્ અને ચારિત્રમાં નિરતર ઉદ્યમવાન્ સાધુ ભાષાના ગુણ અને દોષોને જાણી સદોષ ભાષાનો નિરંતર ત્યાગ કરે અને હિતકારી તથા મધુર ભાષા બોલે ॥ ૫૬ ॥

परिक्खभासी सुसमाहिइंदिए,
चउक्कसायावगए अणिस्सिए ।
स निद्धुणे धुन्नमलं पुरेकडं,
आराहए लोगमिणं तहा परं ॥ ५७ ॥ त्ति बेमि ।

પદાર્થાન્વય - **परिक्खभासी** [ પરીક્ષાપૂર્વક વચન બોલનાર તથા ] **सुसमाहिइंदिए** ( સમસ્ત ઈન્દ્રિયોને વશમા રાખનાર ) **चउक्कसायावगए** [ ચારે કષાયોને વશમાં રાખનાર ]

अणिस्सिए [ પ્રતિબંધ રહિત ] स (તે સાધુ) पुरेकडं [ પૂર્વકૃત ] धुन्नमलं [ પાપમલને ] निध्दुणे ( નષ્ટ કરી ] इणं [ આ ] लोगं (લોકની) तहा [ તથા ] परं [પર લોકની] आराहए [ આરાધના કરે છે ]

ભાવાર્થ :— પરીક્ષાપૂર્વક બોલનાર, વશેન્દ્રિય, ચારે કષાયો પર જીત મેળવનાર, એવા અપ્રતિબંધ વિચરનાર સાધુ પૂર્વોપાર્જિત કર્મમલને દૂર કરી, આ લોક અને પરલોકની આરાધના કરે છે. ॥ ૫૭ ॥

આ પ્રમાણે સુધર્માસ્વામી પોતાના શિષ્ય જંબૂસ્વામીને કહેછે.

※ સુવાકચશુદ્ધિ અધ્યયન સમાપ્ત. ※



અધ્યયન આઠમું

# अह आयारप्पणिहि णामं अट्ठमज्झयणं

## આચારપ્રણિધિ.

आयारप्पणिहिं लद्धुं, जहा कायव्व भिक्खुणा ।
तं मे उदाहरिस्सामि, आणुपुव्विं सुणेह मे ॥ १ ॥

પદાર્થાન્વય – आयारप्पणिहिं ( આચાર રૂપ ઉત્કૃષ્ટ નિધિને ) लद्धुं ( પામીને ) भिक्खुणा [ સાધુને ] जहा ( જે પ્રમાણે ) कायव्व [ કરવા યોગ્ય ક્રિયા છે ] त [ તે ] मे [ તમાને ] उदाहरिस्सामि [ હું કહીશ ] आणुपुव्विं [ અનુક્રમે ] मे ( મારાવડે ) सुणेह [ સાંભળો ]

ભાવાર્થ — પ્રારંભમા સાવધાન કરવાને માટે સૂત્રકાર મહારાજ કહે છે કે, હે શિષ્યો ! જે ભિક્ષુએ આચાર રૂપ નિધિને પ્રાપ્ત કરી લીધેલ છે ( હસ્તગત કરેલ છે ), તેઓએ પોતાના ક્રિયા-કલાપમાં કેવી રીતે વર્તન કરવુ જોઇએ, તે તમારી સમક્ષ હું ક્રમશ કહીશ તે તમે મને સાંભળો ॥ ૧ ॥

पुढविदगअगणिमारुअ – तणरुक्खस्स बीयगा ।
तसा अ पाणा जीवत्ति, इइ उत्तं महेसिणा ॥ २ ॥

પદાર્થાન્વય :– **पुढवि** ( પૃથ્વીકાય ) **दग** ( અપ્કાય ) **अगणि** ( અગ્નિકાય ) **मारुअ** [ વાયુકાય ] તથા **तणरुक्खस्स बीयगा** ( તૃણ, વૃક્ષ, અને બીજ રૂપ વનસ્પતિકાય ) **अ** [ તથા ] **तसा पाणा** ( ત્રસ પ્રાણી એ સર્વે ) **जीवत्ति** ( જીવ છે ) **इइ** [ એ પ્રમાણે ] **महेसिणा** ( મહર્ષિઓએ ) **वुत्तं** [ કહ્યું છે ]

ભાવાર્થ :— આ ગાથામાં ષટ્કાયના જીવોના અસ્તિત્વનું વિધાન કરેલ છે. જેમ :— પૃથ્વીકાય, અપ્કાય, તેજ.કાય, વાયુકાય, તથા વનસ્પતિકાય એ પાચ સ્થાવરકાય છે અને બેઇન્દ્રિય આદિ સર્વ ત્રસકાય છે તેથી ત્રસ અને સ્થાવર સર્વે જીવ છે એમ મહર્ષિ ( સર્વજ્ઞ પ્રભુ ) એ કહ્યુ છે. અર્થાત્ સમસ્ત સસારી જીવો ષટ્કાયમાજ સમાવિષ્ટ થઈ જાય છે ॥ ૨ ॥

तेसिं अच्छणजोएण, निच्चं होयव्वयं सिआ ।
मणसा कायवक्केण, एवं हवइ संजए ॥ ३ ॥

પદાર્થાન્વય :– મહાવ્રત ધારી મુનિ ને **मणसा** [ મનથી ] **वक्केण** ( વચનથી ) **काय** ( કાયાથી ) **तेसिं** [ પૂર્વોક્ત છકાય જીવોની સાથે ] **निच्चं** ( નિત્ય ) **अच्छणजोएण** [ અહિંસક વૃત્તિથી જ ] **होयव्वयं सिया** ( વર્તન કરવુ જોઇએ ) કારણકે **एवं** [ આ રીતે વર્તનથી ] **संजए** ( યતનાવાન્ સાધુ ) **हवइ** [ થવાય છે ]

ભાવાર્થ — તે જીવો પ્રત્યે નિત્ય અહિંસક વૃત્તિથી રહેવુ જોઇએ જે મન, વાણી, કાયાથી અહિંસક રહે છે તે સાધક તે પ્રમાણે કરવાથી આદર્શ સયમી બને છે. ॥ ૩ ॥

पुढविं भित्तिं सिलं लेलुं, नेव भिंदे न संलिहे ।
तिविहेण करणजोएण, संजए सुसमाहिए ॥ ४ ॥

પદાર્થાન્વય .– **सुसमाहिए** ( શુદ્ધભાવ વાળા ) **संजए** [ સાધુ ] **तिविहेण करणजोएण** [ ત્રણ કરણ અને ત્રણ યોગ થી ] **पुढवि** ( શુદ્ધ પૃથ્વીને ) **भित्तिं** ( ભીતને ) **सिलं** [ શિલાને ] **लेलुं** ( પત્થર આદિના ટુકડાને-ઢેફાને ] **नेव भिंदे** ( ભેદન કરે નહિ ) અને **न संलिहे** [ ખોતરે નહિ ઘસે નહ. ]

ભાવાર્થ .— પૂર્વ ગાથામાં સામાન્ય પ્રકારથી અહિંસક ભાવ દેખાડેલ છે પરન્તુ આ ગાથામા વિસ્તારપૂર્વક અહિંસક ભાવ દર્શાવ્યો છે. જેમકે :– જે સાધુ, શુદ્ધભાવોથી યુક્ત છે અને સદાકાળ સમાધિ માર્ગમા ઉદ્યત રહે છે તેને ઉચિત એજ છે કે તે ખાણ આદિની શુદ્ધ માટી, નદી તટની માટી, પત્થરનીશિલા, તથા સચિત્ત પત્થર ઢેફા નો ટુકડો વગેરે સચિત્ત પૃથ્વીનું ભેદન કરે નહિ તેના ઉપર રેખા આદિ કાઢે નહિ, પરસ્પર ઘર્ષણ વગેરે પણ કરે નહિ. તે પણ ત્રણ કરણ અને ત્રણેય યોગથી, કરે નહિ કરાવે નહિ તથા અનુમોદે પણ નહિ. ॥ ૪ ॥

सुद्धपुढवीं न निसीए, ससरक्खंमि अ आसणे ।
पमज्जित्तु निसीइज्जा, जाइत्ता जस्स उग्गहं ॥ ५ ॥

પદાર્થાન્વય :- सुद्धपुढवीं ( શુદ્ધ પૃથ્વીપર ) ससरक्खंमि (સચિત્ત રજથી ભરેલા ) आसणे [ આસન ઉપર ] न निसीए ( બેસે નહિ ) અચિત્ત ભૂમિ જો હોય તો जस्स ( જે ભૂમિ જેની હોય તેની ) उग्गहं [ અવગ્રહ-આજ્ઞા ] जाइत्ता [ યાચીને ] अ ( તથા ) पमज्जित्तु ( પ્રમાર્જન કરીને) निसीइज्जा [ બેસે ]

ભાવાર્થ — તેમજ સજીવ પૃથ્વીપર કે સજીવ ધૂળથી ખરડાએલા આસન ઉપર બેસે પણ નહિ. પરન્તુ આવશ્યકતા હોય તો જેની માલિકીની અચિત્ત વસ્તુ હોય તેની આજ્ઞા થાય ત્યારબાદ રજોહરણથી પ્રમાર્જન કરીને તેના ઉપર બેસે. ॥ ५ ॥

सीओदग न सेविज्जा, सिलाउट्ठं हिमाणि अ ।
उसिणोदगं तत्तफासुअं, पडिगाहिज्ज संजए ॥ ६ ॥

પદાર્થાન્વય .- संजए [ સાધુ ] सीओदगं ( શીતોદકનું ) सिलाउट्ठं [ વરસેલા કરા ] अ [ અને ] हिमाणि ( હિમ-બરફનુ પણ ) न सेविज्जा [ સેવન કરે નહિ પરંતુ ] तत्तफासुअं ( તપ્ત પ્રાસુક ) उसिणोदग ( ઉષ્ણ જલનેજ આવશ્યકતા હોય તો ) पडिगाहिज्ज [ ગ્રહણ કરે. ]

ભાવાર્થ — પૃથ્વીકાય પશ્ચાત્ સૂત્રકાર અપ્કાયની યતના વિષે ફરમાવતા કહે છે કે, નિરન્તર યત્નાશીલ ભિક્ષુ પૃથ્વીથી ઉત્પન્ન થયેલા સચિત્ત પાણી તથા આકાશમાંથી વરસતાં કરાનુ પાણી તથા બરફ આદિ યાવત્-માત્ર સચિત્ત જલ કદાપિ ગ્રહણ ન કરે પરન્તુ અગ્નિથી પૂર્ણ તપાવેલુ તથા ધોવણનુ નિર્જીવ થયેલુ પ્રાસુક પાણીજ ગ્રહણ કરે અને વાપરે ॥ ૬ ॥

उदउल्लं अप्पणो काय नेव पुंछे न संलिहे ।
समुप्पेह तहाभूअं, नो ण सघट्टए मुणी ॥ ७ ॥

પદાર્થાન્વય - मुणी [ સાધુ ] उदउल्ल ( સચિત્ત જલથી ભિંજાયેલી ) अप्पणो कायं ( પોતાની કાયાને ) नेव पुंछे [ લુંછે નહિ ] न संलिहे ( મસળે નહિ ) तहाभूअं ( તેવા ભીંજાયેલા દેહને ) समुप्पेह [ જોઈ ને ] न संघट्टए [ સ્તોક માત્ર પણ ઘર્ષણ કરે નહિ ]

ભાવાર્થ .— આ ગાથામાં પણ જલકાય વિષયક વર્ણન કરેલ છે. જેમકે કોઈ સમયે વિહારાદિ કરતા માર્ગમા આવેલ નદી ઉતરવાથી અથવા વર્ષા આદિ વરસવાથી શરીર ભીંજાઇ જાય તો તે આર્દ્ર શરીરને વસ્ત્રથી ન લૂછે કે હાથથી ન મસળે આટલુ માત્ર નહિ પરન્તુ તેવી જાતના

ભીંજાયેલા શરીર ને જોઇને અણુમાત્ર પણ સ્પર્શ કરે નહિ. કારણ કે સ્પર્શાદિ દ્વારા અપ્કાયની વિરાધના થાય છે માટે જ્યાં સુધી શરીર સ્વયં સૂકાઈ ન જાય ત્યાસુધી અન્ય ક્રિયા કદાપિ ન કરે. ॥૭॥

इंगालं अगणिं अच्चिं, अलायं वा सजोइअं ।
न उंजिज्जा न घट्टिज्जा, नो णं निव्वावए मुणी ॥ ८ ॥

પદાર્થાન્વય - मुणी (મુનિ) इंगालं (અંગારાની અગ્નિને) अगणिं (લોહ પિંડ ગત અગ્નિને) अच्चिं (ત્રુટિત જવાળાની અગ્નિને) वा (અથવા) सजोइअं [અગ્નિ સહિત] अलायं (કાષ્ઠ આદિને] न उंजिज्जा [સળગાવે નહિ] न घट्टिज्जा [પરસ્પર સંઘર્ષણ કરે નહિ તેમજ] णं [તે અગ્નિને नो निव्वावए (બુઝાવે નહિ)

ભાવાર્થ — બુદ્ધિમાન્ સાધુને યોગ્ય છે કે તે અગ્નિકાયના જીવોની રક્ષા કરતાં નીચે પ્રમાણેની ચેષ્ટાઓ કદાપિ ન કરે યથા - અંગાર-જ્વાલા રહિત અગ્નિ, લોહપિંડની અંદર વ્યાપ્ત થયેલી અગ્નિ, તુટતી અગ્નિની જ્વાળા, ઉંબાડાની અગ્નિ- ઇત્યાદિ અગ્નિને પ્રજ્વલિત ન કરે. તેમજ પરસ્પર ઘર્ષણ ન કરે તથા જલ આદિથી ન ઠારે કારણ કે અગ્નિ સંબંધી આ સર્વ ક્રિયાઓ સારંભિક હોવાથી મુનિ માટે સર્વથા ત્યાજ્ય છે. ॥ ૮ ॥

तालिअंटेण पत्तेण, साहाए विहुणेण वा ।
न वीइज्ज अप्पणो कायं, बाहिरं वावि पुग्गलं ॥ ९ ॥

પદાર્થાન્વય - अप (પોતાના) कायं (શરીરને) वा [અથવા] बाहिर (બહારના) पुग्गलं वि (ઉષ્ણ દુધ આદિ પદાર્થોને) तालिअंटेण [તાલવૃક્ષના પંખાથી] पत्तण [પાદડા થી] साहाए (વૃક્ષની શાખાથી] वा (અથવા] विहुणेण [સામાન્ય પંખાથી] न वीइज्ज [વીંઝે નહિ]

ભાવાર્થ — તેજ કાયની પશ્ચાત્ હવે સૂત્રકાર વાયુકાયની રક્ષાના વિષયમા કહે છે બુદ્ધિમાન્ સાધુ ગરમીના કારણે પોતાના શરીર માટે તથા ઉષ્ણાદિ પદાર્થોને ઠંડા કરવા માટે તાલવૃક્ષના પંખાથી, કમલના પત્તાથી, વૃક્ષની શાખાઓથી તથા મોરપીંછના પંખાથી, પં. પંખાથી પવન ન કરે કારણ એ છે કે, પંખાની હવા અન્ય વાયુની વિરાધના નું કારણ બની જાય છે માટે સાધુએ પંખાથી કદિ હવા કરવી ન જોઇએ વાયુકાયની યતના કંઈ હવા કરવાસુધીજ નથી પરન્તુ સાધુ જીવનના પ્રત્યેક કાર્યોમા ઉઠવુ, બેસવુ, વસ્ત્ર ખંખેરવું વગેરે સર્વ ક્રિયાઓમા યતના કરવી જોઇએ ॥ ૯ ॥

तणरुक्खं न छिंदिज्जा, फलं मूलं च कस्सइ ।
आमगं विविहं बीअं, मणसावि ण पत्थए ॥ १० ॥

પદાર્થાન્વય .– **तणरुक्खं** ( યત્નાવાન્ સાધુ તૃણ અને વૃક્ષોનું ] **न छिंदिज्जा** [ છેદન કરે નહિ ] **कस्सइ** [ કોઈ વૃક્ષના ] **फलं** [ ફલનું ] **च** ( અને ) **मूलं** ( મૂળનું પણ છેદન ન કરે ) **विविह** [ વિવિધ પ્રકારના ] **आमगं** ( સચિત્ત ) **बीअं** ( બીજોને ) **मणसावि** ( મનથી પણ ) **न पत्थए** [ ભોગવવાની ઈચ્છા ન કરે ]

ભાવાર્થ ·— વાયુકાય પશ્ચાત્ વનસ્પતિકાયના વિષયમાં કહે છે કે યાવન્માત્ર તૃણ, વૃક્ષ તથા વૃક્ષોના ફલ યા મૂલ છે તેનું સાધુ કદાપિ છેદન કરે નહિ. તથા જેટલા સચિત્ત બીજ છે તેને ભોગવવાની મનથી પણ ઈચ્છા ન કરે. કારણ એ છે કે, આ વનસ્પતિના જીવોની વિરાધનાથી સ્વીકૃત સંયમ દૂષિત થઇ જાય છે ॥ ૧૦ ॥

गहणेसु न चिट्ठिज्जा, बीएसु हरिएसु वा ।
उदगंमि तहा निच्चं, उत्तिगपणगेसु वा ॥ ११ ॥

પદાર્થાન્વય – **गहणेसु** ( વૃક્ષોની કુંજોના વિષયમા ) **बीएसु** ( શાલી આદિ બીજો ઉપર ) **वा** ( અથવા ) **हरिएसु** [ લીલી વનસ્પતિ આદિ ઉપર ] **तहा** ( તેમજ ) **उदगंमि** [ ઉદક નામની વનસ્પતિ ઉપર ] **वा** [ અથવા ] **उत्तिगपणगेसु** [ ઉત્તિંગ તથા પનક નામની વનસ્પતિ ઉપર સંયમી ] **निच्चं** ( સદૈવ–કદીપણ ) **न चिट्ठिज्जा** ( ઊભો ન રહે )

ભાવાર્થ – વનસ્પતિકાયની રક્ષાને માટે સાધુઓ નીચે આપેલા સ્થાનોપર કદીપણ ઊભા ન રહે જેમ કે·– વૃક્ષોના સમૂહમા, કારણ કે ત્યા સંઘટો થઇ જવાનો સંભવ છે એવીજ રીતે જે સ્થાન ઉપર શાલી આદિ બીજ, દૂર્વા આદિ હરિતકાય, કોઈ કોઈ ઉદકનામની વનસ્પતિ કહે છે તેના ઉપર, ઉત્તિંગ ( સર્પછત્રાદિ ) રૂપ વનસ્પતિ વિશેષ અને પનક વનસ્પતિ વિશેષ–લીલ ફૂલ ઈત્યાદિ વનસ્પતિ હોય તેના ઉપર સાધુ ઊભા રહે નહિ તેમજ ઉઠે બેસે સૂવે નહિ. ॥ ૧૧ ॥

तसे पाणे न हिंसिज्जा, वाया अदुव कम्मुणा ।
उवरओ सव्वभूएसु, पासेज्ज विविहं जगं ॥ १२ ॥

પદાર્થાન્વય – **सव्वभूएसु** ( સર્વ પ્રાણીઓના વિષયમા ) **उवरओ** ( દંડનો પરિત્યાગ કરનાર સાધુ ) **वाया** [ વચનથી ] **अदुव** ( અથવા ) **कम्मुणा** ( કર્મથી ) **तसे** ( ત્રસ ) **पाणे** [ પ્રાણિઓની ] **न हिंसिज्जा** [ હિંસા ન કરે–પરંતુ ] **विविहं** [ વિચિત્ર સ્વરૂપ વાળા ] **जगं** ( જગતને ) **पासेज्ज** [ દેખે–જાણે ]

ભાવાર્થ — આ ગાથામા ત્રસકાયના જીવોની રક્ષાનો ઉપદેશ આપેલ છે અને કહ્યુ છે કે – સર્વ પ્રાણીઓની હિંસાથી વિરામ પામેલો સાધુ મન, વાણી કે કર્મથી ત્રસ – હલતા

ચાલતા જીવે.ની પણ હિંસા ન કરે પરન્તુ આ વિશ્વમા નાના મોટા જીવોના જીવનની કેવી વિચિ-ત્રતા – ભિન્નતા છે તેને વિવેક પૂર્વક જોઇને સયમમય વર્તન રાખે ॥ ૧૨ ॥

अट्ठ सुहुमाइं पेहाए, जाइ जाणित्तु संजए ।
दयाहिगारी भूएसु, आस चिट्ठ सएहि वा ॥ १३ ॥

પદાર્થાન્વય - संजए ( યત્નાવાન્ સાધુ ) जाइं ( જેને ) जाणित्तु [ જાણીને ] भूएसु ( જીવો ઉપર ) दयाहिगारी [ દયાના અધિકારી થાય છે ] अट्ठ ( તે આઠ ) सुहुमाइं [ સૂક્ષ્મ જીવોને ] पेहाए ( સારી રીતે દેખીનેજ ) आस [ બેસે ] चिट्ठ [ ઊભા રહે ] वा ( અથવા ) सएहि ( શયન કરે )

ભાવાર્થ — હવે બિલકુલ સૂક્ષ્મ જીવોની દયા માટે આ ગાથામા કહે છે કે ·–– પ્રત્યેક જીવો પ્રત્યે દયા ધરાવનાર સયમી ભિક્ષુ આગળ કહેવાતા આઠ પ્રકારના સૂક્ષ્મ જીવોને વિવેક પૂર્વક સમજીને તથા તેને જોઇને પછીજ બેસે, ઊભો રહે અથવા સૂએ. જેથી તેમની હિંસાથી બચી શકે ॥ ૧૩ ॥

कयराइ अट्ठ सुहुमाइ, जाइं पुच्छिज्ज संजए ।
इमाइं ताइं मेहावी, आइक्खिज्ज विअक्खणो ॥ १४ ॥

પદાર્થાન્વય — जाइं ( જે સૂક્ષ્મ જીવો છે તેને માટે ) संजए ( સાધુ ) पुच्छिज्ज [પૂછે કે] अट्ठ सुहुमाइं [ આઠ પ્રકારના સૂક્ષ્મ જીવો તે ] कयराइं ( કોણ છે ? ) मेहावी ( શિષ્યના આ પ્રશ્નનો જવાબ આપતા બુદ્ધિશાલી અને ) विअक्खणो [ વિચક્ષણ ગુરુ ] आइक्खिज्ज ( કહે કે ] ताइं [ તે આઠ પ્રકારના સૂક્ષ્મ જીવો ] इमाइं [ આ છે ]

ભાવાર્થ — તે આઠ પ્રકારના કયા સૂક્ષ્મ જીવો છે ? એમ જ્યારે સયમી સાધુઓ પ્રશ્ન કરે ત્યારે વિચક્ષણ અને મેધાવી ગુરુ આ પ્રમાણે ઉત્તર આપે ॥ ૧૪ ॥

सिणेहं पुप्फसुहुमं च, पाणुत्तिग तहेव य ।
पणगं बीअहरिअं च, अंडसुहुमं च अट्ठमं ॥ १५ ॥

પદાર્થાન્વય - सिणेहं ( સ્નેહસૂક્ષ્મ ) पुप्फसुहुमं ( પુષ્પ સૂક્ષ્મ ) च ( અને ) पाण ( પ્રાણી-સૂક્ષ્મ ) उत्तिंग ( સૂક્ષ્મ કીડીયારા ) य [ અને ] तहेव [ તેમજ ] पणगं [ પનક સૂક્ષ્મ ] बीअ ( બીજ સૂક્ષ્મ ) हरिअं [ હરિત સૂક્ષ્મ ) च [ તથા ] अट्ठमं ( આઠમુ ) अंडसुहुमं ( અંડસૂક્ષ્મ )

ભાવાર્થ :— આ ગાથામાં ત્રસ અને સ્થાવર બન્ને રાશીઓમાથી જે સૂક્ષ્મ શરીરવાળા જીવ છે તેનું વર્ણન કરેલ છે, જેથી દયાધિકારી સાધુને તે જીવોની રક્ષા કરવાનો માર્ગ સુગમ થઈ જાય યથા :— પ્રથમ સ્નેહ સૂક્ષ્મ – ઓસ, ધુંવર, હિમ, કરા ઇત્યાદિ સૂક્ષ્મ જલને સ્નેહ સૂક્ષ્મ કહેવાય છે બીજો પુષ્પસૂક્ષ્મ – વડ અને ઉંબર આદિના સૂક્ષ્મ પુષ્પ, જે તદ્દવર્ણ રૂપ હોવાથી તથા અત્યંત સૂક્ષ્મ હોવાથી સમ્યક્તયા સહસા દષ્ટિગોચર થતા નથી. ત્રીજો પ્રાણી સૂક્ષ્મ .– કુંથુવા આદિ જીવ, આ અનુદ્ધરી કહેવાય છે કારણ કે એટલા નાના હોય છે કે ચાલતા હોય તોજ જીવ તરીકે ઓળખાય, પણ ન ચાલે તો તેને ઓળખવો મુશ્કેલ થઈ પડે. ચોથો ઉત્તિંગ સૂક્ષ્મ :— કીડીનગરૂં ( કીડીઆરૂં ) તેમા કીડીઓ ઉપરાત અનેક પ્રકારના જીવો હોય છે. પાચમો પનક સૂક્ષ્મ – તે પ્રાય વર્ષા ઋતુમા કાષ્ઠ તથા જમીન ઉપર પાંચ વર્ણની લીલ જામે છે. છઠ્ઠો બીજ સૂક્ષ્મ — ડાગર વગેરે બીજના મુખ ઊપર જે કર્ણિકા બાઝે છે તેને તુષમુખ પણ કહેવાય છે. સાતમો હરિત સૂક્ષ્મઃ– લીલા અકૂરાઓ. આઠમો અ ડ સૂક્ષ્મ – કીડી, માખી, ગરોળી, બ્રાહ્મણી, કૃકલાસ વગેરે ના ઇંડા નાના હોય તે કહેવાય છે આ આઠ પ્રકારના સૂક્ષ્મ જીવો હોય છે ॥ ૧૫ ॥

एवमेआणि जाणित्ता, सव्वभावेण संजए ।
अप्पमत्तो जए निच्चं, सव्विंदिअसमाहिए ॥ १६ ॥

પદાર્થાન્વય — सव्विंदिअसमाहिए ( સમસ્ત ઇન્દ્રિયોના વિષયમા રાગ દ્વેષ ન કરનારા ) अप्पमत्तो [ અપ્રમત્ત ] संजए ( સાધુ ) एवं [ આ પ્રમાણે ) एआणि ( પૂર્વોક્ત આઠ પ્રકારના સૂક્ષ્મો ને ) जाणित्ता [ જાણીને ] सव्वभावेण ( સર્વ ભાવથી ) निच्चं ( હમેશા તેની ) जए ( યત્ના કરે )

ભાવાર્થ – સર્વે ઇન્દ્રિયોને નિયમમા રાખનાર સયમી સત ઉપરના આઠેય સૂક્ષ્મ પ્રાણીઓને જાણીને તે ન હણાય જાય તેમ સર્વ પ્રકારે ઉપયોગ પૂર્વક વર્તે. ॥ ૧૬ ॥

धुवं च पडिलेहिज्जा, जोगसा पायकंबलं ।
सिज्जमुच्चारभूमिं च, संथारं अदुवासणं ॥ १७ ॥

પદાર્થાન્વય — धुवं [ સાધુ નિત્યે ] जोगसा ( શક્તિપૂર્વક ) पायकंबलं [ પાત્ર અને વસ્ત્રની તથા ] सिज्ज શય્યાની ) च ( તથા ) उच्चारभूमिं [ ઉચ્ચાર ભૂમિની ] संथारं च [ સસ્તારકની ] अदुव [ અથવા ] आसणं [ આસનની ] पडिलेहिज्जा [ પ્રતિલેખના કરે ]

ભાવાર્થ — આ ગાથામા અપ્રમત્ત ભાવનુ દિગ્દર્શન કરાવ્યુ છે યથા – જે ભડોપકરણનુ પ્રતિલેખન કાળ સૂત્રોમા પ્રતિપાદન કરેલ છે તે પ્રમાણે યથાશકિત પ્રતિલેખના કરે એટલે પ્રતિલેખનાનો અર્થ ચક્ષુથી કોઇ જંતુ છે કે કેમ, તે જોઈ લેવુ અને જીવજંતુઓ હોય તો તેને એક

બાજુ ઈજા ન પહોચે તેવી રીતે મુકવા સંયમી ભિક્ષુ નિત્ય ઉપયોગપૂર્વક સ્વસ્થ ચિત્ત રાખી એકાગ્રતા પૂર્વક પાત્ર, કંબલ, શય્યાસ્થાન, ઉચ્ચાર ભૂમિ, પથારી અથવા આસન આદિનું પ્રતિલેખન કરે. ॥ ૧૭ ॥

उच्चारं पासवणं, खेलं सिंघाण जल्लिअं ।
फासुअं पडिलेहित्ता, परिट्ठाविज्ज संजए ॥ १८ ॥

પદાર્થાન્વય — **संजए** [ સાધુ ] **फासुअं** [ પ્રથમ પ્રાસુક સ્થંડિલ ભૂમિની ] **पडिलेहित्ता** [ પ્રતિલેખના કરીને ] **उच्चार** [ પુરીષ ] **पासवणं** [ મૂત્ર ] **खेलं** [ કફ ] **सिंघाणं** [ નાકનો મળ ] **जल्लिअं** [ પ્રસ્વેદ આદિ અશુચિ પદાર્થને ] **परिट्ठाविज्ज** [ પરઠે ]

ભાવાર્થ — આ ગાથામા અપવિત્ર પદાર્થો ને કેવી રીતે ત્યાગ કરવો તેની વિધિ દેખાડેલ છે જે ભૂમિમા મલાદિ પદાર્થોનું વિસર્જન કરાય ને ભુમિ નિર્દોષ જીવજંતુ રહિત હોવી જોઇએ આવી નિર્દોષ જગ્યા જોયા પછી સાધુ મલ, મૂત્ર, મુખનો મળ, કફ, નાકનો મળ, તથા અન્ય શરીરનો મળ વગેરે અશુચિ પદાર્થો ને યતનાપૂર્વક ત્યાગે સૂત્રકારના કથનનો ભાવ એજ છે કે અપવિત્ર પદાર્થો એવી રીતે એકાન્ત પ્રાસુક સ્થાનમા ત્યાગવા જોઇએ કે જેનાથી સ્થાનસ્થ પૂર્વોકત સ્નેહ સૂક્ષ્મ આદિ જીવોનો વિનાશ ન થાય બીજુ કે ફેકેલા પદાર્થોમા જીવોત્પત્તિ સંભવિત ન હોય ત્રીજુ અન્ય દર્શક લોકોના હૃદયમા ઘૃણા ન થાય ચોથુ કે ફેકેલા પદાર્થો રોગોત્પત્તિનુ કારણ ન થાય ॥ ૧૮ ॥

पविसित्तु परागारं, पाणट्ठा भोअणस्स वा ।
जयं चिट्ठे मिअं भासे, न य रूवेसु मणं करे ॥ १९ ॥

પદાર્થાન્વય — **पाणट्ठा** [ પાણીને માટે ] **वा** [ અથવા ] **भोअणस्स** [ ભોજનને માટે ] **परागारं** [ ગૃહસ્થના ઘરમા ] **पविसित्तु** [ પ્રવેશ કરીને ] **जयं** [ યત્નાથી ] **चिट्ठे** [ ઊભો રહે ] **मिअं** [ પરિમિત ] **भासे** [ બોલે ] **य** [ તથા ] **रूवे** [ સુન્દર–મનોહર રૂપોમા ] **मण** [ મન ] **न करे** [ ચલાયમાન ન કરે ]

ભાવાર્થ – જ્યારે સયમી, આહારાદિ માટે ગૃહસ્થના ઘેર જાય ત્યારે ત્યા યત્નાપૂર્વક ઊભુ રહેવુ જોઇએ, તથા પ્રમાણપૂર્વક અને આવશ્યકતાનુસાર બોલવુ જોઇએ, તેમજ — ઘરમા રહેલા સ્ત્રી વર્ગ પરિવાર વગેરેના સૌંદર્ય ઉપર મન મુગ્ધ કરવુ ન જોઇએ અર્થાત્ સયમમાથી મન ને વિચલિત કરીને વિષયાદિ મા વિકૃત બનાવાય નહિ તેવી કાળજી રાખવી ઘટે ॥ ૧૯ ॥

बहु सुणेहि कन्नेहिं, बहु अच्छीहि पिच्छइ ।
न य दिट्ठं सुयं सव्वं, भिक्खू अक्खाउमरिहइ ॥ २० ॥

પદાર્થાન્વય :— भिक्खू [ ભિક્ષુ ] कन्नेहिं ( કાનોથી ) वहुं ( ઘણું સારૂં નરસુ ) सुणेहि [ સાંભળે છે તેવીજ રીતે ] अच्छीहिं [ આંખોથી ] वहुं [ ઘણું સારું નરસું રૂપ ] पिच्छई [ જુએ છે ] दिट्ठं [ પરંતુ દેખેલું રૂપ ] य [ તથા ] सुयं [ સાંભળેલા શબ્દો ] सव्वं [ સર્વ પ્રકારે अक्खाउं [ પ્રકટ કરવાને માટે ] न अरिहइ [ યોગ્ય નથી ]

ભાવાર્થ – ગૃહસ્થને ઘેર ભિક્ષાર્થેજતા ભિક્ષુ ઘણું પોતાના કાનેથી સારુ નરસુ સાંભળે છે તથા આખોથી સારું નરસુ રૂપ જુએ છે પરન્તુ બધું જોયેલું કે સાભળેલું બીજાને કહેવું તે તેને માટે યોગ્ય નથી ॥ ૨૦ ॥

सुअं वा जइ वा दिट्ठं, न लविज्जोवघाइअं ।
न य केण उवाएण, गिहिजोगं समायरे ॥ २१ ॥

પદાર્થાન્વય — उवघाइअं [ ઉપઘાતથી ઉત્પન્ન થયેલ અથવા ઉપઘાતને ઉત્પન્ન કરનાર ] सुअं वा [ સાભળેલ ] जइ वा [ અથવા ] दिट्ठ [ દેખેલ હોય તો ] न लविज्ज સાધુ કોઈને કહે નહિ ] य [ અને ] केण उवाएण [ કોઈ ઉપાયથી પણ ] गिहिजोग [ ગૃહસ્થની સાથે સબધ કે વ્યાપારનુ । न समायरे [ આચરણ પણ ન કરે ]

ભાવાર્થ — સારુ નરસુ જે સાભળેલુ કે જોયેલું કહેવાથી બીજાને આઘાત ઉત્પન્ન થાય તેવુ મ થની પુરુષ કદી ન બોલે તેમજ ગૃહસ્થ ને યોગ્ય વ્યવહાર સાધુ આચરે પણ નહિ ॥ ૨૧ ॥

निट्ठाणं रसनिज्जूढं, भद्दगं पावग ति वा ।
पुट्ठो वावि अपुट्ठो वा, लाभालाभं न निद्दिसे ॥ २२ ॥

પદાર્થાન્વય — पुट्ठो [ પૂછવાપર ] वावि [ અથવા ] अपुट्ठो [ નહિ પૂછવાપર ] निट्ठाण ( સર્વ ગુણોથી યુક્ત આહારને ) भद्दगं આ ભદ્ર છે ] वा ( અથવા ) रसनिज्जूढं ( રસરહિત આહારને ) पावगंति [ આ ખરાબ છે એમ તથા । लाभालाभं वा ' આજે સુદર આહાર નો લાભ થયો છે અથવા લાભ નથી થયો ] त्ति [ એમ ] न निद्दिसे [ કદાપિ નિર્દેશ કરે નહિ ]

ભાવાર્થ — કોઈના પૂછવાથી કે અણપૂછે કદી પણ ભિક્ષુ ભિક્ષાના સબધમા આ રસાળ છે કિંવા રસહીન છે, આ ગામ સારુ છે કિંવા ખરાબ છે અથવા આ દાતાએ આપ્યુ અને ફલાણાએ ન આપ્યુ વગેરે વગેર કશુ પણ ન બોલે ॥ ૨૨ ॥

न य भोअणंमि गिद्धो, चरे उंछ अयंपिरो ।
अफासुअं न भुंजेज्जा कीअमुद्देसि आहडं ॥ २३ ॥

પદાર્થાન્વય – **भोअणंमि** [ સરસ ભોજનમાં ] **गिद्धो** [ ગૃદ્ધ લાલાયિત થઈને કોઈ ધન-સંપન્ન ગૃહસ્થના ઘરમાં ] **न चरे** [ ન જાય ] **अयंपिरो** ( પરંતુ વ્યર્થ બોલ્યા વિના ) **उंछं** ( સર્વે જ્ઞાત-અજ્ઞાત કુલોમાં સમાન ભાવથી ભિક્ષા માટે ) **चरे** [ જાય ] **य** [ તથા ] **अफासुअं** ( અપ્રાસુક આહાર ) **कीअं** [ સાધુ માટે ખરીદેલો આહાર ] **उद्देसिअं** ( સાધુના ઉદ્દેશથી તૈયાર કરેલ આહાર અને **आहडं** ( સન્મુખ લાવેલ આહારને પણ ) **न भुंजिज्जा** ( ન ભોગવે )

ભાવાર્થ — સંયમી ભોજનમાં આસક્ત ન થાય અને ગરીબ કે તવંગર બન્નેને ત્યાં સમાન ભાવથી ગોચરી જાય. દાતારના અવગુણો ન ગાય. મૌનપણે જે કંઈ મળે તેમાં સંતોષ માને. પરન્તુ પોતાના નિમિત્તે ખરીદી કરીને લાવેલ ભિક્ષાદિ હોય તો તેમજ ઉદ્દેશિક તથા સન્મુખ લાવેલ આહારાદિ હોય, તે અનેષણીય આહારાદિ લાવીને ભોગવે નહિ. ॥ ૨૩ ॥

संनिहिं च न कुव्विज्जा, अणुमायं पि संजए ।
मुहाजीवी असंबद्धे, हविज्ज जगनिस्सिए ॥ २४ ॥

પદાર્થાન્વય – **संजए** [ સાધુ ] **अणुमायंपि** ( અણુમાત્ર પણ ) **संनिहिं** ( સંનિધિ-સંચય ) **न कुव्विज्जा** ( ન કરે ) **मुहाजीवी** [ તે સદા સાવદ્ય વ્યાપારથી રહિત જીવન વ્યતીત કરનાર ] **असंबद्धे** ( ગૃહસ્થો સાથે અનુચિત સંબંધ ન રાખનારા ) **च** [ અને ] **जगनिस्सिए** ( સર્વ જીવોની રક્ષા કરનારા ] **हविज्ज** ( થાય )

ભાવાર્થ — સાધુએ અલ્પમાત્ર પણ અશનાદિ પદાર્થોનો રાત્રિમાં સંગ્રહ કરવો ન જોઈએ અને કોઈ પદાર્થ પર મમત્વ પણ રાખવું ન જોઈએ. તેમજ ગૃહસ્થોની સાથે સંબંધ કમલની સમાન સદા નિર્લેપભાવે રાખવો જોઈએ. તથા શત્રુ-મિત્ર, નિન્દક–સ્તોતા આદિ બધા ઉપર સમાન દૃષ્ટિ રાખીને સર્વ જીવોની રક્ષા કરવી જોઈએ. ॥ ૨૪ ॥

लूहवित्ती सुसंतुट्ठे, अप्पिच्छे सुहरे सिया ।
आसुरत्तं न गच्छिज्जा, सुच्चा ण जिणसासणं ॥ २५ ॥

પદાર્થાન્વય – **लूहवित्ती** [ રૂક્ષવૃત્તિ વાળા ] **सुसंतुट्ठे** [ સદા સંતુષ્ટ રહેનાર ] **अप्पिच्छे** [ અલ્પ ઈચ્છાવાન્ ] **सुहरे** ( સુખપૂર્વક નિર્વાહ કરનાર ) **सिया** ( હોય તથા ] **जिणसासण** [ ક્રોધવિપાક પ્રતિપાદક જિન પ્રવચનોને ] **सुच्चा** [ સાંભળીને ] **आसुरत्तं** ( ક્રોધીપણાને ) **न गच्छिज्जा** [ ન પ્રાપ્ત થાય ] **णं** ( પાદ પૂર્તિ માટે છે )

ભાવાર્થ — કઠિન વ્રતોનો પાલક, અલ્પ ઈચ્છુક અને સંતોષી જીવન ગાળનાર સાધુ જિનેશ્વરોના સૌમ્ય વિશ્વવલ્લભ શાસનને સાંભળીને કદીપણ આસુરત્વ-ક્રોધી થાય નહિ. કારણ કે આસુરી પ્રકૃતિને હણી દૈવી પ્રકૃતિઓને આરાધવી તે ધર્મશ્રવણનું ફળ છે. ॥ ૨૫ ॥

कण्णसुक्खेहिं सद्देहिं, पेमं नाभिनिवेसए ।
दारुणं कक्कसं फासं, काएण अहिआसए ॥ २६ ॥

પદાર્થાન્વય – कण्णसुखेहिं (શ્રોત્રેન્દ્રિયને સુખ ઉત્પન્ન કરનાર) सद्देहिं [શબ્દોમા] पेमं (રાગ ભાવ) नाभिनिवेसए [સ્થાપન ન કરે તથા] दारुणं [અનિષ્ટ અને] कक्कसं [કર્કશ] फासं (સ્પર્શને) काएण (કાયા વડે) अहिआसए (સહન કરે)

ભાવાર્થ — જે શબ્દ કર્ણેન્દ્રિય ને સુખરૂપ છે, તેઓને સાભળીને સાધુ રાગભાવ ન કરે, અને તેવીજ રીતે દારૂણ એવં કર્કશ સ્પર્શ થવાપર દ્વેષ ભાવ ન કરે અર્થાત્ કઠોર સ્પર્શોને સમભાવથી સહન કરે આ ગાથામાં પ્રથમ શ્રોત્રેન્દ્રિય અને પાચમી સ્પર્શેન્દ્રિય ના વિષયોમાં સમભાવ દેખાડવાથી એ સિદ્ધ કર્યું છે કે શેષ ત્રણેય ઇન્દ્રિયો ના વિષયોમાં પણ સમભાવ ધારણ કરવો જોઇએ સારાશ એજ છે કે પાચેય ઇન્દ્રિયોના અનુકૂલ વિષયોમા રાગ ન કરે અને પ્રતિકૂલ વિષયોમા દ્વેષ ન કરે, પરતુ મધ્યસ્થભાવપૂર્વક વિચરે ॥ ૨૬ ॥

खुहं पिवासं दुस्सिज्जं, सीउण्हं अरइं भयं ।
अहिआसे अव्वहिओ, देहदुक्खं महाफल ॥ २७ ॥

પદાર્થાન્વય — अव्वहिओ [અવ્યથિત–દીન ભાવથી રહિત સાધુ] खुहं (ભુખને) पिवासं [પિપાસાને] दुस्सिज्ज (દુ શય્યાને) सीउण्हं [ઠડી અને ગરમીને] अरइ [અરતિને તથા] भयं [ભયને] अहिआसे (સમભાવે સહન કરે કારણકે) देहदुक्खं (સમભાવથી સહન કરેલા શારીરિક દુ:ખ) महाफलं (મોક્ષરુપ મહાફળદાયક હોય છે)

ભાવાર્થ — આ ગાથામા પણ સમભાવનો ઉપદેશ આપેલ છે ભગવાન્ ઉપદેશ કરે છે કે અહો સાધુઓ ! જે સત અદીનભાવે ભુખ, તૃષા, ઠડી, ગરમી, દુ શય્યા વિષમ ભૂમિ, મોહનીય કર્મથી ઉત્પન્ન થયેલ અરતિ (ચિંતા) તથા સિંહ ઇત્યાદિ પશુઓ કિંવા માનવોથી ઉત્પન્ન થયેલો ભય, આ બધા કષ્ટોને પ્રસન્ન ચિત્તે સહી લે તો સાધુને મોક્ષ રૂપ મહાફલની પ્રાપ્તિ થાય છે આ શરીર અસાર છે એનો શુ મોહ કરુ ? એક દિવસ અવશ્ય છોડવાનુ જ છે તો પછી આ શરીરદ્વારા કઈક કમાણી કરી લઉં એવી ભાવનાદ્વારા કષ્ટોની સામે ધૈર્ય ધારણ કરવુ જોઇએ ॥ ૨૭ ॥

अत्थ गयंमि आइच्चे, पुरच्छा अ अणुग्गए ।
आहारमाइअं सव्वं, मणसा वि ण पत्थए ॥ २८ ॥

પદાર્થાન્વય – आइच्चे [સૂર્યના] अत्थंगयंमि [અસ્ત થઈ જવાપર] अ [ત્યાર પછી] पुरच्छा अणुग्गए (પ્રાત કાલે સૂર્યના ઉદય થયા પહેલા) सव्वं [સર્વ પ્રકારના] आहारमाइअं

[ આહારાદિ પદાર્થોની ] **मणसावि** [ મન થી પણ ] **न पत्थए** [ કામના ન કરે ]

ભાવાર્થ :— સૂર્યાસ્ત થયા બાદ જ્યાંસુધી સૂર્યોદય ન થાય ત્યાંસુધી રાત્રિમા આહારાદિ પદાર્થોને ભોગવવાની ઇચ્છા સાધઓ મનથી પણ ન કરે. ॥ ૨૮ ॥

अतिंतिणे अचवले, अप्पभासी मिआसणे ।
हविज्ज उयरे दंते, थोवं लद्धुं न खिंसए ॥ २९ ॥

પદાર્થાન્વય – **अतिंतिणे** ( આહાર પ્રાપ્તિ ન થાય તો તણતણાટ કરનાર ન હોય ) **अचवले** [ ચપલતા રહિત હોય ] **अप्पभासी** અલ્પ ભાષી ' **मिआसणे** ( પ્રમાણ પૂર્વક આહાર કરનાર હોય ) **उयरे दंते** તથા ઉદરનુ દમન કરનાર ) **हविज्ज** ( થાય ) **थोवं** [ અલ્પ આહારદિ પદાર્થો ) **लद्धुं** [ પ્રાપ્ત થવાપર ] **न खिंसए** ( ગૃહસ્થની અથવા પદાર્થની નિન્દા કરે નહિ )

ભાવાર્થ ·— સયમી ગુસ્સાથી શબ્દનો તણતણાટ ન કરે તેમજ અચપલ, ભોજનમા પરિમિત, અલ્પભાષી અને ભોજન કરવામા દાન્ત બને કદાચ દાતા અલ્પ આહાર આપે તો તે થોડુ મેળવીને તેની નિન્દા કરે નહિ ॥ ૨૯ ॥

न बाहिरं परिभवे, अत्ताणं न समुक्कसे ।
सुअलाभे न मज्जिज्जा, जच्चा तवस्सि बुद्धिए ॥ ३० ॥

પદાર્થાન્વય :– **बाहिरं** ( પોતાનાથી ભિન્ન જીવનો ) **न परिभवे** ( તિરસ્કાર કરે નહિ ) **अत्ताणं** [ પોતાના આત્માને ] **न समुक्कसे** [ બધાથી મોટો પણ ન માને–અભિમાની ન થાય ] **सुअलाभे** ( જ્ઞાન અથવા આહારાદિનો યથેચ્છ લાભ હોવાપર ) **जच्चा** [ જાતિથી ] **तवस्सि** [ તપથી] **बुद्धिए** (બુદ્ધિથી ) **न मज्जिज्जा** [ અહકાર ન કરે, મદ ન કરે ]

ભાવાર્થ — સાધુ કોઈ પણ વ્યક્તિનો તિરસ્કાર ન કરે અને પોતાની પ્રશંસા પણ કદી ન કરે તેમજ શાસ્ત્રજ્ઞાન અથવા અન્ય વસ્તુને મેળવીને, તપશ્ચર્યા કરીને, ઉચ્ચ જાતિનો, ઉત્તમ બુદ્ધિનો અભિમાન ન કરે ॥ ૩૦ ॥

से जाणमजाणं वा, कट्टु आहम्मिअं पयं ।
संवरे खिप्पमप्पाणं, बीअं तं न समायरे ॥ ३१ ॥

પદાર્થાન્વય :— **से** ( તે સાધુ ) **जाण** [ જાણતા ] **वा** [ કે ] **अजाणं** ( અજાણતા ) **आहम्मिअं** [ અધાર્મિક ] **पयं** [ કાર્યને ] **कट्टु** ( કરીને ) **खिप्पं** ( શીઘ્ર **अप्पाण** ( પોતાને)

**सवरे** [ પાપથી હટાવી લે ] **बीअं** ( બીજી વાર ) **तं** [ તે પાપકાર્યનું ] **न समायरे** ( આચરણ કરે નહિ. )

ભાવાર્થ :— જાણ્યે કે અજાણ્યે અધાર્મિક ક્રિયા – ધર્મિષ્ઠ સાધકને યોગ્ય ન હોય તેવું વર્તન થઈ જાય તો તે પાપને નહિ છૂપાવતા પ્રાયશ્ચિત્ત દ્વારા તત્કાળ પાપની વિશુદ્ધિ કરે અને પોતાના આત્માને કુમાર્ગથી હટાવી લે તથા બીજી વાર તેવા પાપકાર્યનું આચરણ કરે નહિ અર્થાત સાવધાન રહે. ॥ ૩૧ ॥

अणायारं परक्कम्म, नेव गूहे न निहूनवे ।
सुई सया वियडभावे, असंसत्ते जिइंदिए ॥ ३२ ॥

પદાર્થાન્વય :— **सुई** ( પવિત્ર મતિવાળા ) **सया** ( સદા ) **वियडभावे** [ પ્રકટ ભાવ ધારણ કરનારા ] **असंसत्ते** ( આસક્તિ ન રાખનારા ) **जिइंदिए** [ ઇન્દ્રિયોને જીતનારા ] **अणायारं** ( અનાચારનુ ) **परक्कम्म** [ સેવન કરીને ગુરૂ સમક્ષ આલોચના કરે, ત્યારે દોષોને ] **नेव गूहे** ( થોડું કહીને છુપાવે નહિં ) **न निह्नवे** ( અપલાપ પણ ન કરે–સર્વથા ગુપ્ત પણ ન જ રાખે )

ભાવાર્થ — આ ગાથામા આત્માની વિશુદ્ધિનુ વર્ણન કરેલ છે જે સાધુની બુદ્ધિ તીક્ષ્ણ છે, જેના હમેશા પવિત્ર ભાવ પ્રકટ રહે છે એટલુ જ નહિ પરતુ જે અપ્રતિબદ્ધ છે અને જિતેન્દ્રિય પણ છે એવા સયમી પુરુષોથી કોઈ કર્મયોગથી અનાચાર અર્થાત્ કુકૃત્યનુ સેવન થઈ જાય તો તેને છૂપવી ન રાખે પરતુ હિતૈષી ગુરુજનની સમક્ષ પ્રગટ કરી તેનું પ્રાયશ્ચિત્ત લે જેનાથી નિષ્પાપ થવાય એ પાપની આલોચના કરતા સમયે અલ્પ દોષ કહીને કોઈ અશ ગુપ્ત ન રાખે તથા સર્વથા પણ ગુપ્ત ન રાખે અર્થાત્ જે પ્રકારનો દોષ સેવ્યો હોય તે યથાર્થ રૂપમા સ્પષ્ટ કરી દે ॥ ૩૨ ॥

अमोहं वयण कुज्जा, आयरिअस्स महप्पणो ।
तं परिगिज्झ वायाए, कम्मुणा उववायए ॥ ३३ ॥

પદાર્થાન્વય – **महप्पणो** [ શ્રુતાદિ ગુણોથી શ્રેષ્ઠ મહાત્મા ] **आयरिअस्स** [ આચાર્યના ] **वयणं** ( વચનને ) **अमोहं** [ સફલી ભૂત ] **कुज्जा** ( કરે ) **तं** ( તે આચાર્યના વચનને ) **वायाए** [ તહત્તિ તથા તેમજ એવા વચનોથી ) **परिगिज्झ** [ ગ્રહણ કરીને ] **कम्मुणा** ( કર્મથી–કાયા દ્વારા કાર્યને ) **उववायए** ( સપાદન કરે–સફલ કરે )

ભાવાર્થ :— શ્રુતાદિ ગુણોથી યુક્ત આચાર્ય મહારાજ કોઈ કાર્ય કરવાની આજ્ઞા પ્રદાન કરે તો શિષ્યને યોગ્ય છે કે, તેઓની આજ્ઞાને પ્રથમ તો 'તથાસ્તુ' આદિ સ્વીકૃતિ સૂચક શબ્દોથી

નમ્રતા પૂર્વક સ્વીકાર કરે અને પછી કાયાદ્વારા તે કાર્યને શીઘ્રતાથી સુચારૂ રૂપમા આજ્ઞાનુસાર સપાદન કરે ॥ ૩૩ ॥

अधुवं जीविअं नच्चा, सिद्धिमग्गं विआणिआ ।
विणिअट्टिज्ज भोगेसु, आउं परिमिअप्पणो ॥ ३४ ॥

પદાર્થાન્વય — जीविअं [ જીવનને ] अधुव [ અસ્થિર ] नच्चा [ જાણીને તથા ] सिद्धि-मग्गं [ મોક્ષના માર્ગને ] विआणिआ ( જાણીને તેમજ ) अप्पणो ( પોતાનુ ) आउं ( આયુષ્ય ) परिमिअं [ પરિમિત–સ્વલ્પ જાણીને સાધુ ] भोगेसु ( ભોગોમાંથી ) विणिअट्टिज्ज [ નિવૃત્ત થાય. ]

ભાવાર્થ — આ ગાથામા શ્રી ભગવાન્ ઉપદેશ આપે છે કે- હે સાધુઓ ! આ તમારૂં જીવન અસ્થિર છે તે ક્યારે સમાપ્ત થઇ જાય તેનો ચોક્કસ સમય નથી માટે જીવન ક્ષણભંગુર છે, આયુષ્ય સ્વલ્પ છે એમ જાણીને રત્નત્રયરૂપ મોક્ષમાર્ગ નિત્ય છે તેની આરાધના માટે કામ-ભોગોથી નિવૃત્ત થવુ જોઇએ ॥ ૩૪ ॥

बलं थामं च पेहाए, सद्धामारुग्गमप्पणो ।
खेत्तं कालं च विन्नाय, तहप्पाणं निजुंजए ॥ ३५ ॥

પદાર્થાન્વય — अप्पणो [ પોતાની ] बलं [ ઇન્દ્રિયોની શક્તિનો ] थाम [ શારીરિક શક્તિનો ] सद्धां ( શ્રદ્ધાનો ) च ( તથા ) आरुग्गं ( આરોગ્યનો ) पेहाए [ વિચાર કરીને ] तह [ તેમજ ] खेत्तं ( ક્ષેત્રને ) कालं [ કાલને ] विन्नाय [ જાણીને ) अप्पाणं [ પોતાના આત્માને ) निजुंजए ( ધર્મ કાર્યમા નિયુક્ત કરે )

ભાવાર્થ — ધર્મકૃત્ય કરવામાટે છ બળ પ્રાપ્ત થયેલ છે જેમકે — માનસિકબળ, શારી-રિકબળ, આરોગ્ય – શરીરની સ્વસ્થતા, ધર્મ વિષયક પૂર્ણ નિષ્ઠા – શ્રદ્ધા, આર્યક્ષેત્રાદિ, નિર્વિઘ્ન સમય – કાળ ઇત્યાદિનો આ રીતે વિચાર કરીને સત્યના શોધક સાધકે, પોતાના આત્માને આળસ છોડીને ધર્મકાર્યમા નિયુક્ત કરવો જોઇએ ॥ ૩૫ ॥

जरा जाव न पीडेइ, वाही जाव न वड्ढइ ।
जाविंदिआ न हायंति, ताव धम्मं समायरे ॥ ३६ ॥

પદાર્થાન્વય – जाव ( જ્યા સુધી ) जरा [ વૃદ્ધાવસ્થા ] न पीडेइ [ પીડિત કરતી નથી ] जाव [ જ્યા સુધી ] वाही [ શરીરમા વ્યાધિ ] न वड्ढइ ( વધતી નથી ) जाव ( જ્યા સુધી )

**इंदिआ** (ઇન્દ્રિયો) **न हायंति** [હીન થઇ નથી] **ताव** [ત્યાં સુધીમાં] **धम्मं** (ધર્મનું) **समायरे** [આચરણ કરી લેવુ]

ભાવાર્થ — ઘણા સાધકો શકિતમાન્ અને સાધનસંપન્ન હોવા છતાં ધર્મરુચિ ધરાવી શકતા નથી. તેઓને ઉદ્દેશીને મહાપુરુષો કહે છે કે — જ્યાસુધી જરા આવી નથી, જ્યાસુધી રોગનો ઉપદ્રવ થયો નથી, જ્યાંસુધી બધી ઈંદ્રિયો તથા અંગ ક્ષીણ થયા નથી ત્યાસુધી મનુષ્યે અવશ્ય ધર્મનો આચરણ કરી લેવો જોઇએ ॥ ૩૬ ॥

**कोहं माणं च मायं च, लोभं च पाववड्ढणं ।**
**वमे चत्तारि दोसे उ, इच्छंतो हिअमप्पणो । ॥ ३७ ॥**

પદાર્થાન્વય – **अप्पणो** (પોતાના) **हिअ** [હિતને] **इच्छंतो** (ઇચ્છતો સાધુ) **पाव-वड्ढणं** (પાપને વધારનાર) **कोहं** [ક્રોધને] **माणं** [માનને] **च** [તથા] **मायं** (માયાને) **च** (તથા) **लोभं** [લોભને] **चत्तारि** (એમ ચાર) **दोसे** [દોષોને] **उ** [નિશ્ચય રૂપથી] **वमे** [ત્યાગી દે]

ભાવાર્થ — ધર્મક્રિયાનું ફળ સીધુ આત્મા સાથે પરિણમે છે ધર્મિષ્ઠની પરીક્ષા બાહ્યચિન્હોથી નહિ પણ ગુણોથી થાય છે જેટલા અંશે દોષોનું દફન તેટલા અંશે ગુણોનુ પ્રાગટીકરણ થાય છે (સર્વ દોષોનુ મૂળ ચાર કષાયો છે) તેથી આ ગાથામા કહ્યુ છે કે — સાધક જો પોતાના આત્માનુ હિત ઇચ્છતો હોય તો ક્રોધ, માન, માયા, લોભ એવા ચાર દોષોને નિશ્ચયરૂપથી છોડી દે ॥ ૩૭ ॥

**कोहो पीइं पणासेइ, माणो विणयनासणो ।**
**माया मित्ताणि नासेइ, लोभो सव्वविणासणो ॥ ३८ ॥**

પદાર્થાન્વય – **कोहो** [ક્રોધ] **पीइं** (પ્રીતિનો) **पणासेइ** (નાશ કરે છે) **माणो** [અભિમાન] **विणयनासणो** (વિનયનો નાશ કરે છે) **माया** [માયા] **मित्ताणि** [મિત્રતાનો] **नासेइ** (નાશ કરે છે અને) **लभो** [લોભ] **सव्वविणासणो** [સર્વ શ્રેષ્ઠ ગુણોનો નાશ કરે છે]

ભાવાર્થ – આ ગાથામા ઉકત ચારેય દોષોનુ ઐહલૌકિક ફલ દેખાડયુ છે જેમકે — ક્રોધ પ્રીતિનો નાશ કરનાર છે, માન વિનયનો નાશ કરનાર છે, માયા મિત્રતાનો નાશ કરનાર છે, લોભ તો સર્વે સદ્ગુણોનો વિધ્વંસ કરનાર છે પ્રેમ એ જીવનનુ અમૃત છે, વિનય એ જીવનની રસિકતા છે. મિત્રભાવ એ જીવનનુ મીઠુ મધૂરૂં રહસ્ય છે આવા આત્માના ગુણો ખીલવવામાટે સાધકે પ્રતિ-ક્ષણ ક્રોધાદિ પ્રત્યે સાવધાન રહેવુ જોઇએ ॥ ૩૮ ॥

उवसमेण हणे कोहं, माणं मद्दवया जिणे ।
मायं च अज्जवभावेण, लोभं संतोसओ जिणे ॥ ३९ ॥

પદાર્થાન્વય – कोहं (ક્રોધને) उवसमेण [ક્ષમાવડે] हणे [નાશ કરે] माणं (અભિમાનને) मद्दवया (માર્દવથી) जिणे [જીતે] मायं [માયાને] अज्जवभावेण [સરલતાથી] च [અને] लोभं [લોભનો] संतोसओ (સંતોષથી) जिणे [પરાજય કરે.]

ભાવાર્થ — આ ગાથામા ઉક્ત ચારેય દોષોને જીતવાના માર્ગનુ પ્રતિપાદન કરેલ છે જેમ — ક્ષમાથી ક્રોધનો જય કરે, મૃદુભાવથી અભિમાનને જીતે, તથા પદાર્થોની ક્ષણક્ષણમાં થનાર અવસ્થાઓનુ પુન પુન: અનુપ્રેક્ષણ કરીને માનને નિર્મૂલ કરવું જોઈએ કારણકે જ્યારે કોઇપણ પદાર્થની કોઇ પૌદ્ગલિક પર્યાય એકસરખી નિત્ય રહેતી નથી તો અભિમાન કોનુ કરવુ ? સરલતાથી માયાનો નાશ કરવો જોઇએ અને સર્વસદ્ગુણોના નાશક એવા લોભને સંતોષરૂપ તીક્ષ્ણ શસ્ત્રથી જીતી લેવો જોઇએ

સૂત્રકારનો ભાવ એજ છે કે કલ્યાણકામી જીવને પ્રથમ તો આ કષાયોનો ઉદય થવાનુ કોઈ કારણ થવુ ન જોઇએ છતા પણ દૈવયોગે કદાચ તેનો ઉદય થઈ જાય તો ઉપરના ઉપાયોનુ આલબન કરીને તેના ઉદયનો નિરોધ અને ઉદય પ્રાપ્તને વિફલ કરી દેવુ જોઇએ. ॥ ૩૯ ॥

कोहो अ माणो अ अणिग्गहीआ,
माया अ लोभो अ पवड्ढमाणा ।
चत्तारि एए कसिणा कसाया,
सिंचंति मूलाइं पुणब्भवस्स ॥ ४० ॥

પદાર્થાન્વય .– अणिग्गहीआ [અનિગૃહીત–વશ નહિ કરેલ] कोहो [ક્રોધ] अ (તથા) माणो अ (માન) पवड्ढमाणा (વધી ગયેલા) माया [છલ–કપટ] अ (અને) लोभो अ (લોભ) एए (એ પ્રમાણે) चत्तारि [ચાર] कसिणा (ક્લિષ્ટ–કઠોર) कसाया [કષાયો] पुणब्भवस्स (પુનર્જન્મ રૂપી સસાર વૃક્ષના) मूलाइ (મૂળોનુ) सिंचंति (સીચન કરે છે)

ભાવાર્થ — ક્રોધાદિ કષાયોથી હાનિ શુ થાય છે તે કહે છે – ક્રોધ અને માનને વશ નહિ કરવાથી તથા માયા અને લોભને વધારવાથી ચારેય કષાયો પુનર્ભવરૂપ વૃક્ષોના મૂળોને સિચન કરે છે

તાત્પર્ય એ છે કે આ ચારેય કષાયો ઉભયલોકમા વિવિધ પ્રકારના બધન, તાડન એવ ભર્ત્સનાદિ દુ ખોને આપનાર છે તે દુ ખોના હેતુભૂત પુનર્જન્મોને નિવારવા એજ જીવનનો હેતુ છે, માટે કષાયોને જીત્યા વિના સસારથી મુક્તિ કેવી રીતે સંભવે ? ॥ ૪૦ ॥

रायणिएसु विणयं पउंजे,
धुवसीलयं सययं न हावइज्जा ।
कुम्मुव्व अल्लीणपलीणगुत्तो,
परक्कमिज्जा तवसंजमंमि ॥ ४१ ॥

પદાર્થાન્વય – **रायणिएसु** (રત્નાધિક–જ્ઞાન સયમમા મોટા આચાર્યાદિની પ્રત્યે) **विणयं** [વિનયને] **पउंजे** (પ્રયોગ કરે) **सयय** (તથા નિરતર) **धुवसीलयं** (ધ્રુવ શીલતાનો) **न हाव-इज्जा** (હ્રાસ ન કરે તેમજ) **कुम्मुव्व** (કૂર્મની સમાન) **अल्लीणपलीणगुत्तो** (પોતાના અગોપાગોને સારી રીતે પાપોથી રક્ષતા) **तवसंजमंमि** [તપ સયમ] **परक्कमिज्जा** [પરાક્રમ કરે]

ભાવાર્થ — આ કાવ્યમાં રત્નાધિક ગુરુવર્યોની વિનયોપાસનાનું વિધાન કરેલ છે .— જે સાધુ પોતાનાથી દીક્ષામા મોટા હોય તેની પ્રત્યે અભ્યુત્થાનાદિરૂપ વિનય કરે તથા અઢાર–સહસ્ર–શીલાંગ જે બ્રહ્મચર્ય રૂપ ઉચ્ચ ચારિત્ર છે તેમા નિશ્ચલ રહે સકટના સમયે પોતાની પ્રતિજ્ઞામા દૃઢ રહે તેમજ કાચબાની પેઠે અગોપાગ–ઇંદ્રિયાદિ વર્ગને ગોપવી તપ-સંયમમાં પુરુષાર્થશીલ રહે ઉપર્યુક્ત ક્રિયાઓથી આત્મવિશુદ્ધિ થાય છે ॥ ૪૧ ॥

निद्दं च न बहु मन्निज्जा, सप्पहासं विवज्जए ।
मिहो कहाहिं न रमे, सज्झायंमि रओ सया ॥ ४२ ॥

પદાર્થાન્વય — **निद्दं** [નિદ્રાને] **न बहु मन्निज्जा** [બહુમાન ન આપે] (તથા) **सप्पहास** (અત્યત હાસ્યને) **विवज्जए** [છોડી દે] **मिहो कहाहिं** (એવી રીતે પરસ્પર વિકથામા તથા છુપી વાતોમા) **न रमे** (રમે નહિ) **सया** [સદા] **सज्झायंमि** (સ્વાધ્યાયમા) **रओ** [રત રહે]

ભાવાર્થ — સાધક નિદ્રાનો શોખ ન રાખે કારણ કે નિદ્રાને બહુ મન આપનાર સાધક આળસુ થઇ જાય છે નિદ્રાનો હેતુ ફક્ત શ્રમનિવારણ માત્ર છે તથા હાસી મજાક ને પણ ત્યાગે આ કુટેવો ક્યારેક પોતાને અને પરને પીડા ઉત્પન્ન કરાવે છે તેમજ સાધક કોઈની છાની વાતોમા કે વિકથામા રસ ન લે આવી વિકથાઓ કરવાથી સાંભળવાથી પોતાની વૃત્તિ દુષ્ટ ભાવવાળી અને પાપિષ્ઠ બને છે માટે અતિ નિદ્રા, હાસી અને ગુપ્ત વાતોને ત્યાગીને જ્ઞાનનુ આવરણ કરનાર મલીનવૃત્તિ તોડવાને માટે હમેંશા સાત્ત્વિક ધાર્મિક મનન, ચિંતન, સ્વાધ્યાયમા રક્ત રહે ॥ ૪૨ ॥

जोगं च समणधम्मंमि जुंजे अनलसो धुवं ।
जुत्तो अ समणधम्मंमि, अट्ठं लहइ अणुत्तरं ॥ ४३ ॥

પદાર્થાન્વય — धुवं ( સદાકાલ ) अनलसो [ આલસ્યથી રહિત થઈ ને ] समणधम्मंमि [ શ્રમણ ધર્મમાં ] जोगं च ( ત્રણેય યોગોને ) जुंजे [ જોડે ] समणधम्मंमि [ કારણકે શ્રમણ ધર્મમા ] जुत्तो अ ( યુકત સાધુ ) अणुत्तरं [ અનુત્તર ] अट्ठं [ અર્થને ] लहइ [ પ્રાપ્ત કરે છે ]

ભાવાર્થ — આ ગાથામા આલસ્યત્યાગ અને તેના ફલના વિષયમાં વર્ણન કરેલ છે. ભગવાન ઉપદેશ કરે છે કે :– અહો સાધુઓ ! જરા માત્ર આલસ કર્યા વગર તમારા ત્રણેય યોગોને ક્ષમા આર્જવ આદિ રૂપ શ્રમણધર્મમા જોડો. અર્થાત્ અનુપ્રેક્ષા ના કાળમા મનો–યોગ, અધ્યયનકાળમાં વચન–યોગ અને પ્રત્યુપેક્ષણ કાળમાં કાય–યોગ આ પ્રમાણે આત્મવિશ્વાસી થઇને ઉત્સાહ પૂર્વક શ્રમણધર્મમા નિશ્ચલ બનીને યોગ જોડનાર સાધક ફલ સ્વરૂપે સર્વોત્કૃષ્ટ જ્ઞાનાદિ અર્થોની પ્રાપ્તિ કરે છે એવં મોક્ષસુખ પામે છે. ॥ ૪૩ ॥

इह लोगपारत्तहिअं, जेण गच्छइ सुग्गइं ।
वहुस्सुअं पज्जुवासिज्जा, पुच्छिज्जत्थविणिच्छय ॥ ४४ ॥

પદાર્થાન્વય — जेण [ જેનાથી ] इहलोगपारत्तहिअ [ આ લોકમાં અને પરલોકમા હિત થાય છે ] सुग्गइं ( સદ્ગતિને ) गच्छइ ( પ્રાપ્ત કરે છે એવું જ્ઞાન પ્રાપ્ત કરવાને માટે સાધક ) वहुस्सुअं ( બહુશ્રુત મુનિની ) पज्जुवासिज्जा ( પર્યુપાસના કરે અને ) अत्थविणिच्छयं [ અર્થના નિશ્ચયની ] पुच्छिज्जा ( પૃચ્છા કરે )

ભાવાર્થ — આ લોક તથા પરલોક બન્નેમા હિત થાય અને જેનાથી સદ્ગતિ પ્રાપ્ત થાય તેવા બહુશ્રુત જ્ઞાની પુરુષની સાધકે ઉપાસના કરવી ઘટે અને તેમના સત્સગથી પોતાની શંકાનુ સમાધાન કરી અર્થનો નિશ્ચય કરી લેવો જોઇએ આ લોકમા જ્ઞાનદાન મળવાથી હિત થાય જ્ઞાનના પ્રભાવે ઉત્તમ ચારિત્રનું ઘડતર થાય જ્ઞાની પુરુષના નિમિત્તથીજ અંતઃકરણની વિશુદ્ધિ થાય છે, જે વિશુદ્ધિ દ્વારા આત્મસાક્ષાત્કાર થઇ શકે એજ જીવોનુ અભીષ્ટ છે આવી પવિત્રતાથી પ્રાપ્ત દિવ્યગતિ અથવા ઉત્તમ ગતિ પણ વધુને વધુ ને સાધકને આત્મવિકાસને પથે લઈ જાય છે ॥ ૪૪ ॥

हत्थं पायं च कायं च, पणिहाय जिइंदिए ।
अल्लीणगुत्तो निसिए, सगासे गुरुणो मुणी ॥ ४५ ॥

પદાર્થાન્વય – जिइंदिए [ જિતેન્દ્રિય ] मुणी ( સાધુ ) हत्थं [ હાથને ] च [ તથા ] पायं ( પગને ) च [ તથા ] काय [ શરીરને ] पणिहाय ( મર્યાદિત કરીને ) अल्लीणगुत्तो ( ઉપયોગ પૂર્વક ) गुरुणो [ ગુરૂની ] सगासे ( સમીપમા ) निसीए [ બેસે ]

ભાવાર્થ :— આ ગાથામાં ગુરુદેવની પર્યુપાસના કરવાની વિધિનું વિધાન કરેલ છે :— જિતેન્દ્રિય સાધુએ ગુરુદેવની સમક્ષ બેસતા સમયે પોતાના હાથ, પગ, વગેરે શારીરિક અવયવોને સંકોચ કરીને પૂર્ણ સભ્યતા પૂર્વક બેસવું જોઈએ. જેથી ગુરુદેવનો અવિનય ન થાય તેમજ ઇતર-જનોને દર્શન કરવામાં વિઘ્ન ન થાય તથા બેસતા સમયે ઉપયોગયુકત થવુ જોઈએ જેનાવડે પ્રત્યેક કાર્યમાં સાવધાનતા રહી શકે ॥ ૪૫ ॥

**न पक्खओ न पुरओ, नेव किच्चाण पिट्ठओ ।**
**न य ऊरुं समासिज्ज, चिट्ठिज्जा गुरुणंतिए ॥ ४६ ॥**

પદાર્થાન્વય :- **किच्चाणं** ( આચાર્યોની ) **न पक्खओ** ( પાર્શ્વભાગમા નહિ તથા ) **न पुरओ** [ આગળ પણ નહિ ] **नेव पिट्ठओ** ( તથા પૃષ્ટ ભાગમા પણ નહિ ) **य** ( તેમજ ) **गुरुणंतिए** [ ગુરૂદેવની સમીપે ] **ऊरुं समासिज्ज** [ જઘા ઉપર જઘા રાખીને પણ ] **न चिट्ठिज्जा** [ બેસે નહિ ]

ભાવાર્થ — આ ગાથામા શરીરથી પર્યુપાસના કરવાની વિધિ દેખાડેલ છે — સાધુ, આચાર્ય ગુરુવર્યોની બરાબર થઈને ન બેસે આ રીતે બેસવાથી અવિનયનુ પ્રદર્શન થાય છે. તથા તેઓની આગળ પણ ન બેસે, જેનાથી વંદન કરનારાઓને અતરાય થાય, તથા પીઠ પાછળ પણ ન બેસે, એમ બેસવાથી ગુરુદેવની કૃપાપૂર્ણદૃષ્ટિ પોતા ઉપર પડતી નથી અને ગુરુદેવની સામે જઘા-સાથળ ઉપર જઘા ચઢાવીને પણ ન બેસાય તેમ બેસવાથી ગુરુદેવની આશાતના થાય

તાત્પર્ય એજ છે કે શિષ્યે ગુરુની સમીપે યથાયોગ્ય આસને વિનયપૂર્વક, અગોપાગ યથાવસ્થિત ગોઠવીને બેસવુ જોઇએ જોનારની દૃષ્ટિમા વિનય ધર્મનુ મૂલ્યાકન થાય આ કાય સબધી આચાર છે ॥ ૪૬ ॥

**अपुच्छिओ न भासिज्जा, भासमाणस्स अंतरा ।**
**पिट्ठिमंसं न खाइज्जा, मायामोसं विवज्जए ॥ ४७ ॥**

પદાર્થાન્વય - **अपुच्छिओ** [ આજ્ઞાકારી શિષ્ય ગુરૂદેવદ્વારા પૂછ્યા વિના ] **भासमाणस्स** ( તથા ગુરૂદેવ બોલતા હોય ત્યારે ) **अंतरा** ( વચ્ચે ) **न भासिज्जा** [ બોલે નહિ ] **पिट्ठिमंसं** ( પિશુનતા-પાછળથી નિંદા ) **न खाइज्जा** ( ન કરે ) **मायामोसं** [ અને કપટ તથા અસત્યને પણ ] **विवज्जए** [ ત્યાગે ]

ભાવાર્થ હવે વચન પ્રણિધિ દેખાડે છે - સંયમી પુરુષ અણપૂછયો કદી બોલે નહિ. તેમજ કોઈ બોલતુ હોય તે પૂર્ણ બોલી ન રહે તે પહેલા વચ્ચે બોલે નહિ ગુરુ બોલતા હોય તો તેમની વચ્ચે પણ ન બોલે પીઠ પાછળ કોઇની નિંદા કરે નહિ તેમજ માયા-કપટ અને અસત્ય

એ બન્ને ઝેરને સર્વથા ત્યાગી દે ॥ ૪૭ ॥

अप्पत्तिअं जेण सिआ, आसु कुप्पिज्ज वा परो ।
सव्वसो तं न भासिज्जा, भासं अहिअगामिणिं ॥ ४८ ॥

પદાર્થાન્વય :- जेण ( જે ભાષા બોલવાથી ) अप्पत्तिअं [ અપ્રીતિ ] सिआ [ થાય છે ] वा ( અથવા ] परो ( સાંભળનારા અન્ય જન ) आसु ( શીઘ્ર ) कुप्पिज्ज ( કુપિત થાય ) तं ( તેવી ) अहिअगामिणिं [ અહિત કરનારી ] भासं [ ભાષાને ] सव्वसो ( સર્વ થા કોઇ પણ અવસ્થામાં ] न भासिज्जा [ બોલે નહિં )

ભાવાર્થ — પુન જે ભાષા બોલવાથી બીજાને અપ્રીતિ ઉત્પન્ન થાય, જે વાણી બોલવાથી અન્યજન શીઘ્ર કુપિત થાય તથા જે વાણીથી કોઇનું અહિત થાય તેવી ભાષાને સર્વથા ન બોલે. ॥ ૪૮ ॥

दिट्ठं मिअं असंदिद्धं पडिपुन्नं विअंजिअं ।
अयपिरमणुव्विग्ग, भासं निसिर अत्तवं ॥ ४९ ॥

પદાર્થાન્વય - अत्तवं [ આત્માવાન્ સાધુ ] दिट्ठं [ દેખેલી ) मिअं ( પરિમિત ) असंदिद्धं [ સંદેહ રહિત ] पडिपुन्नं ( પ્રતિપૂર્ણ ) विअ ( પ્રગટ ) जिअं [ પરિચિત ] अयंपिरं ( અજલ્પન શીલ ) अणुव्विग्गं [ અનુદ્વિગ્ન ] भास ( ભાષાને ) निसिर [ બોલે ]

ભાવાર્થ — આત્માર્થી વિચારશીલ સાધુને યોગ્ય છે કે - જે વસ્તુ જોઈ હોય તેનેજ પરિમિત અને સદેહ રહિત, પૂર્ણ, સ્પષ્ટ અને અનુભવ યુક્ત વાણીમા બોલે. તેવી વાણી પણ વાચાળ પણાથી તથા અન્યને ખેદ થાય તેવા ભાવથી રહિત હોવી જોઇએ. ॥ ૪૯ ॥

आयार-पन्नत्तिधरं, दिट्ठिवायमहिज्जग ।
वायविक्खलिअं नच्चा, न त उवहसे मुणी ॥ ५० ॥

પદાર્થાન્વય — मुणी ( સાધુ ) आयारपन्नत्तिधरं ( આચાર અને પ્રજ્ઞપ્તિના ધારક ) दिट्ठिवायमहिज्जगं ( દૃષ્ટિવાદના ભણુનાર એવા સાધુને ) वायविक्खलिअं ( વચનથી સ્ખલિત થયેલા ) नच्चा ( જાણીને ) तं ( તેનો ) न उवहसे ( ઉપહાસ કરે નહિ )

ભાવાર્થ — આચાર તથા પ્રજ્ઞપ્તિને ધારણ કરનાર અને દૃષ્ટિવાદનો જાણનાર એવા જ્ઞાનીની પણ વાણીમાં કદાચિત્ સ્ખલના થઇ જાય- ભુલી જાય તે બનવા યોગ્ય છે માટે

તેવું જાણીને સાધક મુનિ તેની હાંસી ન કરે. ( આચારાંગ સૂત્રમાં શ્રમણના આચારો છે તથા ભગવતીમાં શ્રામણ્યનું ભવ્યજ્ઞાન છે. તે બન્નેને તથા દૃષ્ટિવાદ નામનું સૂત્ર કે જે હાલમાં ઉપલબ્ધ નથી. આવું મહાન જ્ઞાન પામ્યા પછી પણ ઉચ્ચાર કે વાણીમાં સ્ખલના થવી સંભવિત છે. તો તેવે સમયે " આવા પણ ભૂલી ગયા " એમ કહી તેની હાંસી કે મશ્કરી કરે નહિ. ॥ ૫૦ ॥

**नक्खत्तं सुमिणं जोगं, निमित्तं मंतभेसजं ।**
**गिहिणो तं न आइक्खे, भूआहिगरणं पयं ॥ ५१ ॥**

પદાર્થાન્વય :— **नक्खत्तं** [ નક્ષત્ર ] **सुमिणं** ( સ્વપ્ન ) **जोगं** [ વશીકરણ આદિ યોગ ] **निमित्तं** [ નિમિત્તવિદ્યા ] **मंतभेसजं** ( મંત્ર અને ઔષધ આદિ ) **तं** [ પ્રસિદ્ધ અયોગ્ય વાતો ] **गिहिणो** [ ગૃહસ્થને ] **न आइक्खे** ( ન કહે, કારણ કે એ સર્વે ) **भूआहिगरणं पयं** [ પ્રાણીઓના અધિકરણનુ સ્થાન છે અર્થાત્ જીવોની હિંસાનું કારણ છે. ]

ભાવાર્થ :— સયમી પુરુષોએ નક્ષત્રનો વિચાર, સ્વપ્નોના શુભાશુભ ફળ દેખાડનારી સ્વપ્ન-વિદ્યા, વશીકરણાદિ યોગ વિદ્યા, અતીતાદિ ફલ સૂચિકા નિમિત્તવિદ્યા, વૃશ્ચિકાદિ વિષહારિક મંત્રવિદ્યા, અતિસારાદિ રોગનિવારિકા ઔષધ વિદ્યા આદિ વિદ્યાઓ અસંયતોને—ગૃહસ્થોને કદાપિ કહેવાય નહિ. આ સાવદ્ય વચનોનો ઉપદેશ કરવાથી પ્રાણી, ભૂત, જીવ, સત્વોનો નાશ અથવા તેઓને સતાપ થાય છે ॥ ૫૧ ॥

**अन्नट्टं पगडं लयणं, भइज्ज सयणासणं ।**
**उच्चारभूमिसंपन्नं, इत्थीपसुविवज्जिअं ॥ ५२ ॥**

પદાર્થાન્વય – **अन्नट्टं** [ અન્યને માટે ] **पगडं** [ બનાવેલ ] **उच्चारभूमिसंपन्नं** [ ઉચ્ચાર ભૂમિયુકત તથા ] **इत्थीपसुविवज्जिअं** ( સ્ત્રી અને પશુઓથી રહિત ) **लयणं** [ સ્થાનને તથા ] **सयणासणं** [ શય્યા અને આસનાદિને ] **भइज्ज** ( સેવન કરે )

ભાવાર્થ – મુનિજનોએ કયા સ્થાનમા રહેવુ તેનો નિર્દેશ કરે છે — ગૃહસ્થજનોને નિમિત્તે બનેલા સ્થાન, શય્યા, અને આસનનો મુનિ વાપરી શકે પરતુ તેવુ સ્થાન સ્ત્રી પશુથી રહિત એકાત હોવુ જોઇએ અને મૂત્રાદિ શરીર બાધા નિવારી શકાય તેવી ભૂમિકાની અનુકૂળતા હોવી જોઇએ ॥ ૫૨ ॥

**विवित्ता अ भवे सिज्जा, नारीणं न लवे कहं ।**
**गिहिसंथवं न कुज्जा, कुज्जा साहूहिं संथवं ॥ ५३ ॥**

પદાર્થાન્વય -- सिज्जा ( જે ઉપાશ્રય ) विवित्ता ( અન્ય સાધુઓથી રહિત ) भवे [હોય] अ [ તો ત્યા એકાકી રહી ] नारीणं [ સ્ત્રીઓની મધ્યમા ] कहं ( કથા-વાર્તા ) न लवे [ ન કહે તથા ] गिहिसंथवं ( ગૃહસ્થનો પરિચય ) न कुज्जा ( ન કરે, પરંતુ ) साहूहिं (સાધુઓસાથેજ) संथवं [ સસ્તવ-પરિચય ] कुज्जा ( કરે )

ભાવાર્થ — જો પૂર્વોક્ત સ્થાનમા સાધુ એકાકી હોય, સાથેના સાધકો પાસે ન હોય ત્યારે સ્ત્રીઓ સાથે વાર્તાલાપ કે કથાવાર્તા ન કરે ગૃહસ્થનો અતિપરિચય પણ ન કરે પરતુ સાધુ-જનોની સાથેજ પરિચય રાખે. એકાનમા એકાકી સ્ત્રી સાથે વાર્તાલાપ કરવાથી અન્યને શકા ઉત્પન્ન થવાનો ભય છે અને ગૃહસ્થ સાથેના પરિચયથી રાગબ ધનનો સભવ છે ॥ ૫૩ ॥

जहा कुक्कुडपोअस्स, निच्चं कुललओ भयं ।
एवं खु बंभयारिस्स, इत्थीविग्गहओ भयं ॥ ५४ ॥

પદાર્થાન્વય -- जहा ( જેમ ) कुक्कुडपोअस्स [ કુકડાના બચ્ચાને ] निच्चं ( હમેશા ) कुललओ ( બિલાડીથી ) भयं [ ભય રહે છે ] एव ( એ પ્રમાણે ) [ નિશ્ચયથી ] बंभयारिस्स [ બ્રહ્મચારીપુરુષને ] इत्थीविग्गहओ ( સ્ત્રીના શરીરથી ) भयं ( ભય છે )

ભાવાર્થ — જેમ કુકડા । બચ્ચાને હમેશા બિલાડીથી ભય રહ્યો હોય છે તેજ પ્રમાણે બ્રહ્મચારીને સ્ત્રીના દેહથી ભય રહેછે ( સ્ત્રીના દેહથી ભય હોય છે એમ કહેવાનુ કારણ એજ છે કે સ્ત્રીનુ શરીર મૃત હોય તો પણ બ્રહ્મચારીના શીલને ક્ષુબ્ધ બનાવવામા કારણ બને છે ) ॥ ૫૪ ॥

चित्तभित्तिं न निज्झाए, नारिं वा सुअलंकियं ।
भक्खरं पिव दट्ठूणं, दिट्ठिं पडिसमाहरे ॥ ५५ ॥

પદાર્થાન્વય — चित्तभित्तिं [ દીવાલપર ચિત્રેલ સ્ત્રીના ચિત્રને ] वा ( અથવા ) सुअलंकिअं ( વસ્ત્ર આભૂષણથી ભૂષિત ) नारिं ( સ્ત્રીને ) न निज्झाए [ સાધુ કદી ન જુએ ] भक्खरं पिव [ક્યારેક સ્વત એકાએક નારી જોવામા આવી જાય તો સૂર્યની સમાન ] दट्ठूणं [ દેખીને તરતજ ] दिट्ठिं ( દૃષ્ટિને ) पडिसमाहरे [ પાછી હટાવી લે ]

ભાવાર્થ — સાધક શૃગારના ચિત્રવાળી દિવાલને અર્થાત્ નારીના ચિત્રો ઉપર ટીકીટીકીને જુએ નહિ અને તેના સબધી ચિતન પણ કરે નહિ. તેમજ આભૂષણોથી ભૂષિત સ્ત્રીના અભિનય તરફ દૃષ્ટિ કરીને જોવાનો કે ચિંતવવાનો પ્રયત્ન કરે નહિ કદાચ અકસ્માત્ દૃષ્ટિ પડી જાય તો સૂર્યની જેમ એટલે સૂર્યસામે કોઇ વધુ સમય દૃષ્ટિ ટકાવી શકે નહિ તેમ પોતાની દૃષ્ટિને જલ્દીથી પાછી ખેચી લે સાધકની દૃષ્ટિ જ એવી સુદર સુમધુર રીતે કેળવાઈ જવી જોઇએ કે કટાક્ષાદિ

અભિનય તથા શ્રૃંગારાદ જોવાનું મન થાય નહિ. તેવી રીતે સાધ્વી માટે પણ પુરુષ પ્રત્યેનું સમજી લેવું. ॥ ૫૫ ॥

हत्थपायपलिच्छिन्नं, कन्ननासविगप्पिअं ।
अवि वाससयं नारिं, बंभयारी ववज्जए ॥ ५६ ॥

પદાર્થાન્વયઃ— बंभयारी ( બ્રહ્મચારી સાધુ ) हत्थपायपलिच्छिन्नं ( જેના હાથ, પગ છેદન કરેલ છે તથા ) कन्ननासविगप्पिअं ( જેના કાન, નાક, કાપેલા છે તથા ) वाससयं अवि [ જે સો વર્ષની પૂર્ણ આયુ વાળી વૃદ્ધા હોય ] नारिं ( તેવી સ્ત્રીના સંસર્ગને પણ ) विवज्जए ( દૂર રહે )

ભાવાર્થ :— બ્રહ્મચારી સાધકે જેના હાથ અને પગ છેદાઈ ગયેલા હોય, કાન, અને નાક કપાઈ ગયા હોય કે વિકૃત થઇ ગયા હોય તથા પૂરા સો વર્ષ થઈ ગયા હોય તેવી વૃદ્ધા અને કદરૂપી નારીનો પણ સંસર્ગ છોડવો જોઇએ એકાંત એ વિકાર વાસનાનું ઉત્તેજક નિમિત્ત છે વિકારરૂપી રાક્ષસ વય, કે સૌંદર્યનો વિચાર કરવા સ્તંભી શક્તો નથી ॥ ૫૬ ॥

विभूसा इत्थीसंसग्गो, पणीअं रसभोअणं ।
नरस्सत्तगवेसिस्स, विसं तालउडं जहा ॥ ५७ ॥

પદાર્થાન્વયઃ— अत्तगवेसिस्स ( આત્મશોધક ) नरस्स [ મનુષ્યને ] विभूसा ( શરીરની શોભા ) इत्थीसंसग्गो [ સ્ત્રીનો સંસર્ગ તથા ] पणीअरसभोअणं ( સ્નિગ્ધ રસનું ભોજન ) तालउड विसं जहा ( તાલપુટ નામના વિષની સમાન છે )

ભાવાર્થ :— આ ગાથામા બ્રહ્મચર્યની રક્ષા માટે શિક્ષા આપી છે જે બ્રહ્મચારી આત્મગવેષી છે તેનામાટે વસ્ત્રાદિવડે શરીરની વિભૂષા કરવી, સ્ત્રીનો સંપર્ક કરવો અને બલવર્ધક રમાણુ ભોજન કરવા, એ સર્વે તાલપુટ–ભયંકર ઝેર સમાન છે. રસનેન્દ્રિયનો જનનેન્દ્રિય સાથે અતિ ગાઢ સંબંધ હોવાથી તીખા તમતમતા કે અતિ રસાળાં મિષ્ટાન્ન આદિ ભોજનો વિકૃતિ ઉત્પન્ન કરે છે તેમજ શરીરસૌંદર્ય અને ટાપટીપ ઉદ્દીપન ભાવ ઉત્પન્ન કરે છે અને ત્રીજો સ્ત્રીનો ગાઢ સંસર્ગ થતા મહાસમર્થ મનસ્વી મહાત્માઓનુ પણ પતન થવા સંભવ છે, ઝેર પીનાર કદી બચી શકતો નથી તેમ આ રીતે વર્તનાર પુરુષ પણ બચી શકતો નથી ॥ ૫૭ ॥

अंगपच्चंगसंठाणं, चारुल्लविअपेहिअं ।
इत्थीणं तं न निज्झाए, कामरागविवड्ढणं ॥ ५८ ॥

પદાર્થાન્વય.— इत्थीणं ( સ્ત્રીઓના ) अगपच्चंगसंठाणं ( અંગ તથા પ્રત્યંગોના સંસ્થાન–

ને તથા ) **चारुल्लविअपेहिअं** [ મનોહર વચન અને સૌમ્ય નિરીક્ષણો-કટાક્ષોને ] **न निज्झाए** [ બ્રહ્મચારી કદાપિ ન જુએ, કારણ કે એ સર્વે ] **कामरागविवड्ढणं** [ કામ રાગ ને વધારનાર છે. ]

ભાવાર્થ ,— સ્ત્રીઓના અંગ પ્રત્યગ, આકાર, મધુરા વેણુ અને સૌમ્ય નિરીક્ષણો એ કામ-રાગ– મનોવિકાર ને વધારવાનાજ નિમિત્તરૂપ છે માટે શાણો સાધક તેનું ચીંતન ન કરે. વિકારી દૃષ્ટિથી સ્ત્રીના અગોપાગ જોવા એ પણ મહાન ભયકર દોષ છે ॥ ૫૮ ॥

विसएसु मणुन्नेसु, पेमं नाभिनिवेसए ।
अणिच्चं तेसिं विन्नाय, परिणामं पुग्गलाण उ ॥ ५९ ॥

પદાર્થાન્વય :– **तेसिं** [ તે ] **पुग्गलाण** [ પુદ્ગલોના ] **परिणामं** [ પરિણામને ] **अणिच्चं** [ અનિત્ય ] **विन्नाय** [ જાણીને ] **मणुन्नेसु** ( મનોજ્ઞ ) **विसएसु** ( વિષયોમા ) **पेमं** ( રાગ-ભાવ ) **नाभिनिवेसए** [ સ્થાપન ન કરે ] **उ** [ 'तु' શબ્દ વિતર્ક અર્થમા વ્યવહૃત છે ]

ભાવાર્થ — બધી પુદ્ગલ–જડ વસ્તુઓના પરિણામને અનિત્ય સ્વભાવવાળા જાણીને શાણો સાધક મનોજ્ઞ વિષયોમા ( મનગમતી ભિન્ન ભિન્ન પ્રકારની વસ્તુઓમા ) આસકિત ન રાખે અને અમનોજ્ઞ પદાર્થો પર દ્વેષ પણ ન લાવે ॥ ૫૯ ॥

पोग्गलाणं परिणामं, तेसिं नच्चा जहा तहा ।
विणीअतिण्हो विहरे, सीईभूएण अप्पणा ॥ ६० ॥

પદાર્થાન્વય – **तेसिं** ર્તન શીલ ] **पोग्गलाण** ( પુદ્ગલોનુ ) **परिणामं** ( પરિણામને ) **जहातहा** [ યથાવત–જેમછે તેમ ] **नच्चा** [ જાણીને ] **विणीअतिण्हो** [ તૃષ્ણાથી રહિત અને ] **सीईभूएण अप्पणा** [ પ્રશાન્તાત્મા થઇને ] **विहरे** ( વિચરણ કરે )

ભાવાર્થ –' મુનિ સદા પૌદ્ગલિક પદાર્થોના પરિણામ ને યથાર્થ રૂપે જાણીને, તૃષ્ણા [ લાલચથી ] રહિત થઈ તથા પોતાના આત્માને શાત રાખીને સયમ ધર્મમા વિચરે પદાર્થ માત્ર પરિવર્તન શીલ છે આજે જે સુડોળ દેખાતુ હોય છે તે કાલે બેડોળ દેખાય છે સુરૂપ–કુરૂપ બને છે, કુરૂપ ક્યારેક સુરૂપ બને છે આ રીતે બન્ને તરફ જોતા પુદ્ગલનુ વાસ્તવિક સ્વરૂપ નજરમા આવે પછી સત્કાર તિરસ્કારની બુદ્ધિ રહેતી નથી માટે સાધુ મમત્વને ભજે ॥ ૬૦ ॥

जाइ सद्धाइ निक्खंतो, परिआयट्ठाणमुत्तमं ।
तमेव अणुपालिज्जा, गुणे आयरिअसंमए ॥ ६१ ॥

પદાર્થાન્વય :— **जाइ** [ જે ] **सद्धाइ** [ શ્રદ્ધાથી ] **निक्खंतो** ( સંસારથી નિકળેલો છે ) **उत्तमं** [ પ્રધાન ] **परिआयट्ठाणं** ( પર્યાય સ્થાન – શ્રમણપદ પ્રાપ્ત કરેલ છે ) **तमेव** [ તેજ ] **आयरिअसंमए गुणे** [ આચાર્યના સંમત ગુણોમાં રહી શ્રદ્ધાપૂર્વક ] **अणुपालिज्जा** ( નિરંતર પાલન કરે. )

ભાવાર્થ :— ભિક્ષુ જે શ્રદ્ધા અને વૈરાગ્યભાવથી પોતાના ઘરને છોડીને ઉત્તમ એવા ત્યાગની ભૂમિકાને પામ્યા છે તેજ શ્રદ્ધા અને દૃઢ વૈરાગ્યથી મહાપુરુષોએ બતાવેલા ઉત્તમ ગુણોમાં રહી સંયમધર્મનુ પાલન કરે. ॥ ૬૧ ॥

**तवं चिमं संजमजोगयं च,**
**सज्झायजोग च सया अहिट्ठए ।**
**सूरे व सेणाइ समत्तमाउहे,**
**अलमप्पणो होइ अलं परेसिं ॥ ६२ ॥**

પદાર્થાન્વય :— **सेणाइ** [ સેનાથી ઘેરાયેલ ] **समत्तमाउहे** ( સંપૂર્ણ શસ્ત્રાસ્ત્રોવાળા ) **सूरेव** ( શૂરવીર પુરુષની સમાન ) **इमं** [ સૂત્રોક્ત ] **तव** [ તપ ] **च** [ તથા ] **संजमजोगयं** ( સંયમ યોગને ) **च** [ તથા ] **सज्झायजोग** ( સ્વાધ્યાય યોગને ) **सया** ( સદા ) **अहिट्ठए** [ધારણ કરે] **अप्पणो** ( પોતાની રક્ષા કરવામા ) **अलं** [ સમર્થ ] **होइ** [ હોય છે અને ] **परेसिं** [ અન્ય શત્રુઓને હરાવવામા ] **अलं** [ સમર્થ હોય છે ]

ભાવાર્થ :— સાધુ સંયમ યોગ, તપ અને સ્વાધ્યાયયોગનુ જ સતત અનુષ્ઠાન કરતો હોય છે અને તેવા જ્ઞાન, સંયમ, તથા તપશ્ચર્યાના પ્રભાવે જેમ શસ્ત્રોથી સજ્જિત સેનાધિપતિ પોતાનું અને પોતાના સૈન્યનુ રક્ષણ કરેછે તેમ સ્વપરનો ઉદ્ધાર કરવા માટે શક્તિમાન બને છે ( અહીં સદ્‌વિદ્યા, સંયમ અને તપ એ શસ્ત્રો છે, સાધક શૂરવીર યોદ્ધો છે, દોષો શત્રુ છે અને સદ્‌ગુણો એ પોતાની સેનાછે દોષોરૂપ શત્રુઓ સાથે યુદ્ધ કરીને પોતાનુ સ્વરાજ્ય પ્રાપ્ત કરવા સમર્થ થાય છે ॥ ૬૨ ॥

**सज्झाय सज्झाणरयस्स ताइणो,**
**अपावभावस्स तवे रयस्स ।**
**विसुज्झइ जंसि मल पुरेकडं,**
**समीरिअं रुप्पमलं व जोइणा ॥ ६३ ॥**

પદાર્થાન્વય :— **सज्झायसज्झाणरयस्स** ( સ્વાધ્યાય અને સદ્દ્ધ્યાનમા રત ) **ताइणो** ( પોત ની અને પરની રક્ષા કરનારા ) **अपावभावस्स** ( પાપથી રહિત ભાવવાળા ) **तवे** ( તપમાં ) **रयस्स** (રકત) **सि** [ આ પૂર્વ ગુણવિશિષ્ટ સાધુના ] **जं** ( જે ) **पुरेकडं** ( પૂર્વજન્મ કૃત ) **मलं** [ કર્મમળ છે ] **जोइणा** ( અગ્નિવડે ) **समीरियं** ( તપાવેલ ) **रुप्पमलव** [ રૂપ્ય મલની સમાન ] **विसुज्झइ** [ વિશુદ્ધ થાય છે ]

ભાવાર્થ — સ્વાધ્યાય તથા સુધ્યાનમા રકત, સ્વ અને પર જીવોના રક્ષક, તપશ્ચર્યામા તલ્લીન તથા નિષ્પાપી તે સાધકનુ પૂર્વકાલીન પાપકર્મ પણ જેમ અગ્નિથી ચાદીનો મેલ નાશ થાય તેમ નાશ પામે છે ॥ ६३ ॥

से तारिसे दुक्खसहे जिइंदिए,
सुएण जुत्ते अममे अकिंचणे ।
विरायई कम्मघणंमि अवगए,
कसिणब्भपुडावगमे व चंदिमा ॥ ६४ ॥
त्ति बेमि ।

પદાર્થાન્વય -- **नारिसे** [ પૂર્વોકત ગુણ વાળા ] **दुक्खसहे** [ પરીષહોને સહન કરનાર ] **जिइंदिए** ( ઇન્દ્રિયોને જીતનાર ) **सुएण जुत्ते** [ શ્રુતથી યુકત ] **अममे** ( મમત્વ ભાવથી રહિત ) **अकिंचणे** [ પરિગ્રહથી રહિત ] **स** ( તે સાધુ ) **कम्मघणंमि** ( કર્મ રૂપ શ્યામ વાદળાઓથી ) **अवगए** ( અલગ થઈ જવા પર ) **कसिणब्भपुडावगमे** ( સંપૂર્ણ અભ્ર પટલથી મુકત થઈ જવાપર ) **चंदिमा व** ( ચન્દ્રમા ની સમાન ) **विरायइ** [ શોભા પામે છે ]

ભાવાર્થ — પૂર્વ કથિત ( ક્ષમા દયાદિ ) ગુણોને ધારણ કરનાર, સકટોને સમભાવે સહન કરનાર, શ્રુતવિદ્યાના ધારક, જિતેન્દ્રિય, નિર્મમત્વ તથા અપરિગ્રહી સાધુ કર્મરૂપી વાદળોને હટાવીને શુદ્ધ સ્વરૂપે શોભે છે જેમ સપૂર્ણ શ્યામ વાદળાઓ હટવાથી ચદ્રમા શોભાને પામે છે તેમ અર્થાત જેવી રીતે વાદળોના સમૂહથી મુક્ત થયેલ ચંદ્રમા, પોતાના શુદ્ધ સ્વરૂપમા આવી જાય છે અને પદાર્થોનો પ્રકાશક થાય છે તેવીજ રીતે કર્મવાદળોથી વિમુકત થયેલ આત્મા લોકાલોકનો પ્રકાશક થાય છે ॥ ६४ ॥

સપૂર્ણ અધ્યયનનુ સક્ષિપ્તરૂપથી મનનીય એવ કરણીય તત્ત્વ એજ છે કે મોક્ષાભિલાષી મનુષ્યોએ જ્ઞાન પૂર્વક ક્રિયા કરવામા પુરુષાર્થશીલ રહેવુ જોઇએ

શ્રી સુધર્મા સ્વામી જંબૂ સ્વામીને કહેછે- હે વત્સ ! ભગવાન મહાવીર પ્રભુના મુખારવિન્દથી જે અર્થ આ આઠમા અધ્યયનના સાભળેલ છે તે પ્રમાણે મે સંભળાવ્યા છે મારી બુદ્ધિથી કઇજ કહ્યુ નથી

## અષ્ટમાધ્યયન સમાપ્ત.

---

....અધ્યયન નવમું....

# विणयसमाही णामं णवमज्झयणं

## વિનય સમાધિ

### પ્રથમ ઉદ્દેશક

थंभा व कोहा व मयप्पमाया,
गुरुस्सगासे विणयं न सिक्खे ।
सो चेव उ तस्स अभूइभावो,
फलं व कीअस्स वहाय होइ ॥ १ ॥

પદાર્થાન્વય :— थंभा [ અહંકારથી ] वा [ અથવા ] कोहा [ ક્રોધથી ] मयप्पमाया (માયાથી અથવા પ્રમાદથી) गुरुस्सगासे ( ગુરુદેવની સમીપે ) विणयं [ વિનયને ] न सिक्खे [ શીખે નહિ ] सो चेव ( તેજ ) उ ( નિશ્ચયે ) तस्स [ તે સાધુની ] अभूइभावो [ જ્ઞાનાદિ સંપત્તિના નાશ માટે છે અર્થાત્ પોતાનો નાશ નોતરે છે ] व [ જેમ ] कीअस्स [ વાસનું ] फलं [ ફળ–સ્વયં વાસના ] वहाय ( નાશને માટે જ ) होइ ( હોય છે.)

ભાવાર્થ :— ગુરુદેવ બોલ્યા - જે મુનિ ગર્વ, ક્રોધ, માયા યા પ્રમાદવશ ગુરુદેવની સમીપે રહીને વિનયની શિક્ષા લેતો નથી, તેજ વિનયની અશિક્ષા તેના વિનાશને માટે હોય છે, જેમ–વાસનુ ફળ પોતાના વિનાશ માટે હોય છે. ॥ ૧ ॥

जे यावि मंदित्ति गुरुं विइत्ता,
डहरे इमे अप्पसुअ त्ति नच्चा ।
हीलंति मिच्छं पडिवज्जमाणा,
करंति आसायण ते गुरूणं ॥ २ ॥

પદાર્થાન્વય :— जे यावि (જે સાધુઓ) गुरुं [ ગુરુને ] मंदत्ति (આ મંદ છે એમ) विइत्ता ( જાણીને અથવા ) इमे ( આ ) डहरे ( અલ્પ વયસ્ક છે, ) अप्पसुअत्ति [ આ અલ્પ–શ્રુત છે એમ ] नच्चा ( જાણીને ) हीलंति ( ગુરુની અવહેલના કરે છે ) ते [ તે ] मिच्छं पडिव–

ज्जमाणा [ મિથ્યાત્વને ગ્રહણ કરતા ] गुरूणं ( ગુરુઓની ) आसायण [અશાતના] करंति [કરે છે]

ભાવાર્થ :— જે મુનિ ગુરુને આ મદ-પ્રજ્ઞાવિકલ છે, આ અલ્પવયસ્ક છે અને અલ્પશ્રુત છે. એમ જાણીને એમના ઉપદેશને મિથ્યા માનતા તેમની અવહેલના કરે છે તે ગુરુની આશાતના – અપમાન કરે છે. ॥ ૨ ॥

पगईइ मंदावि भवंति एगे,
डहरावि जे सुअबुद्धोववेआ ।
आयारमंतो गुणसुट्ठिअप्पा,
जे हीलिआ सिहिरिव भास कुज्जा ॥ ३ ॥

પદાર્થાન્વય :— एगे ( કોઈ એક વયોવૃદ્ધ સાધુ ) पगईइ [ પ્રકૃતિથી ] मंदावि [ મંદબુદ્ધિ પણ ] भवंति ( હોયછે ) अ ( તથા ) जा [ કોઈ એક ] डहरावि ( અલ્પવયસ્ક પણ ) सुअबुद्धोववेआ ( શ્રુત અને બુદ્ધિથી યુક્ત ) भवंति [ હોય છે ] आयारमंतो [ તથા કોઈ એક આચારવાન અને ] गुणसुट्ठिअप्पा [ ગુણોમા સ્થિર આત્માવાળા હોય છે ] जे ( એવા આચાર્ય કે ગુરુવર્યોની ) हीलिआ [ હીલણા કરવામાં આવે તો ] सिहिरिव ( અગ્નિની સમાન ) भासं [ ગુણોને ભસ્મસાત ] कुज्जा [ કરેછે ]

ભાવાર્થ — કોઈ આચાર્ય વયોવૃદ્ધ હોવા છતા પણ સ્વભાવથીજ મદ [ પ્રજ્ઞાવિકલ ] હોયછે, અને કોઈ અલ્પવયસ્ક હોવા છતા પણ શ્રુત અને બુદ્ધિથી સપન્ન હોય છે આચારવાન અને ગુણોમાં સુસ્થિતાત્મા આચાર્ય, ભલે પછી તે મંદ હોય યા પ્રાજ્ઞ, પરંતુ વડીલ ગુરુવર્યોની અવજ્ઞા કરનાર ( શિષ્યો ) ની ગુણરાશિ ભસ્મીભૂત થઈ જાય છે

ક્ષમા, દયા ઇત્યાદિ સદ્ગુણોના ધારક ગુરુવર્યો પોતે કોઈનુ પણ અહિત કરવા ઇચ્છતા નથી પરંતુ સમભાવી સંતોનુ અપમાન કરનાર વાસ્તવિક પોતાના દોષથી પોતેજ દંડાય છે

કર્મનો અચળ કાયદો છે કે જેવી જાતના કર્તા કર્મ કર તેવી જાતના ફળ પામે આ ન્યાયે અપમાન કરવારૂપ દુર્ગુણ-અગ્નિથી પોતાના સદ્ગુણોને બાળે છે.

जे आवि नागं डहरंति नच्चा,
आसायए से अहिआय होइ ।
एवायरियंपि हु हीलयंतो,
निअच्छइ जाइपहं खु मंदो ॥ ४ ॥

પદાર્થાન્વય :— जे आवि ( જે કોઈ અજ્ઞાની પુરુષ ) नागं ( સર્પને ) डहरंति [ નાનુ-બચ્ચુ છે એમ ] नच्चा [ જાણીને ] आसायए [ તેની કદર્થના કરે છે] से [ તે ચિડાયેલો સર્પ ] अहिआय ( અહિતને માટે ) होइ [ હોય છે ] एवं ( એ પ્રમાણે ) आयरियंपि [ આચાર્યની પણ ] हीलयंतो [ હીલણા કરનારો ] मंदो [ મૂર્ખ ] खु [ નિશ્ચયે ] जाइपह ( એકેન્દ્રિયાદિ જાતિઓના માર્ગમા ) निअच्छइ [ જાય છે ]

ભાવાર્થ ·— કોઇ મૂર્ખ માણુસ સર્પને નાનો જાણીને ક્રોધિત કરે તો તેનું તે સર્પદ્વારા અહિત થાય છે. તેવીજ રીતે જે પોતાના અજ્ઞાનથી આચાર્યનુ અપમાન કરે છે તે ખરેખર પોતાના દુષ્કાર્યથીજ જન્મ મરણના ચક્કરમા કર્યા કરે છે ॥ ૪ ॥

आसीविसो वावि परं सुरुट्ठो,
कि जीवनासाओ परं नु कुज्जा ।
आयरिअपाया पुण अप्पसन्ना,
अबोहि आसायण नत्थि मुक्खो ॥ ५ ॥

પદાર્થાન્વય — परं ( અત્યંત ) सुरुट्ठो [ કુપિત થયેલો ] आसीविसो वावि [ આશી-વિષ સર્પ પણ] जीवनासाउ [ પ્રાણુનાશથી ] परं [ અધિક ] किं नु कुज्जा [ શું કરી શકે છે ? ] पुण [ પરન્તુ ] आयरिअपाया ( પૂજ્યપાદ આચાર્યોને ) अप्पसंन्ना [ અપ્રસન્ન કરવામાં આવે તો] अबोही [ અબોધિની – મિથ્યાત્વની પ્રાપ્તિ થાયછે ] आसायण ( તેમની આશાતનાથી ) मुक्खो [ મોક્ષ ] नत्थि [ થતો નથી ]

ભાવાર્થ :— આ કાવ્યમા દૃષ્ટાંત અને દાર્ષ્ટાન્તિકનું મહદ્ અન્તર દેખાડેલ છે. આશી-વિષ સર્પ જો કદાપિ કુપિત થાય તો પ્રાણુનાશથી અધિક કંઈ કરી શકે નહિ પરન્તુ જો આશાતના કરવાવડે પૂજ્ય આચાર્યદેવ અપ્રસન્ન થઈ જાય તો તેની અપ્રસન્નતાના કારણથી અજ્ઞાનની પ્રાપ્તિ થાય અજ્ઞાનથી મિથ્યાત્વની પ્રાપ્તિ અને મિથ્યાત્વની પ્રાપ્તિથી આશાતનાકારક અનંત સંસાર-ચક્રમા પરિભ્રમણ કરે તથા મોક્ષની પ્રાપ્તિથી દૂર થાયછે. સૂત્રકારે આશાતનાનુ આ અબોધિફળ દેખાડી શિષ્યોની આંખો ખોલી છે અને કહ્યુ છે કે સમસ્ત ક્રિયાકાંડ પણ ગુરુવર્યોની આશાતનાથી નિષ્ફળ થાય છે. ॥ ૫ ॥

जो पावगं जलिअमवक्कमिज्जा,
आसीवीसं वावि हु कोवइज्जा ।
जो वा विसं खायइ जीविअट्ठी,
एसोवमासायणया गुरूण ॥ ६ ॥

पदार्थान्वय :— जो [ જે કોઈ ] जलिअं [ પ્રજ્વલિત ] पावगं [ અગ્નિને ] अवक्कमिज्जा ( મનથી અપક્રમણ કરે ) वा [ અથવા ] आसीवीसं वि [ આશીવિષ સર્પને પણ ] हु [ ખરેખર ] कोवइज्जा ( ક્રોધિત કરે ) वा [ અથવા ] जीविअट्ठी ( જીવનનો ઈચ્છુક ) जो [ જે કોઇ ] विसं [ હાલાહલ વિષને ] खायइ ( ખાઈજાય ) एसोवमा [ આ ઉપમાઓ ] गुरूणं ( ગુરૂજનોની ) आसायणया [ આશાતના સાથે સંબંધ રાખનારી છે ]

ભાવાર્થ :— જેમ કોઈ જીવન ઈચ્છુક આત્મા બળતી અગ્નિમા પ્રવેશ કરેછે દષ્ટિવિષ સર્પને કોપાવે છે અથવા વિષ ભક્ષણ કરે છે તો તે આત્મા કદાપિ બચી શકે નહિ અર્થાત મૃત્યુ પામી જાય તેમ સાધકજન ગુરુની આશાતના કરી સયમ જીવન જીવી શકે નહિ ॥ ૬ ॥

सिआ हु से पावय नो डहिज्जा,
आसीविसो वा कुवियो न भक्खे ।
सिआ विसं हालहलं न मारे,
न आवि मुक्खो गुरुहीलणाए ॥ ७ ॥

પદાર્થાન્વય :— सिआ ( કદાચિત્ ) से [ તે ] पावय [ પ્રચંડ અગ્નિ ] हु [ ખરેખર ] नो डहिज्जा [ દહન કરે નહિ ] वा [ અથવા ] कुविओ [ કુપિત થયેલ ] आसीविसो ( આશીવિષ સર્પ ) न भक्खे [ કરડે નહિ ] वि [ એજ પ્રમાણે ] सिआ [ કદાચિત્ ] से ( તે ) हालहलं ( હલાહલ નામનું ખાધેલુ તીવ્ર વિષ પણ ) न मारे [ મારે નહિ પરન્તુ ] गुरुहीलणाए ( ગુરૂની હીલણા કરવાથી ) न आवि मुक्खो ( મોક્ષ કદી મળતો નથી )

ભાવાર્થ :— કદાચિત્ વિદ્યા કે મંત્ર આદિના બળથી અગ્નિ પણ બાળે નહિ, કોપાયમાન થયેલો દષ્ટિવિષ સર્પ પણ કરડે નહિ, તેમજ હલાહલ વિષ પણ કદાચિત્ મારે નહિ. પરંતુ ગુરુનો કરેલ તિરસ્કાર તો નિષ્ફળ જાયજ નહિ, તેના ફુળસ્વરુપે અવશ્ય મોક્ષમાર્ગ પ્રાપ્ત થાયજ નહિ અર્થાત્ સંયમથી ભ્રષ્ટજ થાય ગુરુનો તિરસ્કાર મોક્ષપ્રતિબંધક શત્રુ છે તેમા અપવાદને લેશમાત્ર સ્થાન નથી ॥ ૭ ॥

जो पव्वयं सिरसा भेत्तुमिच्छे,
सुत्तं वा सीहं पडिबोहइज्ज ।
जो वा दए सत्तिअग्गे पहारं,
एसोवमा ऽऽसायणया गुरूणं ॥ ८ ॥

પદાર્થાન્વય :— जे [ જે કોઈ પુરૂષ ] पव्वय [ પર્વતને ] सिरसा [ મસ્તકથી ] भेत्तुं ( ફોડવાની ઇચ્છા કરે ) व ( તથા ] सुत्तं [ સુતેલા ] सीहं ( સિંહને ) पडिबोहइज्जा

( પ્રતિબોધિત કરે-જગાડે ) वा તથા । जे [ જે કોઈ ] सत्तिअग्गे (શકિતની ધારાપર-ભાલાની અણિઉપર ] पहारं [ હાથપગથી પ્રહાર ] दए ( કરે ) एसोवमा ( આ ઉપમાઓ ) गुरूणं ( ગુરુઓની ) आसायणया ( અશાતના સાથે સંબંધ ધરાવે છે. )

ભાવાર્થ :— જેમ કોઈ મૂર્ખ વ્યકિત પોતાના મસ્તક વડે પર્વતને ભેદી નાખવાની ઈચ્છા કરે, તથા કોઇ સૂતેલા સિંહને જાગૃત કરવાની ઇચ્છા રાખે, તેમજ કોઈ ભાલાની અણી ઉપર લાતનો પ્રહાર કરે તે સર્વે ક્રિયાઓ જેમ હાનિકારક છે, પોતાનેજ જીવનમુકત કરનાર નિવડે છે, તેમ ગુરુનો તિરસ્કાર કરનાર વ્યકિતની હાલત ઘણી દુઃખદ હોય છે. અવગણના માત્ર સાધકની મોક્ષ-દશામા બાધક બની રહે છે ॥ ૮ ॥

सिआ हु सीसेण गिरिंपि भिंदे,
सिआ हु सीहो कुविओ न भक्खे ।
सिआ न भिंदिज्ज व सत्तिअग्गं,
न आवि मुक्खो गुरुहीलणाए ॥ ९ ॥

પદાર્થાન્વય :— सिआ [ કદાચિત્ ] हु ( નિશ્ચયથી કોઇ ) सीसेण ( મસ્તકથી ) गिरिंपि [ પર્વતને પણ ] भिंदे [ ભેદી શકે ] सिआ ( કદાચિત્ ) कुविओ ( કુપિત થયેલ ) सीहो [ સિંહ પણ ] हु ( ખરેખર ) न भक्खे [ ભક્ષણ કરે નહિ ] वा [ તથા ] सिआ ( કદાચિત્ सत्तिअग्गे ( ભાલાના ધાર પણ ) न भिंदिज्ज [ હસ્તાદિને વિંધે નહિ, આ સર્વ વાતો કદાચિત્ બની જાય પરંતુ ] न आवि मुक्खो गुरुहीलणाए [ ગુરુની કરેલ અવહેલનાના કારણે મોક્ષ પ્રાપ્ત થાય નહિ ]

ભાવાર્થ -- કદાચિત્ કોઈ પોતાની શક્તિથી અથવા દૈવયોગે મસ્તકવડે પર્વતને ભેદીનાખે, કોપેલો સિંહ પણ કદાચ ભક્ષણ કરે નહિ તથા ભાલાની અણીપણ કદાચ વિંધે નહિ, પરંતુ ગુરુનો કરેલો તિરસ્કાર કે તેની અવગણના તો બરાબર સાધકના મોક્ષમાર્ગમા બાધાક ઉત્પન્ન કરેજછે. ॥ ૯ ॥

आयरिअपाया पुण अप्पसन्ना,
अबोहि आसायण नत्थि मोक्खो ।
तम्हा अणाबाहसुहाभिकंखी,
गुरुप्पसायाभिमुहो रमिज्जा ॥ १० ॥

પદાર્થાન્વય – आयरिअपाया [ પૂજ્યપાદ આચાર્ય ] अप्पसन्ना ( અપ્રસન્ન થયેલા હોય તો ) अबोहि ( અબોધિકારક થાય છે, તેથી નિશ્ચિત છે કે ) आसायण ( આશાતનાથી )

**मोक्खो** ( મોક્ષ ) **नत्थि** ( થાય નહિ ) **तम्हा** ( તે માટે ) **अणावाहसुहाभिकंखी** [ અનાબાધ મુકિતના સુખના ઇચ્છુક ભવ્યાત્માએ ] **गुरुप्पसायाभिमुहो** ( ગુરૂની પ્રસન્નતાને માટે ) **रमिज्जा** [ સચેષ્ટ રહેવું જોઇએ ]

ભાવાર્થ :— જે પૂજ્યપાદ આચાર્ય કોઇ કારણથી અપ્રસન્ન થઇ જાયતો શિષ્યને મિથ્યાત્વની પ્રાપ્તિ થાયછે. કારણ કે ગુરુદ્વારા સમ્યગ જ્ઞાન પ્રાપ્ત કર્યા વિના શંકાઓ ઉત્પન્ન થાય, અને પુન. આત્મા મિથ્યાત્વ તરફ પ્રવૃત્તિ કરતો થઈ જાય, માટે અવ્યાબાધ સુખના ઇચ્છુક આત્માને યોગ્ય છે કે – ગુરુદેવોને પ્રસન્ન કરવામાટે સદૈવ પ્રયત્નશીલ રહે અર્થાત્ જે જે ક્રિયાઓ કરવાથી ગુરુદેવ પ્રસન્ન થઇને જ્ઞાનદાન આપતા રહે તે ક્રિયાઓ અવશ્ય શિષ્યોએ કરવા યોગ્યછે. કારણકે સદ્–ગુરુદેવ મોક્ષ–પથપ્રદર્શક છે ॥ ૧૦ ॥

जहाहिअग्गी जलणं नमंसे,
नाणाहुईमंतपयाभिसित्तं ।
एवायरिअं उवचिट्ठइज्जा,
अणंतनाणोवगओ वि संतो ॥ ११ ॥

પદાર્થાન્વય :– **जहा** [ જેમ ] **आहिअग्गी** ( અગ્નિહોત્રી બ્રાહ્મણ ) **नाणाहुईमंतपयाभिसित्तं** [ વિવિધ પ્રકારની આહુતિઓ અને મંત્ર–પદોથી અભિષિકત કરેલી ] **जलणं** ( અગ્નિને ) **नमंसे** [ નમસ્કાર કરે છે ] **एव** ( આ પ્રમાણે ) **अणंतनाणोवगओ वि संत्तो** [ અનંત જ્ઞાનધારી થઇ જવા પર પણ શિષ્ય] **आयरिअं** [ આચાર્યની ] **उवचिट्ठइज्जा** ( વિનય પૂર્વક સેવા ભકિત કરે )

ભાવાર્થ — જેમ અગ્નિહોત્રી બ્રાહ્મણ અગ્નિમા ભિન્ન ભિન્ન પ્રકારના ઘી મધ વગેરે પદાર્થોની આહુતિઓ આપી તથા વેદના મંત્ર–પદોવડે અભિષિકત કરી હોમાગ્નિને નમસ્કાર કરે છે તેમ શિષ્ય અનંતજ્ઞાનને પામવા છતાં પણ ગુરુદેવની વિનયપૂર્વક ભકિત કરે રાગદ્વેષના સંપૂર્ણ–ક્ષય થયા પછીજ સંપૂર્ણજ્ઞાન ઉત્પન્ન થાયછે. તેની ઉચ્ચ સ્થિતિ પામવા છતા પણ ગુરુનો વિનય જાળવવાનો વ્યવહાર દેખાડી શાસ્ત્રકારોએ વિનયનુ અપાર માહાત્મ્ય દર્શાવ્યુ છે ॥ ૧૧ ॥

जस्संतिए धम्मपयाइ सिक्खे,
तस्संतिए वेणइयं पउंजे ।
सक्कारए सिरसा पंजलीओ
कायग्गिरा भो मणसा अ निच्चं ॥ १२ ॥

પદાર્થાન્વય :– **जस्संतिए** ( જેના સમીપમા ) **धम्मपयाइं** ( ધર્મશાસ્ત્રો ) **सिक्खे** [ શીખે ]

तस्संतिए ( તે ગુરુદેવની સમીપે શિષ્ય સદા ) वेणइयं [ વિનયનો ] पउंजे ( પ્રયોગ કરે ) भो [ વિનય કેવી રીતે કરાય તે વિધિ દેખાડતા ગુરુ દેવ કહે છે હે શિષ્ય ! ) पंजलीओ [ હાથ જોડીને ] सिरसा [ મસ્તક વડે તથા ] कायग्गिरा ( વચન અને શરીરથી ) अ [ તથા ] मणसा ( મન થી) निच्च ( સદાકાળ શિષ્ય, ગુરુનો) सक्कारए [ સત્કાર કરે. ]

ભાવાર્થ :-- શિષ્યનુ કર્તવ્ય છે કે જે ગુરુની પાસેથી ધર્મશાસ્ત્રના ગૂઢ રહસ્યો શીખેલો હોય તે ગુરુનો વિનય ભાવ યથાયોગ્ય કરે તેમજ મસ્તકે અંજલિ જોડી તેમને પ્રણામ કરે વચનથી તેમનો સત્કાર કરે અને કાયાથી તેમની સેવા કરે; આ રીતે હંમેશા મન. વચન અને કાયા એ ત્રણે યોગોથી ગુરુનો સત્કાર કરે ॥ ૧૨ ॥

लज्जा दया संजम बंभचेरं,
कल्लाणभागिस्स विसोहिठाणं ।
जे मे गुरू सययमणुसासयंति,
तेहिं गुरू सययं पूअयामि ॥ १३ ॥

પદાર્થાન્વય :- कल्लाणभागिस्स [ કલ્યાણ ભાગી સાધુને ] लज्जा ( લજ્જા ) दया (દયા) संजम ( સંયમ તથા ) बंभचेरं ( બ્રહ્મચર્ય, એ સર્વે ) विसोहिठाणं ( વિશુદ્ધિનું-કર્મમલ દૂર કરવાનુ સ્થાન છે ) जे ( જે ) गुरू ( ગુરુ ) मे ( મને ) सययं [ નિરન્તર ] अणुसासयंति (હિત-શિક્ષા આપે છે. ) तेहिं गुरू [ તે ગુરુઓની હુ ] सययं ( નિરન્તર ) पूअयामि [ પૂજા કરૂ છુ, એમ ભાવ રાખે ]

ભાવાર્થ :— સાધક કલ્યાણને ઈચ્છતો હોય તો તેને માટે લજ્જા-અપવાદ ભયરૂપ, દયા-અનુકંપારૂપ, સંયમ-પૃથ્વી આદિના જીવોની-રક્ષારૂપ, બ્રહ્મચર્ય-વિશુદ્ધ તપોડનુષ્ઠાન રૂપ, એ સર્વે આત્મવિશુદ્ધિના સ્થાનો છે અર્થાત કર્મમલને દૂર કરવાના કારણો છે માટે મારા ઉપકારી ગુરુ સતત આવી શિક્ષાઓ મને આપે છે તે મારા હિતરૂપ છે તેથીજ મારે સતત ગુરુવર્યની સત્કાર સેવા પૂજા કરવી તેજ યોગ્ય છે ॥ ૧૩

जहा निसंते तवणच्चिमाली
पभासई केवल भारहं तु
एवायरिओ सुअसीलबुद्धिए,
विरायई सुरमज्झेव इंदा ॥ १४ ॥

પદાર્થાન્વય - जहा [ જેમ ] निसंते [ રાત્રિના અંતમા ] तवणच्चिमाला [ પ્રકાશ કરતો

સૂર્ય પોતાના કિરણોથી ] तु (નિશ્ચયે) केवल भारहं (સમસ્ત ભારત વર્ષને) पभासइं (પ્રકાશિત કરે છે) एव [એજ પ્રમાણે] आयरिओ [આચાર્ય] सुअसीलवुद्धिए (શ્રુત શીલ અને બુદ્ધિથી જીવાદિ પદાર્થોને પ્રકાશે છે તથા) व (જેમ) सुरमज्झे (દેવો મધ્યે) इंदो [ઇન્દ્ર ની જેમ આચાર્ય પણ સાધુઓની મધ્યે ] विरायइ (શોભા પામે છે)

ભાવાર્થ ·— જેમ રાત્રિ વ્યતીત થવાપર ક્રમશ તપતો સૂર્ય સંપૂર્ણ ભરતક્ષેત્રમા પ્રકાશ કરે છે તેજ પ્રમાણે આચાર્ય દેવ પોતાના જ્ઞાન, દર્શન, ચારિત્ર અને બુદ્ધિથી જીવાદિ પદાર્થોને પ્રકાશિત કરે છે અને જેમ દેવોમા ઇન્દ્ર શોભે તેમ સાધુગણમાં તે શોભા પામે છે. ॥ ૧૪ ॥

जहा ससी कोमुइजोगजुत्तो,
नक्खत्ततारागणपरिवुडप्पा ।
खे सोहइ विमले अब्भमुक्के,
एवं गणी सोहइ भिक्खुमज्झे ॥ १५ ॥

પદાર્થાન્વય .– जहा [જેમ] कोमुइजोगजुत्तो [કૌમુદી–ચન્દ્રિકાના યોગથી યુક્ત] नक्खत्ततारागणपरिवुडप्पा (નક્ષત્ર અને તારાઓના સમૂહથી પરિવૃત) ससी (ચંદ્રમા) अब्भमुक्के [વાદળાઓથી રહિત] विमले (નિર્મળ–સ્વચ્છ) खे (આકાશમા) सोहइ (શોભા પામે છે) एवं [આ પ્રમાણે) गणी [આચાર્ય] भिक्खुमज्झे [ભિક્ષુઓની મધ્યમા] सोहइ (શોભે છે)

ભાવાર્થ .— જેમ શરદ પૂર્ણિમાનો ચંદ્રમા ગ્રહ, નક્ષત્ર અને તારા ગણના પરિવારથી યુક્ત થઇને વાદળાં રહિત સ્વચ્છ આકાશમા અતિ સુદર અને દેદીપ્યમાન દેખાય છે તેજ પ્રમાણે ગણને ધારણ કરનારા આચાર્ય પણ સંઘરૂપી નિર્મળ આકાશમા પોતાના સુસાધુગણના પરિવારથી શોભા પામે છે. ॥ ૧૫ ॥

महागरा आयरिआ महेसी,
समाहिजोगे सुअसीलवुद्धिए ।
संपाविउ कामे अणुत्तराइं,
आराहए तोसइ धम्मकामी ॥ १६ ॥

પદાર્થાન્વય .– अणुत्तराइं (સર્વોત્કૃષ્ટ જ્ઞાનાદિ રત્નોને) संपाविउकामे (પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળા) धम्मकामी (ધર્માભિલાષી સાધુ) महागरा (જ્ઞાનાદિ રત્નોની ખાણ તથા) समाहिजोगे सुअसीलवुद्धिए [સમાધિયોગ શ્રુત, શીલ અને બુદ્ધિથી યુક્ત] महेसी [મહર્ષિ] आयरिआ [આચાર્યોની] आराहए (આરાધના કરે તથા) तोसइ [વિનયાદિથી પ્રસન્ન કરે]

ભાવાર્થ :— સદ્ધર્મનો ઈચ્છુક અને તે દ્વારા અનુત્તમ સુખનો અભિલાષી સંયમી, જ્ઞાન, દર્શન તથા શુદ્ધ ચારિત્રના મહાભંડારરૂપ તથા શ્રુત, શીલ તથા બુદ્ધિથી યુક્ત સમાધિવંત એવા આચાર્ય મહર્ષિઓને વિનય અને ભક્તિથી સંતુષ્ટ કરે છે અને તેઓને આરાધી લે છે. ॥ ૧૬ ॥

सुच्चाण मेहावि सुभासिआइ,
सुस्सूसए आयरिअप्पमत्तो ।
आराहइत्ता ण गुणे अणेगे,
से पावई सिद्धिमणुत्तर ति बेमि ॥ १७ ॥

પદાર્થાન્વય :- **मेहावि** ( બુધ્ધિમાન્ સાધુ ) **सुभासिआइ** [ સુભાષિત વચનોને ] **सुच्चा** [ સાભળીને ] **अप्पमत्ता** [ પ્રમાદને ત્યાગીને ] **आयरिअ** ( આચાર્યની ) **सुस्सूसए** [ સેવા શુશ્રૂષા કરે ] **से** ( તે સાધુ ) **अणेगे** ( અનેક ) **गुणे** ( ગુણોની ) **आराहइत्ता** (આરાધના કરીને ) **अणुत्तरं** ( સર્વોત્કૃષ્ટ) **सिद्धिं** ( સિદ્ધિને ) **पावई** ( પામે છે ) **त्ति बेमि** [ એ પ્રમાણે હુ કહુ છું ]

ભાવાર્થ — જે બુદ્ધિમાન્ સાધક હોય છે તે આ ઉપરના સુભાષિતોને સાભળીને અપ્રમત્તપણે પોતાના આચાર્યદેવની સેવા કરે છે અને તે દ્વારા સત્જ્ઞાન, સચ્ચારિત્ર ઇત્યાદિ અનેક ગુણોને આરાધીને ઉત્તમ એવી સિદ્ધ ગતિને પ્રાપ્ત કરે છે એમ હું કહું છું

આ પ્રમાણે સુધર્માસ્વામીએ જબૂસ્વામીને કહ્યુ હતું ॥ ૧૭ ॥

—:: નવમાધ્યયન પ્રથમોદ્દેશ સમાપ્ત .:—

# દ્વિતીય ઉદ્દેશક

मूलाउ खंधप्पभवो दुमस्स,
खंधाउ पच्छा समुविंति साहा ।
साहप्पसाहा विरुहंति पत्ता,
तओ सि पुप्फं च फलं रसो अ ॥ १ ॥

પદાર્થાન્વય **दुमस्स** (વૃક્ષના) **मूलाउ** [મૂલથી] **खंधप्पभवो** [સ્કંધ ઉત્પન્ન થાય છે] **पच्छा** [ત્યાર પછી] **खंधाउ** [ સ્કંધથી ] **साहा** [શાખાઓ] **समुविंति** (ઉત્પન્ન થાય છે) **साहप्पसाहा** [શાખાઓથી પ્રશાખાઓ] **विरुहंति** (ઉત્પન્ન થાય છે) **तओ** [ત્યાર પછી] **पत्ता** (પત્ર ઉત્પન્ન થાય છે અને પછી) **सि** [તે વૃક્ષને] **पुप्फ** (પુષ્પ) **च** [અને] **फलं** [ફળ) **च** (અને) **रसो** [રસ ઉત્પન્ન થાય છે]

ભાવાર્થ — જેમ મૂળથી વૃક્ષનું થડ, થડમાથી શાખા, શાખામાથી પ્રતિશાખાઓં, શાખા અને પ્રતિશાખાઓમાથી પાદડાઓ ઉત્પન્ન થાય છે અને પછી ક્રમથી તે વૃક્ષમાં ફૂલો, ફળો અને મધુરો રસ ઉત્પન્ન થાય છે ॥ ૧ ॥

एवं धम्मस्स विणओ, मूलं परमो अ से मुक्खो ।
जेण किर्त्ति सुअं सिग्घ, नीसेसं चाभिगच्छइ ॥ २ ॥

પદાર્થાન્વય **एवं** (આ પ્રમાણે) **धम्मस्स** [ધર્મરૂપ વૃક્ષનુ] **मूलं** (મૂળ) **विणओ** (વિનય છે) **च** [અને) **से** (તે ધર્મરૂપ વૃક્ષનુ) **परमो** (ઉત્કૃષ્ટ રસ–યુકત ફલ) **मुक्खो** [મોક્ષ છે] **जेण** [જેનાવડે વિનયી શિષ્ય] **क्रित्ति** (કીર્તિ) **सुअ** [શ્રુત] **च** (અને) **नीसेसं** (સંપૂર્ણ) **सिग्घ** [શ્લાઘાને] **अभिगच्छइ** (પ્રાપ્ત કરે છે)

ભાવાર્થ :— આ પ્રમાણે ધર્મરૂપ વૃક્ષનું મૂળ વિનય છે અને તેનુ અંતિમ પરિણામ–રસરૂપ મોક્ષછે તે વિનયરૂપી મૂળદ્વારા વિનયી શિષ્ય આ લોકમા કીર્તિ, અને જ્ઞાન પ્રાપ્ત કરી મહાપુરૂષોદ્વારા પરમશ્લાઘાને પામે છે અને ક્રમશ પોતાનો આત્મવિકાસ સાધીને પરમ કલ્યાણ મોક્ષને પણ પામે છે

જે વૃક્ષનું ફળ મોક્ષ હોય તે વૃક્ષ કેવુ મહત્ત્વશાળી હોવુ જોઇએ તે સહજ સમજાય તેવી સ્પષ્ટ હકીકત છે અહીં ધર્મને વૃક્ષની ઉપમા આપવાનો હેતુ એ છે કે ધર્મની ભૂમિકાઓનો પણ અનુક્રમ હોય છે

સદ્ધર્મનુ માહાત્મ્ય જેટલુ વિશેષ તેટલુંજ વિનયનું પણ માહાત્મ્ય વિશેષજ હોવું જોઇએ. અહીં વિનયનો અર્થ વિશિષ્ટ નીતિ એટલે સજ્જનનું કર્ત્તવ્ય. દયા, પ્રેમ, વિવેક, સંયમ, પરોપકાર, એ બધાં સજ્જનના કર્તવ્યો છે. આવાં કર્તવ્યો બજાવનાર વિનીત ગણાય આવા વિનયથી મહા-પુરુષોની કૃપા પ્રસાદી સાધ્ય બને છે. એવો વિનય તેજ સદ્ધર્મરૂપ કલ્પવૃક્ષનું મૂળ, ધૈર્ય એ તેનો કંદ, જ્ઞાન એ-તેનો સ્કંધ, શુભભાવ-જેના દ્વારા તેને પોષણ મળે એ તેની ત્વચા, સંપૂર્ણ અનુકંપા, સત્ય, અચૌર્ય બ્રહ્મચર્ય અને ત્યાગ એ તેની શાખાઓ, ઉત્તમ ભાવના એ તેની પ્રતિશાખાઓ, ધર્મ-ધ્યાન અને શુકલધ્યાન એ તેના પલ્લવો, નિર્વિષયતા, નિર્લોભતા અને ક્ષમાદિ ગુણો તે તેના પત્રો, વાસનાનો ક્ષય અને દેહાધ્યાસનો ત્યાગ એ તેનાં પુષ્પો, મોક્ષરૂપ ફળ અને નિરાબાધ સુખ તે તેનો મધુર રસ સમજવો. ॥ ૨ ॥

जे अ चंडे मिए थद्धे,
दुव्वाई नियडी सढे ।
वुज्झइ से अविणीअप्पा,
कट्ठं सोअगयं जहा ॥ ३ ॥

પદાર્થાન્વય - जे [ જે ] चंडे ( ક્રોધી છે ) मिए [ મૂર્ખ છે ] थद्धे [ અહંકારી છે ] दुव्वाई [ દુર્વાદી છે-કઠોર ભાષી છે ] नियडी ( કપટી છે ) अ ( તથા ) सढे ( સંયમ યોગમા આદરહીન છે ] से [ તે ] अविणीअप्पा [ અવિનીતાત્મા ] सोअगयं [ જલ પ્રવાહ પતિત ] कट्ठं ( કાષ્ઠ ) जहा [ જેમ વહી જાય છે, તેમ ] वुज्झइ [ સંસાર સાગરમા વહી જાય છે ]

ભાવાર્થ :— આ ગાથામા અવિનયનુ ફળ દેખાડેલછે યથા- જે પુરુષ ક્રોધ કરનાર છે, હિતકારી વાત લક્ષ્યમા લેતો નથી, જાત્યાદિના મદથી ઉન્મત્ત રહે છે કઠોર ભાષી છે, છલ કપટ કર-વામા પાવરધો છે અને સંયમના શુભ યોગોનો અનાદર કરનાર છે તે અવિનીત છે તે કોઈ પૂજ્ય-પુરૂષનો વિનય કરી શકતો નથી અવિનય-દોષથી યુક્ત આત્મા સંસાર સાગરના પ્રવાહમા તણાતો રહે છે. જેમ સરિતાના પ્રવાહમાં કાષ્ઠ તણાય જાય તેમ આવો અવિનીત આત્મા દુઃખ, ખેદ કલેશ, વૈર વિરોધમા સબડ્યા કરે છે. વિનય વિના સુખ શાંતિની સુધાધારાનો આસ્વાદન કરી શકતો નથી ॥ ૩ ॥

विणयंपि जो उवाएणं चोइओ कुप्पइ नरो ।
दिव्वं सो सिरिमिज्जंतिं, दंडेण पडिसेहए ॥ ४ ॥

પદાર્થાન્વય :— जो ( જે ) नरो [ મનુષ્ય ] उवाएण [ કોઇ ઉપાય થી ] विणयंपि [ વિનય ધર્મ પ્રત્યે ] चोइओ ( પ્રેરિત કરાય તો ) कुप्पइ [ ક્રોધિત થાય છે ]

सो (તે) इज्जंतिं (આવતી) दिव्वं (દિવ્ય)-सिरिं [લક્ષ્મીને] दंडेण (દંડથી) पडिसेहए (પ્રતિષેધિત કરે છે)

ભાવાર્થ.— કોઇ ઉપકારી મહાપુરુષ જ્યારે હિતશિક્ષા આપી અવિનીતને વિનયમાર્ગમાં લાવવા પ્રેરણા કરે ત્યારે તે મૂર્ખ મનુષ્ય ઉલટો કોપ કરીને તે હિતશિક્ષાનો તિરસ્કાર કરે છે તે ખરેખર આગણે આવેલી સ્વર્ગીય લક્ષ્મીને દંડ મારીને હાકી કાઢવા સમાન કાર્ય કરેછે.

આ ગાથાનો ભાવ એ છે કે ક્રોધી આત્મા ગુરુની હિતશિક્ષાપર ધ્યાન નથી આપતા, ઉલટું અપમાન કરવાના વ્યર્થ વિકલ્પોમા અટવાઇ પડે છે તે પોતાના હૃદય ભવનમા આવતી સકલ-સુખ-સાધિકા વિનયલક્ષ્મીને ક્રોધરૂપી કઠોરતર દંડથી તિરસ્કૃત કરીને બહાર કાઢે છે ॥ ૪ ॥

तहेव अविणीअप्पा, उववज्झा हया गया ।
दीसंति दुहमेहंता, आभिओगमुवट्ठिआ ॥ ५ ॥

પદાર્થાન્વય – तहेव [તેમજ] उववज्झा (પ્રધાન સેનાપતિ આદિલોકોને ત્યા) अविणी-अप्पा (અવિનીતાત્મા) हया [અશ્વો] गया (હાથીઓ) दुहमेहंता (દુ:ખ ભોગવતા) आभिओगमुवट्ठिआ [આભિયોગ્ય ભાવમા-સેવક ભાવમા જોડાયેલ] दीसंति (દેખાય છે)

ભાવાર્થ.— આ ગાથામા અવિનયના દોષો દેખાડ્યા છે જેમ- જે વિનયગુણથી રહિત આત્માઓ છે તે હમેશા દુ:ખજ પામે છે જેવી રીતે રાજા આદિ મહાપુરુષોના હાથી અને અશ્વો આદિ પશુ, જેઓ પોતાના સ્વામીની આજ્ઞા પાળતા નથી અર્થાત્ માલિકના ઇશારા પ્રમાણે કાર્યમા જોડાતા નથી તે ઘોર દુ:ખો ભોગવતા દેખાય છે જેમકે અત્યંત ભારનુ વહન કરવુ, કોરડાનો માર ખાવો, ભૂખ અને તૃષાથી પીડાવુ વગેરે; એવું પ્રત્યક્ષમા દેખાય છે, તે આભિયોગ્ય ભાવમા સદૈવ કાલ નિયત રહેછે ॥ ૫ ॥

तहेव सुविणीअप्पा, उववज्झा हया गया ।
दीसंति सुहमेहंता, इड्ढिं पत्ता महायसा ॥ ६ ॥

પદાર્થાન્વય – तहेव [તેમજ] उववज्झा (સેનાપતિ આદિ લોકોને ત્યા) सुविणी-अप्पा [સુવિનીતાત્મા] हया [અશ્વો તથા] गया (હાથીઓ) सुहमेहंता [સુખ ભોગવતા] इड्ढिंपत्ता (અનેકઋદ્ધિ પામેલા) महायसा [મહાયશવંત] दीसंति [દેખાય છે]

ભાવાર્થ — તેમનાથી વિપરીત સેનાપતિ વગેરે લોકોની શિક્ષાને પામી તેના આધિન રહી ઇશારા પ્રમાણે વર્તનારા સુવિનીત એવા અશ્વો તથા હાથીઓ અનેક દાસોથી સેવાતા, આભૂષણોની

સમૃદ્ધિ પામી, મહાયશવાળા બની, અતિ સુખ ભોગવતાં દેખાય છે. [ અશિક્ષિતને જેટલું જે પ્રમાણે દુઃખ છે તેટલુંજ તે પ્રમાણે શિક્ષિત વિનયવંતને સુખ, શાંતિ, અને ઋદ્ધિની પ્રાપ્તિ થાય છે. ] ॥ ૬ ॥

तहेव अविणीअप्पा, लोगंसि नरनारिओ ।
दीसंति दुहमेहंता, छाया ते विगलिंदिआ ॥ ७ ॥

પદાર્થાન્વય :- तहेव ( તેમજ ) लोए ( લોકમા ) अविणीअप्पा [ અવિનીત છે ] ते [ તે સર્વે ] नरनारिओ ( પુરૂષ અને સ્ત્રીઓ ) दुहमेहंता [ દુખ ભોગવતા તથા ] छाया [ ચાબૂક આદિના પ્રહારથી અંકિત શરીરવાળા ] विगलिंदिआ [ નાસિકાદિ ઇન્દ્રિયોથી હીન-નાકકટ્ટા-કાનકટ્ટા ઓષ્ટકટ્ટા વગેરે અવયવોથી વિકલ ઇન્દ્રિયવાળા ] दीसंति [ દેખાય છે ]

ભાવાર્થ :— ઉપરના દૃષ્ટાંત પ્રમાણે અવિનય કરનારા સ્ત્રી, પુરુષો આ લોકમાં ઘોરાતિઘોર દુઃખ ભોગવતા, માર પડવાથી ઘાયલ થયેલા, નાક, કાનાદિ કાપી નાંખવાથી વિકલેન્દ્રિય બનેલા પ્રત્યક્ષ દેખાય છે તે સર્વ અવિનયનુંજ ફળ હોય છે ॥ ૭ ॥

दंडसत्थपरिज्जुण्णा असब्भवयणेहि अ ।
कलुणा विवन्नछंदा, खुप्पिवासापरिगया ॥ ८ ॥

પદાર્થાન્વય :- दंडसत्थपरिज्जुण्णा [ દંડ અને શસ્ત્રોથી જર્જરિત ] अ [ તથા ] असब्भवयणेहि [ અસભ્ય વચનોથી તાડિત ] कलुणा [ અતિદીન ] विवन्नच्छंदा ( પરાધીન અને ) खुप्पिवासाइपरिगया ( ભુખ અને પ્યાસથી પીડિત ) दीसंति [ દેખાય છે ]

ભાવાર્થ — અવિનીત પુરુષ દંડ અને શસ્ત્રથી ક્ષત-વિક્ષત શરીરવાળા, અસભ્ય વચનોથી સર્વત્ર તિરસ્કાર પામનારા, દીનભાવ દેખાડનારા, પરાધીન જીવન વ્યતીત કરનારા તેમજ ક્ષુધા તૃષાની તીવ્ર અસહ્ય વેદના ભોગવનારા દેખાય છે. ॥ ૮ ॥

तहेव सुविणीअप्पा, लोगंसि नरनारिओ ।
दीसंति सुहमेहंता, इड्ढिं पत्ता महायसा ॥ ९ ॥

પદાર્થાન્વય — तहेव ( તેમજ ) लोगंसि ( લોકમા ) सुविणीअप्पा [ આજ્ઞા માનનારા સુવિનીત ] नरनारिओ ( નર અને નારીઓ ) सुहमेहंता [ સુખ ભોગવતા ] इड्ढिंपत्ता [ ઋદ્ધિને પામેલા તથા ] महायसा ( મહાયશવંત ) दीसंति ( દેખાય છે )

ભાવાર્થ પરંતુ જે નરનારીઓએ વિનયની આરાધના કરી હોય છે તે આ લોકમા

મહાયશસ્વી અને મહાસંપત્તિને પામી સુખ ભોગવતા દેખાય છે. ॥ ૯ ॥

तहेव अविणीअप्पा देवा जक्खा अ गुज्झगा ।
दीसंति दुहमेहंता, आभिओगमुवट्ठिआ ॥ १० ॥

પદાર્થાન્વય :— तहेव [ તેમજ ] अविणीअप्पा [ અવિનીતાત્મા ] देवा ( દેવ ) जक्खा ( યક્ષ ) अ [ અને ] गुज्झगा ( ગુહ્યક-ભવનપતિ દેવ ) दुहमेहंता [ દુઃખ ભોગવતા તથા ] आभिओगमुवट्ठिआ [ સેવક ભાવને પ્રાપ્ત થયેલા ] दीसंति [ દેખાય છે ]

ભાવાર્થ :— જેઓ કદાચ દેવયોનિમાં પુણ્ય કર્મથી જાય તો પણ વિનયધર્મથી જે વિરૂદ્ધ વર્ત્યા હોય છે તે જીવોની ત્યા પણ કઈ ગતિ થાયછે તે કહેછે .– અવિનીત આત્મા દેવ, યક્ષ કે ભવનપતિ ગુહ્યક નામક દેવ યોનિમાં ઉત્પન્ન થાય તો ત્યા પણ ચાકરપણુ પામીને દુઃખ ભોગવતાજ દેખાય છે ॥ ૧૦ ॥

तहेव सुविणीअप्पा, देवा जक्खा अ गुज्झगा ।
दीसंति सुहमेहता, इड्ढिपत्ता महायसा ॥ ११ ॥

પદાર્થાન્વય :— तहेव ( તેમજ ) सुविणीअप्पा [ આજ્ઞા પાલન કરનારા ] देवा ( દેવ ) जक्खा [ યક્ષ ] अ ( અને ) गुज्झगा [ ગુહ્યક ] सुहमेहंता ( સુખ ભોગવતા ) इड्ढिपत्ता ( ઋદ્ધિ ભોગવતા તથા ) महायसा [ મહાયશથી યુકત ] दीसंति ( દેખાય છે. )

ભાવાર્થ .— પરંતુ જે સુવિનીત આત્મા છે તે દેવ, યક્ષ અને ભવનપતિદેવ થઇને પણ ત્યા મહાયશસ્વી તથા મહાઋદ્ધિમાન્ થઈને સુખ ભોગવતાજ દેખાય છે આ રીતે પશુ, માનવ કે દેવ ત્રણે સ્થિતિમા સુખ અને દુઃખનો આધાર સદ્ગુણોની આરાધના પરજ છે. ॥ ૧૧ ॥

जे आयरिअ-उवज्झायाणं, सुस्सूसावयणं करे ।
तेसिं सिक्खा पवड्ढंति, जलसित्ता इव पायवा ॥ १२ ॥

પદાર્થાન્વય — जे ( જે શિષ્યો ) आयरिअउवज्झायाणं [ આચાર્યો અને ઉપાધ્યાયોની ] सुस्सूसावयणं करे ( સેવા–શુશ્રૂષા કરે છે અને એમના વચનોને માને છે ) तेसिं [ તે શિષ્યોની ] सिक्खा [ શિક્ષાઓ ] जलसित्ता इव पायवा [ જલથી સીંચેલા વૃક્ષોની સમાન ] पवड्ढंति [ વૃદ્ધિને પામે છે ]

ભાવાર્થ — જે સાધકો પોતાના ગુરુ તથા વિદ્યાગુરુની સેવા કરે છે અને તેમની આજ્ઞાનુસાર વર્તે છે તેઓની શિક્ષા–જ્ઞાન પાણીથી સિંચાયેલા વૃક્ષોની જેમ પ્રતિદિન વૃદ્ધિને પામે છે.

સત્પુરૂષોની દરેક ક્રિયાઓમાં સદ્બોધના ભંડારો ભર્યા પડ્યા હોય. તેમાંથી જિજ્ઞાસુ અને સત્યશોધક સાધક જીવનના અગમ્ય કોયડાઓ ક્ષણ માત્રમા ઉકેલી શકે છે. તેઓ આત્મવિકાસની દિશામાં આગળ–આગળ વધતા જાય છે. ॥ ૧૨ ॥

अप्पणट्ठा परट्ठा वा, सिप्पा नेउणिआणि अ ।
गिहिणो उवभोगट्ठा, इहलोगस्स कारणा ॥ १३ ॥

પદાર્થાન્વય :– **गिहिणो** ( ગૃહસ્થ લોકો ) **इहलोगस्स** [આ લોકના ] **कारणा** ( કારણે ] **उवभोगट्ठा** [ ઉપભોગને માટે ] **अप्पणट्ठा** [ પોતાના માટે ] **वा** ( અથવા ) **परट्ठा** [ પરના માટે] **सिप्पा** [ શિલ્પ કળાઓને ] **अ** ( અને ) **नेउणिआणि** [ નૈપુણ્ય કળાઓને શીખે છે ]

ભાવાર્થ·– ગૃહસ્થો પોતાના જીવનનિર્વાહને માટે તથા પર–સગાસંબંધી કુટુંબ આદિના પાલન–પોષણને માટે ફક્ત આ લોકમાજ સુખ સાધન એશ આરામને માટે વિવિધ પ્રકારની શિલ્પ–કળાઓ તથા તેની નિપુણતાને શીખવા માટે તે તે કલાઓના આચાર્યો પાસે જાય છે ત્યાં– ॥ ૧૩ ॥

जेण वंधं वहं घोरं, परिआवं च दारुणं ।
सिक्खमाणा निअच्छंति, जुत्ता ते ललिइंदिआ ॥ १४ ॥

પદાર્થાન્વય .– **जेण** ( કલાઓને શીખવામા ) **जुत्ता** [ જોડાયેલા ] **ललिइंआ** ( સુકોમલ શરીરવાળા ) **ते** ( રાજકુમારાદિ ) **सिक्खमाणा** કળા શીખતા થકા આચાર્યો વડે ) **वधं** [ બંધનને ] **घोरं** [ ભયકર ] **वह** ( વધને ) **च** ( તથા ) **दारुणं** [ કઠોર ] **परिआवं** ( પરિતાપને ) **नियच्छति** ( પ્રાપ્ત કરે છે )

ભાવાર્થ — રાજકુમારો તથા શ્રીમત શ્રેષ્ઠીઓના પુત્રો કળાઓ શીખવા માટે આવેછે ત્યારે કલા શીખવામા પાઠ ભૂલી જવાય અથવા સ્ખલના થાય ત્યારે આચાર્યો હિતબુદ્ધિએ કળાઓમા પારગત કરવામાટે કમનીય શરીરવાળા રાજકુમરો હોય કે પછી દરિદ્ર બાળકો હોય તે બન્ને ઉપર એકજ દૃષ્ટિ રાખતા કયારેક રસ્સીથી બાંધે છે તો કયારેક કોરડો વીંઝે છે તો કયારેક ભર્ત્સનાદિ વડે માર્ગપર લાવે છે આ રીતે તે બાળકો વધ, બધન, માર, દારૂણ કષ્ટો સહન કરે છે છતા પણ— ॥ ૧૪ ॥

तेऽवि तं गुरुं पूअंति, तस्स सिप्पस्स कारणा ।
सक्कारंति नमंसंति, तुट्ठा निद्देसवत्तिणो ॥ १५ ॥

પદાર્થાન્વય – **तेऽवि** [ તે રાજકુમારાદિ છાત્રો ] **निद्देसवत्तिणो** ( ગુરુની આજ્ઞામાં રહેનારા)

तुट्ठा ( સંતુષ્ટ રહેનારા ) तस्स सिप्पस्स कारणं ( તે શિલ્પાદિ કળાઓ શીખી લેવાના ઉત્સાહને કારણે ) तं [ તે શિક્ષક ] गुरुं [ ગુરુ ની ] पूअंति [ પૂજા કરે છે ] सक्कारंति ( સત્કાર કરે છે તેમજ ) नमंसंति [ નમસ્કાર પણ કરે છે. ]

ભાવાર્થ :— આજીવિકાના સાધનભૂત વિવિધ શિલ્પકલાદિને શીખવામાં ઉત્સાહ ધારણ કરનારા તે વિદ્યાર્થિઓ બંધાદિ કષ્ટો દેનારા ગુરુ પ્રત્યે ક્રોધ નહિ કરતા પ્રત્યુત પ્રસન્ન ચિત્તે, મધુર વચને સ્તુતિ કરતા પૂજા કરે છે તથા વસ્ત્રાલંકારાદિ ઉપહાર આપી સત્કાર કરે છે, તેમજ કરબદ્ધાંજલિ જોડીને ઘુંટણુ ટેકવતા સપ્રેમ પ્રણામ કરે છે અને જે જે ગુરુ આજ્ઞા આપે છે તદનુસાર આચરણ કરે છે આ કળાઓ શીખતી વેળાએજ પૂજા સત્કારાદિ કરે છે એમ નહિ પરંતુ તત્પશ્ચાત્ પણ સત્કારાદિ કરે છે. ॥ ૧૫ ॥

किं पुणं जे सुअग्गाही, अणंतहिअकामए ।
आयरिआ जं वए भिक्खू, तम्हा त नोऽवत्तए ॥ १६ ॥

પદાર્થાન્વય – जे ( જે પુરુષ ) सुअग्गाही ( શ્રુત ગ્રહણ કરનારા હોય તથા ) अणंतहिअकामए ( અનંત હિતની કામના કરનારો હોય ) किं पुणं [ શું કહેવું ? ] तम्हा ( તે માટે તો ) आयरिआ [ આચાર્ય ] ज ( જે ) वए ( કહે ) त [ તે વચન ને ] भिक्खू [ સાધુ ] नाइवत्तए [ ઉલ્લંઘન અતિક્રમણ ન કરે ]

ભાવાર્થ – જ્યારે સ્વલ્પ લૌકિક સુખને માટે રાજકુમારાદિ કલાચાર્યની ઉપાસનાદિ કરે છે તો પછી પરમ પુરુષ પ્રણીત, કર્મમલ શોષક પરમાર્થે પરમતત્ત્વની પોષક કલ્યાણકારક શિક્ષા ગ્રહણ કરવા માટે મોક્ષાભિલાષી સાધક શું ન કરે ? અર્થાત્ ધર્માચાર્યની, રત્નત્રયની આરાધના માટે સમસ્ત આજ્ઞાઓ શિરોધાર્ય કરે સર્વસ્વ સમર્પણ કરીને શાશ્વત સિદ્ધિ સર કરવામાટે કદાપિ સદ્ગુરુના આદેશનું ઉલ્લંઘન ન કરે ॥ ૧૬ ॥

नीअं सिज्जं गइं ठाणं, नीअं च आसणाणि अ ।
नीअं च पाए वंदिज्जा, नीअं कुज्जा अ अंजलिं ॥ १७ ॥

પદાર્થાન્વય – नीअं ( ગુરુ દેવથી નીચી ) सिज्ज ( શય્યા ) गइ [ નીચી ગતિ, ] ठाणं [ નીચું સ્થાન ] च [ અને ] नीअं ( નીચું ) आसणाणि ( આસન ) कुज्जा ( કરે–રાખે ) च [ તથા ] नीअं [ સમ્યક્ પ્રકારથી નમ્ર થઈને ] अंजलिं [ અંજલી–નમસ્કાર ) अ ( તેમજ સમ્યક્ પ્રકારથી નમ્ર બનીને ) पाए ( ગુરુશ્રીના ચરણ કમલોની ) वंदिज्जा [ વંદના કરે ]

ભાવાર્થ :— હવે ગુરુ તરફનો કાયિક વિનય દેખાડે છે – સાધક ભિક્ષુ, શય્યા, આસન,

સ્થાન ગુરુ કરતાં નીચે રાખે, ચાલવામાં પણ ગુરુશ્રીની આગળ ન ચાલે અને નીચે નમીને ગુરુદેવના ચરણકમલોમાં વંદન કરે તથા ગુરુને કર જોડીને નમન કરે. ॥ ૧૭ ॥

**संघट्टइत्ता काएणं, तहा उवहिणामवि ।**
**खमेह अवराहं मे, वइज्ज न पुणत्ति अ ॥ १८ ।**

પદાર્થાન્વય :– **काएणं** [ આચાર્યના શરીરને તથા ] **उवहिणामवि** ( ઉપકરણોને ) **संघ–ट्टइत्ता** ( સ્પર્શ થઈ જાયનો શિષ્ય ગુરુને ) **वइज्ज** ( કહે કે ભગવન્ ) **मे** [ મારો ] **अवराहं** ( આ અપરાધ ) **खमेह** ( ક્ષમા કરો ) **न पुणत्ति** ( પુન આવું નહીં કરૂં )

ભાવાર્થ :— કોઈ સમયે અજ્ઞાનથી ગુરુના હસ્તપાદાદિ શારીરિક અવયવોને તથા યાવન્માત્ર ધર્મસાધનભૂત ઉપકરણોનો પાદાદિથી સંઘટ્ટો થઈ જાય તો, તેજ સમયે શિષ્ય નમ્ર થઈને પશ્ચા–ત્તાપની સાથે મુખથી ' મિચ્છા મિ દુક્કડ ' આપતા ગુરુશ્રીના ચરણકમલનો સ્પર્શ કરીને અપરાધની ક્ષમા યાચના કરે અને પ્રતિજ્ઞા કરે કે – હે ભગવન્ ! હું ઘણો મંદ ભાગી છું કે મારાથી આપનો અવિનય થઈ ગયો, માફ કરો, હવે હુ સાવધાની રાખીશ આવો અપરાધ ફરી નહિ કરૂં આ રીતે ક્ષમા યાચી પ્રતિજ્ઞા પ્રમાણે વિનયપૂર્વક વર્તન કરે ॥ ૧૮ ॥

**दुग्गओ वा पओएणं, चोइओ वहइ रहं ।**
**एव दुव्वुध्दि किच्चाणं, वुत्तो वुत्तो पकुव्वइ ॥ १९ ॥**

પદાર્થાન્વય - **वा** ( જેવી રીતે ) **दुग्गओ** [ ગલિયો બળદ ] **पओएणं** ( વાર વાર ચાબુકથી ) **चोइओ** [ તાડિત કરાતો ] **रहं** [ રથને ] **वहइ** ( વહન કરે છે ) **एव** ( તેવી રીતે ) **दुव्वुद्धि** ( દુર્બુદ્ધિ શિષ્ય ) **वुत्तो वुत्तो** [ વાર વાર કહેવાયેલો ] **किच्चाणं** [ આચાર્યોના કાર્યોને **पकुव्वइ** ( કરે છે )

ભાવાર્થ —ગળિયો બળદ જેમ ચાબુકનો પ્રહાર પડ્યા પછીજ રથને વહન કરે છે તેજ પ્રમાણે દુષ્ટ બુદ્ધિ અવિનીત શિષ્ય ગુરુદેવના વારવાર કહેવાથીજ કાર્ય કરે છે ॥ ૧૯ ॥

**आलवंते लवंते वा, न निसिज्जाए पडिस्सुणे ।**
**मुत्तूण आसणं धीरो, सुस्सूसाए पडिस्सुणे ॥ २० ॥**

પદાર્થાન્વય - **आलवंते** [ એકવાર બોલાવવાપર ] **वा** ( અથવા ) **लवंते** [ વારંવાર બોલા–વવા પર ] **धीरो** ( બુદ્ધિમાન્ શિષ્ય ) **निसिज्जाए** [ પોતાના આસન ઉપર બેસીને ] **न पडिस्सुणे** [ ન સાભળે ] **आसण** [ પરંતુ આસનને ] **मुत्तूण** ( ત્યાગીને ) **सुस्सूसाए** ( વિનય પૂર્વક ) **पडि–स्सुणे** [ આદેશ સાભળે અને તેનો યથોચિત ઉત્તર આપે ]

ભાવાર્થ :— આ ગાથામાં શિષ્યે ગુરુવર્યની આજ્ઞા કેવી રીતે સાંભળવી જોઈએ તેનો વિનય દેખાડેલ છે, જેમકે :— ગુરુશ્રી કોઈ કાર્યને માટે એક વાર બોલાવે તથા વારંવાર બોલાવે ત્યારે શિષ્ય આસન ઉપર રહીને પ્રત્યુત્તર ન આપે. પરન્તુ જે સમયે ગુરૂ આજ્ઞા-વચન કહે ત્યારે શીઘ્રતાથી આસન છોડીને ધૈર્યપૂર્વક શિષ્ય ગુરૂદેવ સમીપે આવી ઊભો રહે અને સાવધાન થઈને ગુરુદેવની વાત સાંભળે અને ત્યાર પછી વિનમ્રભાવે યથોચિત પ્રત્યુત્તર આપે. ॥ ૨૦ ॥

कालं छंदोवयारं च, पडिलेहित्ताण हेउहिं ।
तेण तेण उवाएणं, तं तं संपडिवायए ॥ २१ ॥

પદાર્થાન્વય :— कालं (શીતાદિ કાલને) छंदोवयारं [ ગુરૂશ્રીના અભિપ્રાયને તેમજ સેવા યોગ્ય ઉપચારોને ] च (તથા) हेउहिं [ તર્ક-વિતર્કરૂપ હેતુઓ વડે ] पडिलेहित्ता [ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ ભાવને સારી રીતે જાણીને ] तेण तेण (તે તે) उवाएणं [ ઉપાયવડે ] तं तं [ તે તે રીતે યોગ્ય કાર્યને ] सपडिवायए [ સંપ્રતિપાદિત કરે ]

ભાવાર્થ :— તેમજ તે બુદ્ધિમાન્ શિષ્ય તર્કથી, દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવથી ગુરૂશ્રીના અભિપ્રાયો અને સેવાના ઉપચારો જાણીને તે તે ઉપાયોને સમય પ્રમાણે આદરે.

અહિંયા વિવેક અને વ્યવસ્થા જાળવવાનું કહી મૂર્ખતા કે અંધશ્રદ્ધાને જરામાત્ર સ્થાન નથી એમ સમજાવ્યુ છે. ॥ ૨૧ ॥

विवत्ती अविणीअस्स, संपत्ती विणिअस्स अ ।
जस्सेय दुहओ नायं, सिक्खं से अभिगच्छइ ॥ २२ ॥

પદાર્થાન્વય :— अविणीअस्स (અવિનયી પુરુષને) विवत्ती [ વિપત્તિને च (અને) विणिअस्स (વિનીત પુરૂષને) संपत्ती (સદ્ગુણ રૂપી સંપત્તિની પ્રાપ્તિ થાય છે) जस्स [ જેને ] एय (આ ઉકત) दुहओ [ બન્ને પ્રકારે હાનિ અને વૃદ્ધિની ] नायं [ જાણ છે-પીછાણ્યુ છે ] स (તે પુરુષ) सिक्खं [ ઊંચી શિક્ષાને ] अभिगच्छइ (પ્રાપ્ત કરે છે)

ભાવાર્થ :— અવિનીતના સદ્ગુણો નાશ પામે છે, અને વિપત્તિ પ્રાપ્ત થાય છે ત્યારે સુવિનીતના દુર્ગુણો નાશ પામી સદ્ગુણોરૂપ સંપત્તિ પ્રાપ્ત થાયછે આવી જેને અ તરે ઓળખાણ છે તે કલ્યાણકારિણી શિક્ષા ને સુખપૂર્વક પ્રાપ્ત કરેછે ॥ ૨૨ ॥

जे आवि चंडे मइइड्ढिगारवे,
पिसुणे नरे साहसहीणपेसणे ।

अदिट्ठधम्मे विणए अकोविए,
असंविभागी न हु तस्स मुखो ॥ २३ ॥

પદાર્થાન્વય :- जे आवि [ જે કોઈ ] नरे [ મનુષ્ય ] चंडे [ ક્રોધી છે ] मइइड्ढिगारवे ( ઋદ્ધિ આદિના ગર્વમાં જેની બુદ્ધિ નિમગ્ન છે ) पिसुणे [ ચુગલીખોર છે ] साहस [ અયોગ્ય કાર્યમાં સાહસી ] विणए अकोविए ( વિનયથી અજાણ છે તથા ) असंविभागी [ જે સંવિભાગી નથી ] तस्स ( તેનો ) न हु मुक्खो ( કદાપિ મોક્ષ નથી. )

ભાવાર્થ :— જે સાધક સંયમી બનીને પણ બહુ ક્રોધી, પોતાના સ્વાર્થ સુખ માટે આતુર, આડી ચુગલી ખોર, ખોટા કાર્યોમાં સાહસિક, હલકા તુચ્છ મનુષ્યોનો તાબેદાર અધર્મી અવિનયી, મૂર્ખ પેટભરો એવો જે નામ માત્રનો વેશધારી સાધુ હોય છે તે કદાપિ મોક્ષનો અધિકારી બની શકતો નથી. ॥ ૨૩ ॥

निद्देसवत्ती पुण जे गुरूणं,
सुअत्थधम्मा विणयंमि कोविआ ।
तरित्तु ते ओघमिणं दुरुत्तरं,
खवित्तु कम्मं गइमुत्तमं गया ॥ त्तिबेमि ॥ २४ ॥

પદાર્થાન્વય :— पुण ( તથા ) जे [ જે શિષ્ય ] गुरूणं ( ગુરુદેવોની ) निद्देसवत्ती [ આજ્ઞામાં રહેનાર હોય છે ] सुअत्थधम्मा ( તથા શ્રુતાર્થ ધર્મના વિષયોમાં નિષ્ણાત્ છે તથા ) विणयंमि कोविआ ( વિનયધર્મમા કોવિદ છે ) ते [ તે સાધુ ] इणं [ આ ] दुरुत्तरं [ દુસ્તર ] ओघं [ સંસાર સાગરને ] तरित्तु ( તરી જઈને ) कम्मं [ કર્મને ] खवित्तु [ ક્ષય કરીને ] उत्तम (સર્વોત્કૃષ્ટ) गइं ( સિદ્ધ ગતિમાં ) गया ( ગયા છે જાય છે ) त्ति ( ઇતિ આ પ્રમાણે ) बेमि ( હું કહુ છું )

ભાવાર્થ :— જેઓ ગુરુની આજ્ઞામા રહેનાર, જ્ઞાન તથા ધર્મના રહસ્યને જાણનાર, વિનયનું પાલન કરવામા પંડિત પુરુષો હોય છે તેઓ દુખે કરીને તરી શકાય એવા ઘોર સંસાર-સાગરને તરી જઈ અર્થાત્ સકલ કર્મ નષ્ટ કરીને સર્વોત્તમ એવી સિદ્ધ ગતિને પામી ગયા છે. આરાધન કરે તે પામે છે અને પામશે

ક્રોધ, સ્વચ્છંદતા, માયા, શઠતા અને મદાંધતા એ પાંચ વિનય સખાના કટ્ટર શત્રુઓ છે. તેમનો ત્યાગ કરી તથા ઉપરના સદ્ગુણોની આરાધના કરી સાધક સંસારના પ્રવાહમાં ન વહેતાં પોતાની પ્રતિજ્ઞા પર અડગ અને સ્થિર રહે એમ હું કહું છું — ॥ ૨૪ ॥

---

* દ્વિતીયોદ્દેશક સમાપ્ત. *

# तृतीय उद्देशक.



आयरिअ अग्गिमिवाहिअग्गी,
सुस्सूसमाणो पडिजागरिज्जा ।
आलोइअं इंगिअमेव नच्चा,
जो छंदमाराहयई स पुज्जो ॥ १ ॥

પદાર્થાન્વય - **आहिअग्गी** [ અગ્નિહોત્રી બ્રાહ્મણ ] **इव** ( જેમ ) **अग्गिं** [ અગ્નિની આરાધના કરે છે. તેવી રીતે શિષ્યપણ ] **आयरिअं** ( આચાર્યની ) **सुस्सूसमाणो** [ શુશ્રૂષા કરતા ] **पडिजागरिज्जा** | પ્રત્યેક કાર્યમા સાવધાન રહે, ] **जो** [ જે ] **आलोइअं** ( આચાર્યની દ્દષ્ટિને ) **वा** ( તથા ) **इंगिअमेव** ( ચેષ્ટાને ) **नच्चा** [ જાણીને ] **छंदं** [ આચાર્યના અભિપ્રાયની ] **आराहयई** ( આરાધના કરે છે ) **स** [ તે શિષ્ય ] **पुज्जो** ( પૂજ્ય થાય છે )

ભાવાર્થ — જેમ અગ્નિહોત્રી બ્રાહ્મણ અગ્નિની સારી રીતે શુશ્રૂષા પૂર્વક ઉપાસના કરવામા સાવધાન રહેછે તે પ્રમાણે શિષ્યે પોતાના ગુરુની સેવામા સાવધ રહેવુ જોઈએ આચાર્યની દ્દષ્ટિ અને ઇશારા ઉપરથીજ જે સાધક તેમની ઇચ્છાઓને સમજી જાય છે અને પૂર્ણ કરે છે તેજ પૂજનીય બને છે ॥ ૧ ॥

आयारमट्ठा विणयं पउंजे,
सुस्सूसमाणो पडिगिज्झ वक्कं ।
जहोवइट्ठं अभिकंखमाणो,
गुरुं तु नासाययई स पुज्जो ॥ २ ॥

પદાર્થાન્વય - **आयारमट्ठा** [ જે શિષ્ય આચારને માટે ગુરુનો ) **विनयं** ( વિનય ) **पउंजे** [ કરે છે તથા ] **सुस्सूसमाणो** [ આજ્ઞા સાભળવાની ઇચ્છા રાખનો ] **वक्कं** ( તેમના વચનોનો ) **पडिगिज्झ** [ સ્વીકાર કરીને ] **जहोवइट्ठं** ( યથોકત રીતિથી ) **अभिकंखमाणो** ( કાર્ય કરવાની ઇચ્છાવાળો ) **गुरुं नासाययइ** [ તથા ગુરુની અશાતના નહિ કરનાર હોય છે ] **स** ( તે શિષ્ય ) **पुज्जो** [ પૂજનીય થાય છે ]

ભાવાર્થ -- જે શિષ્ય સદાચારની આરાધનામાટે વિનય કરે, તેમની સેવા શુશ્રૂષા કરતો કરતો ગુરુશ્રીનુ વાકય સાભળી તદનુસાર કાર્ય કરે અને અવજ્ઞા ન કરે તેજ સાધક પૂજનીય થાય છે ॥ ૨ ॥

रायणिएसु विणयं पउंजे,
डहरावि अ जे परिआयजिट्ठा ।
नीअत्तणे वट्टइ सच्चवाई,
उवायवं वक्ककरे स पुज्जो ॥ ३ ॥

પદાર્થાન્વય :- जे (જે) रायणिएसु [રત્નાધિકોને માટે] अ (તથા) परिआय-जिट्ठा (દીક્ષામા જ્યેષ્ઠ એવા) डहरावि [બાલ સાધુઓને માટે] विणय (વિનયનો) पउंजे [પ્રયોગ કરે છે] सच्चवाई [તેમજ સત્યવાદી છે] उवायव [આચાર્યાદિની સેવામાં નિત્ય તત્પર રહેતા વંદના કરે છે] वक्ककरे (આચાર્યના વચનને સ્વીકારનારા) नीअत्तणे [ગુણોથી અધિકને નમનારો] स (તે સાધક) पुज्जो (પૂજનીક થાય છે)

ભાવાર્થ :-- જે પોતાથી જ્ઞાનમાં કે સંયમમા જ્યેષ્ઠ હોય અને વયમાં નાના હોય છતા પણ તેનો વિનય કરનાર હોય, પુનઃ ગુણી જન પાસે નમ્રભાવે વર્તે તથા જે સત્યવાદી વિનયી અને ગુરુજનોની આજ્ઞાનુસાર વર્તનાર હોય તે સાધક પૂજનીય થાય છે ॥ ૩ ॥

अन्नायउंछं चरइ विसुद्धं,
जवणट्ठया समुआणं च निच्च ।
अलद्धुअं नो परिदेवइज्जा,
लद्धुं न विकत्थई स पुज्जो ॥ ४ ॥

પદાર્થાન્વય - विशुद्धं (દોષોથી રહિત) समुआणं [સમુદાની ગોચરીથી પ્રાપ્ત] अ (તથા) निच्चं (નિત્ય) अन्नायउंछ (અજ્ઞાત કુલમાથી થોડુ થોડુ ગ્રહણ કરીને લાવેલ આહાર] जवणट्ठाए [સંયમરૂપી યાત્રાના નિર્વાહને માટે] चरइ (ભોગવે છે) अलद्धुअं (આહાર નહિ મળવા પર) नो परिदेवइज्जा (કોઈની નિંદા કરતો નથી) लद्धुं [આહાર મળી જવાપર] न विकत्थइ [કોઇની સ્તુતિ કરતો નથી] स पुज्जो (તે સાધક પૂજ્ય છે)

ભાવાર્થ -- જે સંયમી સંયમ યાત્રાના નિર્વાહમાટે હમેશા સામુદાનિક, વિશુદ્ધ અને અજ્ઞાત ઘારોમા ગોચરી કરે, પરંતુ ત્યા આહાર ન મળે તો ખેદ ન કરે તેમ મળે તો બડાઈ ન મારે તે પૂજ્ય બને છે ॥ ૪ ॥

संथारसिज्जासणभत्तपाणे
अप्पिच्छया अइलाभे वि संते ।

जो एवमप्पाणभितोसइज्जा,
संतोसपाहन्नरए स पुज्जो ॥ ५ ॥

પદાર્થાન્વય :- **जो** જે સાધુ ) **अइलाभे** ( અતિલાભ ) **संतेव** [ થઇ જવાપર પણ ] **सथारसिज्जासणभत्तपाणे** [ સંસ્તારક, શય્યા, ભકત, અને પાણીના વિષયમાં ] **अप्पिच्छया** ( અલ્પ ઇચ્છા રાખનારા અને જે ) **अप्पाणं** [ પોતાના આત્માને ] **अभितोसइज्जा** ( સદા સંતુષ્ટ રાખે છે ) **स पुज्जो** ( તે પૂજ્ય છે )

ભાવાર્થ :— સંથારો, શય્યા-સ્થાન, આસન, ભાત, પાણી વગેરેનો અતિ લાભ થતો હોય તો પણ તેમાં અલ્પ ઇચ્છા રાખી જરૂરિયાત પ્રમાણે ગ્રહણ કરી જે પોતાના આત્માને સંતુષ્ટ રાખે છે. આવો સંયમી પુરુષ વસ્તુની અપ્રાપ્તિપર પણ સંતોષને મુખ્ય ગુણ માની તેમાજ રમે છે તેજ સાધક પૂજ્ય થાય છે ॥ ૫ ॥

सक्का सहेउं आसाइ कंटया
अयोमया उच्छहया नरेणं ।
अणासए जो उ सहिज्ज कंटए,
वईमए कन्नसरे स ज्जो ॥ ६ ॥

પદાર્થાન્વય :— **उच्छहया** [ દ્રવ્યને માટે ઉદ્યમ કરનારા ] **नरेण** ( પુરૂષ ) **आसाइ** ( દ્રવ્ય પ્રાપ્તિની આશાથી ) **अयोमया** [ લોઢામય ] **कटया** ( કંટકોને ) **सहेउं** [ સહન કરવાને માટે ] **सक्का** ( સમર્થ થાય છે તો ) **जो उ** ( જે સાધુ ) **कन्नसरे** ( કાનોમા વાણ જેવા તીક્ષ્ણ ) **वईमए** [ વચન રૂપ કંટકોને ] **अणामए** [ કોઇ પણ જાતિની આશા વિના ] **सहिज्ज** [ સહન કરે છે ] **स** [ તેજ સાધુ ] **पुज्जो** [ પૂજય બને છે ]

ભાવાર્થ :— મનુષ્ય ધન કે તેવી કોઇ પણ સાંસારિક વસ્તુઓની આશાથી લોખંડના કાંટાઓ ઉપર ચાલે કે શયન કરે છે પણ કર્ણમા બાણની માફક ખૂંચે તેવા કઠોર વાણીરૂપ કંટકોને જરા-માત્ર સ્વાર્થ વિના સહન કરી લેવા તે અતિ અશકય છે. છતા પણ તેને ફૂલ જેવા માની સહન કરે છે તે ખરેખર પૂજનીય છે ॥ ૬ ॥

मुहुत्तदुक्खा उ हवंति कंटया,
अओमया ते वि तओ सुउद्धरा ।

वाया दुरुत्ताणि दुरुद्धराणि
वेराणुबंधीणि महब्भयाणि ॥ ७ ॥

પદાર્થાન્વય :– अओमया [ લોહમય ] कंटया [ કંટક ] उ ( તો ] मुहुत्तदुक्खा ( અલ્પ કાળ સુધીજ દુઃખ દેનારા હોય છે અને પછી ) तेऽवि [ તે ] तओ [ જે અંગમાં લાગ્યા હોય તે અંગમાથી ] सुउद्धरा ( સુખપૂર્વક કાઢી શકાય છે પરંતુ ) वायादुरुत्ताणि [ કટુ વચન રૂપી કંટક ] दुरुद्धराणि ( દુરુધ્ધર છે ) वेराणुबंधीणि [ વૈર ભાવનો બંધ કરાવનાર છે તથા] महब्भयाणि [ મહાભયકારી છે ]

ભાવાર્થ :— લોખંડના કાંટાઓ કરતા પણ વાણીના કાંટાઓ કેવા ભયંકર દુઃખદ હોય છે તે દેખાડે છે :– લોખંડના કાટાઓ તો મુહૂર્ત બે ઘડીજ દુઃખ આપે છે. અને તેને અગમાથી બહાર કાઢવા પણ સહેલા છે પરંતુ કઠોર વચનના પ્રહારો હૃદયમા એવા તો આરપાર પેસી જાય છે કે તેને કાઢવા સહેલા નથી, તેના સંબધે તો એવા ગાઢા વૈર બાંધી જીવ અનેક અત્યાચારો અને કુકૃત્યો કરી નાખે છે જેના પરિણામે જન્મો સુધી તુચ્છ અને હલકી ગતિમા જઈ દુઃખો સહેવાં પડે છે આ વાતો મહા ભયંકર છે એક કઠોર વચનના પરિણામે કરોડો માનવોનો સહાર થઈ જાય છે તથા કઠોર વચનના પરિણામે ધાર્મિક સસ્કારિતાનો વિનાશ થયો છે. અનેક રણસગ્રામો પણ કઠોર વચનના કારણેજ સર્જાયા છે ને ? ॥ ૭ ॥

समावयंता वयणाभिघाया,
कन्नंगया दुम्मणिअं जणंति ।
धम्मुत्ति किच्चा परमग्गसूरे,
जिइंदिए जो सहई स पुज्जो ॥ ८ ॥

પદાર્થાન્વય – समावयंता [ એકઠા થઇને સામે આવેલા ] वयणाभिघाया [ કઠિન વચન રૂપી પ્રહાર ] कन्नंगया ( કર્ણેન્દ્રિયમા પ્રવેશતાજ ) दुम्मणिअं [ દૌર્મનસ્ય ભાવને ] जणंति ( ઉત્પન્ન કરે છે ) परमग्गसूरे ( પણ વીર પુરુષોના પરમાગ્રણી) जिइंदिए [ ઇન્દ્રિયોને જીતનારા ] जो [ જે પુરુષ ] सहई ( તે વચનના પ્રહારોને સહન કરે છે ) स [ તેજ ] पुज्जो ( પરમ પૂજ્ય હોય છે )

ભાવાર્થ — કઠોર વચનના પ્રહારો કાને સાભળવામા આવતાજ ચિત્તમા કોઇ વિચિત્ર પ્રકારનો વિકાર, કે જેને વૈમનસ્ય કહેવામા આવે છે તેવુ ઉત્પન્ન કરી દે છે. પરતુ તેવા કઠોર વચનોને પણ જે મોક્ષમાર્ગનો શૂરવીર અને જીતેન્દ્રિય પથિક સહિષ્ણુતાને પોતાનો ધર્મ માની સમભાવપૂર્વક સહન કરે છે, તેજ ખરેખર પૂજ્ય છે. ક્ષમા એ વીરનુ ભૂષણ છે શસ્ત્રોના ઘા શિર ઉપર ઝીલી લેનારા અને સામે પ્રહાર કરનારા લાખો શૂરવીરો મળી શકે, પ્રતિક્રિયા કર્યા વિના દેહ–

દુ:ખ સહન કરનારા સાધકો પણ મળી શકે; પરંતુ ગુન્હા વિના શબ્દની બાણ વર્ષા થતી હોય તેને પ્રેમપૂર્વક ઝીલી લેનારા તો વિરલજ હોય છે. ॥ ૮ ॥

अवन्नवायं च परम्मुहस्स,
पच्चक्खओ पडिणीअं च भासं ।
ओहारिणिं अप्पिअकारिणिं च,
भासं न भासिज्ज सया स पुज्जो ॥ ९ ॥

પદાર્થાન્વય — सया ( સદાકાળ ) परम्मुहस्स [ પીઠ પાછળ ] च ( તથા ) पच्चक्खओ ( સામે–પ્રત્યક્ષ ) अवन्नवायं ( કોઈના અવર્ણવાદ ) च [ તથા ] पडिनीअं ( પરપીડા કારિણી भासं ( ભાષાને ) च ( તથા ) ओहारिणिं ( નિશ્ચય કારિણી અને ) अप्पिअकारिणिं [ અપ્રિય કારિણી ] न भासिज्ज [ બોલે નહિ ] स पुज्जो [ તે પૂજ્ય બને છે ]

ભાવાર્થ – જે સાધુ કોઈપણ મનુષ્યની પાછળ તેના કદી અવર્ણવાદ ( નિંદા ) ન બોલે, પ્રત્યક્ષમા વૈર વિરોધ થાય તેવી ભાષા કદિ ન બોલે તથા નિશ્ચયાત્મક અને કોઈનુ અપ્રિય–કરનારી ભાષા પણ ન બોલે, તેજ ખરેખર પૂજ્ય છે.

નિંદા જેવી બદબો જગતમા બીજી કોઈ નથી તે વિષ્ટાની ગંધ ચોમેર ફેલાય છે ત્યારે ખુશબો ભરેલું સારૂયે વાતાવરણ દુર્ગંધમા ફેરવાઈ જાય છે આંખોમાથી અમી સુકાઈને વિષમિશ્રિત તપતા તણખાઓ ઝરે છે નિંદા કરનાર માનવ પોતેજ દુષ્ટતા અને દુરાચારથી ખરડાયેલો હોય છે તેથી સાધકને નિંદા પ્રત્યક્ષ કે પરોક્ષ કરવા યોગ્ય નથી. ॥ ૯ ॥

अलोलुए अक्कुहए अमाई,
अपिसुणे आवि अदीणवित्ती ।
नो भावए नो वि अ भाविअप्पा,
अकोउहल्ले अ सया स पुज्जो ॥ १० ॥

પદાર્થાન્વય - अलोलुए ( કોઈ પ્રકારનો લોભ–લાલચ રાખે નહિ ) अक्कुहए ( મંત્રતંત્રના ઝગડામા પડે નહિ ) अमाई [ માયાની જાલમા ફસાય નહિ ] अपिसुणे [ ચાડી ચુગલી કરે નહિ ] आवि [ તથા ] अदीणवित्ती [ સંકટમાં બેચેન થઈ જાય તેવી દીનવૃત્તિ રાખે નહિ ] नो भावए ( બીજા પાસે પોતાની સ્તુતિ ગવરાવે નહિ ) वि अ [ અને ] भाविअप्पा ( પોતાની પ્રશંસા કરે નહિ अ ( તથા ) अकोउहल्ले [ ક્રીડા કૌતુક દેખે નહિ ] स पुज्जो [ તેજ પૂજ્ય બને છે ]

ભાવાર્થ — જે અલોલુપી, અકૌતુકી – ( હાથ ચાલાકીની વિદ્યા રહિત, ) મંત્રજંત્રાદિ ઇંદ્રજાળ નહિ કરનાર, અમાયી ( નિષ્કપટી ) અને પિશુનતારહિત, અદીનવૃત્તિવાન અને સ્વયં પોતાની પ્રશંસા ગાતો નથી તેમ અન્યની પાસે પ્રશંસા કરાવવાની ઈચ્છા પણ ધરાવતો નથી તેજ ખરેખર પૂજ્ય છે ॥ ૧૦ ॥

गुणेहिं साहू अगुणेहिं ऽसाहु,
गिण्हाहि साहूगुण मुंचऽसाहू ।
विआणिआ अप्पगमप्पएणं,
जो रागदोसेहिं समो स पुज्जो ॥ ११ ॥

પદાર્થાન્વય – **गुणेहिं** (ગુણોથી) **साहू** (સાધુ) **अगुणेहिं** [ અને અગુણોથી ] **असाहु** [ અસાધુ હોય છે ] **साहूगुण** ( સાધુ યોગ્ય ગુણોને ) **गिण्हाहि** [ ગ્રહણ કરી લે અને ] **असाहू** ( અસાધુ યોગ્ય અવગુણોને ) **मुंच** [ છોડી દે, ] **अप्पएणं** ( પોતાના આત્મા દ્વારાજ ) **अप्पगं** [ આત્માને ] **विआणिआ** [ નાના પ્રકાર થી બોધિત કરે છે તથા ] **रागदोसेहि** ( રાગ અને દ્વેષ ના વિષયોમા ) **समो** [ સમભાવ રાખે છે ) **स** [ તેજ ] **पुज्जो** [ પૂજવા યોગ્ય છે. ]

ભાવાર્થ — અહો શિષ્ય ! વિનય, દયાદિ સદ્ગુણોને વિકસાવવાથી સાધુ થવાય છે અને અવિનય, ક્રોધાદિ અવગુણોથી અસાધુ થવાય છે. માટે તુ સાધુગુણોને ગ્રહણ કર, અને અવગુણોને ત્યાગી દે, આવી રીતે પોતાનાજ આત્માથી પોતાના આત્માને સમજાવે અને અહર્નિશ પોતાના મન-સાથે મસલત કરતો રહે કે– મન ! સદ્ગુણોની સાધનામાજ સાધુતા છૂપાયેલી છે બાહ્ય ચિહ્નોમા નહિ માટે સાધુ બન આ રીતે સાધના કરતો સાધક રાગ દ્વેષના નિમિત્તોમા સમભાવ જાળવી શકે છે ત્યારેજ તે પૂજનીય હોય છે ॥ ૧૧ ॥

तहेव डहर च महल्लगं वा,
इत्थि पुमं पव्वइअं गिहिं वा ।
नो हीलए नो वि अ खिसइज्जा,
थंभं च कोहं च चए स पुज्जो ॥ १२ ॥

પદાર્થાન્વય — **तहेव** [ તેમજ ] **डहरं** [ બાલક સાધુની ] **च** [ તથા ] **महल्लग** ( વૃદ્ધ સાધુની ) **वा** ( તથા ) **इत्थि** [ સ્ત્રીની ] **पुमं** ( પુરુષની ) **पव्वइअ** ( દીક્ષિતની ) **वा** [ અથવા ] **गिहिं** [ ગૃહસ્થની ] **नो हीलए** ( એક વાર હીલણા ન કરે ) **अवि अ** [ તથા ] **नो खिसइज्जा** ( પુન પુનઃ હીલણા ન કરે ) **थंभं** [ અહંકારને ] **च** [ તથા ] **कोहं** ( ક્રોધને ) **चए** ( છોડી દીએ છે ) **स पुज्जो** [ તેજ પૂજ્ય છે ]

ભાવાર્થ :— જે પોતાથી વડીલ હોય કે નાની વયનો હોય, સ્રી હોય કે પુરુષ હોય, દીક્ષિત હોય કે ગૃહસ્થ હોય કોઈની પણ જે નિંદા કે તિરસ્કાર કરે નહિ તેમજ અહંકાર અને ક્રોધ આદિ કષાયોને તિલાંજલિ આપી દે, તેજ ખરેખર પૂજ્ય છે ॥ ૧૨ ॥

**जे माणिआ सयय माणयंति,**
**जत्तेण कन्नं व निवेसयंति ।**
**ते माणए माणरिहे तवस्सी,**
**जिइंदिए सच्चरए स पुज्जो ॥ १३ ॥**

પદાર્થાન્વય – **जे** [ જે ] **माणिआ** ( સન્માનિતોને ) **सययं** ( સતત–સદા ) **माण-यंति** ( અધ્યયનાદિ ક્રિયાઓ દ્વારા સન્માનિત કરે છે અને ) **जत्तेण** [ યત્ન થી ] **कन्नंव** ( કન્યાની સમાન ) **निवेसयंति** [ શ્રેષ્ઠ સ્થાનમા સ્થાપિત કરે છે ] **ते** [ તે ] **माणरिहे** ( માન યોગ્ય આચાર્યોને ) **तवस्सी** ( જે તપસ્વી ) **जिइन्दिए** [ જીતેન્દ્રિય ] **सच्चरए** ( સત્યવાદી સાધુ ) **माणए** [ વિનયાદિથી સન્માન કરે છે ] **स पुज्जो** [ તેજ પૂજ્ય છે ]

ભાવાર્થ — ગૃહસ્થ જેમ પોતાની કન્યાને યત્નપૂર્વક યોગ્ય સ્થાન શોધી ત્યા પરણાવી દે છે તેજ પ્રમાણે શિષ્યથી પૂજાયેલા ગુરુદેવ પણ યત્નપૂર્વક જ્ઞાનાદિ સદ્‌ગુણોની પ્રાપ્તિ કરાવી ઉચ્ચ ભૂમિકાપર સાધક ને મૂકી દે છે એવા ઉપકારી અને માન આપવાને યોગ્ય મહાપુરુષોને જિતેન્દ્રિય, સત્યમાજ સદા રકત અને તપસ્વી સાધક પૂજે તેજ ખરેખર પૂજ્ય છે ॥ ૧૩ ॥

**तेसिं गुरूणं गुणसायराणं**
**सुच्चाण मेहावि सुभासिआइं ।**
**चरे मुणी पंचरए तिगुत्तो,**
**चउक्कसायावगए स पुज्जो ॥ १४ ॥**

પદાર્થાન્વય – **जो** ( જે મુનિ ) **मेहावि** [ બુદ્ધિમાન્ ] **पंचरए** ( પચ મહાવ્રતોમા લીન ) **तिगुत्तो** [ ત્રિગુપ્તિ ધારી અને ] **चउक्कसायावगए** ( ચારે કષાયોથી રહિત થાય છે ) **तेसिं** ( તે ) **गुणसायराणं** ( ગુણસમુદ્ર ) **गुरूणं** [ ગુરૂ વર્યોના ] **सुभासिआइं** ( સુભાષિત વચનોને ) **सुच्चा** ( સાભળીને ) **चरे** [ તદનુસાર આચરણ કરે છે ] **स पुज्जो** [ તેજ પૂજ્ય બને છે ]

ભાવાર્થ .— સદ્‌ગુણોના સાગર સમાન તે પરોપકારી ગુરુવર્યોના સુભાષિતો સાભળીને બુદ્ધિમાન્ સંયમી પાચ મહાવ્રતો અને ત્રણ ગુપ્તિઓ મન, વચન, અને કાયાના સંયમથી યુક્ત બની ચારેય કષાયોનો ક્રમશ ત્યાગ કરતો રહેછે અર્થાત્ કષાય થવાના સમયે એવો તો સાવધાન રહે છે કે કષાયો કોઇ સ્થાને પેસી ન જાય તેવો ખ્યાલ સતત જે રાખે છે તેજ પૂજ્ય બને છે ॥ ૧૪ ॥

गुरुमिह सययं पडिअरिअ मुणी
जिणमयनिउणे अभिगमकुसले ।
धुणिअ रयमलं पुरेकडं,
भासुरामउल गइं वइ ॥ १५ ॥

પદાર્થાન્વય :- जिणमयनिउणे [જિન ધર્મના તત્વોને જાણનારો] अभिगमकुसले [અતિથિ સાધુઓનો સુચતુર સેવક] मुणी (સાધુ) गुरुं [ગુરૂની] इह [આલોકમાં] सययं (નિરન્તર) पडिअरिअ (સેવા કરીને) पुरेकडं [પુર્વકૃત] रयमलं [કર્મરજને] धुणिअ (ક્ષય કરીને) भासुरां (દિવ્યધામ-જ્ઞાન જ્યોતિ સ્વરૂપ) अउलं [સર્વોત્કૃષ્ટ] गइं [સિદ્ધ-ગતિને] वइ (પ્રાપ્ત કરે છે) त्ति वेमि [આ પ્રમાણે હું કહું છું)

ભાવાર્થ :— આવી રીતે અહીં સતત ગુરુજનની સેવા કરીને જૈન દર્શનનું રહસ્ય જાણ-વામાં નિપુણ અને જ્ઞાન કુશળ વિનીત ભિક્ષુ પોતાનાં પૂર્વના કરેલાં કર્મોના મેલ ને નાશ કરી અનુપમ અતુલ મોક્ષ ગતિને પામે છે. ॥ ૧૫ ॥

આ પ્રમાણે હું કહું છુ



તૃતીયોદ્દેશક સમાપ્ત.



# ચતુર્થ ઉદ્દેશક

सुअं में आउसं ! तेणं भगवया एवमक्खायं,
इह खलु थेरेहिं भगवंतेहिं चत्तारि विणयसमाहिठाणा पन्नत्ता ।

कयरे खलु ते थेरेहिं भगवंतेहिं चत्तारि
विणयसमाहिठाणा पन्नत्ता ?

इमे खलु ते थेरेहिं भगवंतेहिं
चत्तारि विणयसमाहिठाणा पन्नत्ता ।

तंजहा-विणयसमाहि (१) सुअसमाहि (२) तवसमाहि (३) आयारसमाहि (४)

विणए सुए अ तवे, आयारे निच्चपंडिआ ।
अभिरामयंति अप्पाणं, जे भवंति जिइंदिया ॥ १ ॥

પદાર્થાન્વય :- आउसं (હે આયુષ્મન્ શિષ્ય !) मे [મેં] सुअं (સાંભળ્યુ છે) तेणं (તે) भगवया [ભગવાને] एवं (આ પ્રમાણે) अक्खायं (પ્રતિપાદન કરેલ છે) इह (આ જૈન સિદ્ધાંતમાં) खलु [નિશ્ચય થી] भगवंतेहिं (જ્ઞાનાદિ થી યુકત) थेरेहिं [સ્થવિરોએ] चत्तारि (ચાર પ્રકારના) विणयसमाहिठाणा (વિનય સમાધિના સ્થાનો) पन्नत्ता [પ્રતિપાદન કર્યા છે]

પ્રશ્ન- थेरेहिं [સ્થવિર] भगवंतेहिं [ભગવંતોએ] ते [તે] चत्तारि [ચાર] विणयसमाहिठाणा (વિનય સમાધિના સ્થાનો) कयरे [કયા] खलु (નિશ્ચયથી) पन्नत्ता [પ્રરૂપ્યા છે?] ॥ ૧ ॥

ઉત્તર- इमे (આ) खलु [નિશ્ચયથી] ते [તે] थेरेहिं [સ્થવિર] भगवंतेहिं [ભગવંતો એ] चत्तारि (ચાર) विणयसमाहिठाणा (વિનય સમાધિના સ્થાનો) पन्नत्ता [પ્રતિપાદન કર્યા છે] तंजहा [તે આ પ્રમાણે છે, જેમકે) विणयसमाहि [વિનય સમાધિ] सुअसमाहि (શ્રુત સમાધિ) तवसमाहि (તપ સમાધિ) आयारसमाहि (આચાર સમાધિ) जे (જે) जिइंदिया [જિતેન્દ્રિય સાધુ] विणए (વિનયમા) सुए [શ્રુતમા] तवे [તપમાં] अ [અને] आयारे [આચારમા] निच्च (સદૈવ) अप्पाणं (પોતાના આત્માને) अभिरामयंति (રમણ કરાવે છે તેજ) पंडिआ (સાચા પંડિત છે)

ભાવાર્થ.— સુધર્માસ્વામીએ પોતાના શિષ્ય જબૂસ્વામીને ઉદ્દેશીને આ પ્રમાણે કહયુ હતુ કે - હે આયુષ્મન્ ! ભગવાન મહાવીરે કહ્યા પ્રમાણે મેં સાંભળ્યુ છે. તે સ્થાવર-પ્રૌઢ અનુભવી ભગ-

વાને વિનય સમાધિના ચાર સ્થાનો નિરૂપ્યા છે

શિષ્યે કહ્યું:– તે સ્થવિર ભગવંતોએ કયા ચાર સ્થાનો વર્ણવ્યાં છે ?

ગુરૂદેવે કહ્યુ.– તે સ્થવિર ભગવતોએ આ ચાર વિનય સમાધિનાં સ્થાનો વર્ણવ્યાં છે. તે આ પ્રમાણે છે – ૧ વિનય સમાધિ, ૨ શ્રુત સમાધિ ૩ તપઃસમાધિ અને ૪ આચાર સમાધિ

જે જિતેન્દ્રિય સંયમીઓ હમેશા પોતાના આત્માને વિનય સમાધિ, શ્રુત સમાધિ, તપ સમાધિ અને આચાર સમાધિમા આત્માને રમાડે છે તેજ ખરેખર પંડિત પુરૂષો છે

चउव्विहा खलु विणयसमाहि, तंजहा-अणुसासिज्जंतो सुस्सूसइ (१) सम्मं संपडिवज्जइं (२) वेयमाराहइ (३) न य भवइ अत्तसंपग्गहिए (४) चउत्थं पयं भवइ। भवइ अ इत्थ सिलोगो

पेहेइ हिआणुमासणं, सुस्सूसइ तं च पुणो अहिट्ठिए।
न य माणमएण मज्जई, विणयसमाहि आययट्ठिए ॥ २ ॥

પદાર્થાન્વય - विणयसमाहि (વિનય સમાધિ) खलु (નિશ્ચય થી) चउव्विहा [ચાર પ્રકારની] भवइ [હોય છે] तंजहा જેમ કે- अणुसासिज्जंतो (ગુરૂ દ્વારા અનુશાસિત કરાતો કાર્યમા પ્રેરાતો] सुस्सूसइ [ગુરૂના વચનોને સાંભળવાન–ઈચ્છા કરે] सम्म (સમ્યક્ પ્રકારથી ગુરુ વચનોને) संपडिवज्जइ (સ્વીકારે) वेयं (શ્રુત જ્ઞાનની) आराहइ [આરાધના કરે] च (તથા) अत्तसंपग्गहिए [આત્મપ્રશંસક] न भवइ (ન થાય) चउत्थंपय [આ ચતુર્થ પદ] भवइ [હોય છે] अ (અને] इत्थ (આ ઉપર) सिलोगो (શ્લોક) भवइ (છે)

आययट्ठिए [મોક્ષાર્થી સાધુ] हिआणुसासणं (હિતકારી અનુશાસનની) पेहेइ (આચાર્ય અને ઉપાધ્યાય પાસે પ્રાર્થના કરે) च [અને] तं (તે આચાર્યોકત ઉપદેશ ને) सुस्सूसइ (તથ્યરૂપે પ્રમાણ ભૂત જાણે) पुणो [તથા] अहिट्ठिए [જેવી રીતે જાણે તેવી રીતે આચરણ કરે પરન્તુ આચરણ કરતા] विनयसमाहि [વિનયસમાધિમા] माणमएण (અભિમાનના મદથી) न मज्जइ (ઉદ્ધત ન થાય)

ભાવાર્થ – વિનય સમાધિ ચાર પ્રકારની છે જે, —

૧ જે ગુરુશ્રી પાસે થી શિક્ષણ પ્રાપ્ત થયુ છે તે ગુરુશ્રીને મહાઉપકારી જાણી તેના સુભાષિત વચનોને સાભળવાની ઇચ્છા કરે તેમજ વૈયાવચ્ચ કરે

૨ ગુરુશ્રીના સુભાષિતોને સાભળી, વિચાર વિનિમય વડે તે ઉપદેશના તત્ત્વને સારી રીતે સમજે.

૩ ગુરુશ્રીના વચનનુ યથાર્થ પાલન કરે. અર્થાત્ ક્રિયા કાડમા મૂકે

૪ વિનયી હોવા છતા ગર્વથી અહંકારી બની પોતાનો પ્રશંસક ન થાય.

આ ચોથું પદ ખાસ યાદ રાખવું અહીં આ પ્રમાણે તે વિષયનો શ્લોક કહે છેઃ-

૨ મોક્ષાર્થી સાધક હિતશિક્ષાની સદા ઇચ્છા કરે. ઉપકારી ગુરૂશ્રીની સેવા કરે, ગુરૂશ્રીની સમીપમાં રહી વચનનું યથાર્થ પાલન કરે અને અભિમાનના મદથી અહંકારી ન થાય. તે જ વિનય સમાધિનો આરાધક ગણાય છે. ॥ ૨ ॥

चउव्विहा खलु सुअसमाहि भवइ; तंजहा सुअं मे भविस्सइत्ति अज्झाइअव्वं भवइ [१] एगग्गचित्तो भविस्सामित्ति अज्झाइअव्वं भवइ [२] अप्पाणं ठावइस्सामि त्ति अज्झाइ-अव्वं भवइ [३] ठिओ परं ठावइस्सामि ति अज्झाइअव्वं भवइ [४] चउत्थं पयं भवइ। भवइ अ इत्थ सिलोगो।

नाणमेगग्गचित्तो अ ठिओ अ ठावयई परं।
सुआणि अ अहिज्झित्ता, रओ सुअसमाहिए ॥ ३ ॥

પદાર્થાન્વય :- सुअसमाहि [શ્રુત સમાધિ] खलु (નિશ્ચય થી] चउव्विहा (ચાર પ્રકારની) भवइ (હોય છે) तंजहा [તે આ પ્રમાણે। मे [મને] सुअं (આચારાંગાદિ શ્રુત-જ્ઞાન) भविस्सइ [પ્રાપ્ત થશે] त्ति [તેથી] अज्झाइअव्वं (અધ્યયન કરવું ઉચિત) भवइ [છે; શ્રુતજ્ઞાનથી] एगग्गचित्तो [હું એકાગ્રચિત્ત વાળો] भविस्सामि (થઇ જઈશ) त्ति (તેથી) अज्झाइअव्वं (અધ્યયન કરવું તે) भवइ (યોગ્ય છે) अप्पाणं [એકાગ્ર ચિત્ત થી મારા આત્માને] ठावइस्सामि (સંયમ સ્થાપિત કરીશ त्ति [તેથી પણ] अज्झाइअव्वं (અધ્યયન કરવું તે) भवइ (મારા માટે યોગ્ય છે તથા) ठिओ (સ્વધર્મમાં સ્થિત થયેલો એવો હું) परं (અન્યને પણ ધર્મ માં] ठावइस्सामि (સ્થાપિત કરીશ) त्ति (તેથી) अज्झाइअव्वयं (અધ્યયન કરવું ઉચિત) भवइ [છે] चउत्थं (આ અંતિમ ચતુર્થ) पद [પદ] भवइ [છે] अ (આ પ્રમાણે) इत्थ [આ ઉપર] सिलोगो (શ્લોક એક) भवइ (છે-)

જે સાધુ પ્રતિદિન શ્રુતજ્ઞાન નુ અધ્યયન કરનારો છે તેને नाणं [સમ્યગ્ જ્ઞાનની પ્રાપ્તિ થાય છે] एगग्गचित्तो [એકાગ્રચિત્ત વાળો થાય છે] ठिओ [સ્વય આત્મિક ધર્મમા સ્થિત થાય છે, તથા] परं [અન્યને પણ] ठावयइ [ધર્મમાં સ્થિત કરે છે અને] सुआणि (અનેક પ્રકારના શ્રુતજ્ઞાનનુ) अहिज्झिता [અધ્યયન કરીને] सुअ समाहिए [શ્રુત સમાધિના વિષયમા) रओ ૨ત રહે છે (આ રીતે અનુપ્રેક્ષા કરીને પણ મુનિએ શ્રુતાધ્યયન અવશ્યમેવ કરવું જોઈએ)

ભાવાર્થ.- શ્રુત સમાધિ ચાર પ્રકારની છે. યથા મને વાસ્તવિક શ્રુતજ્ઞાનની પ્રાપ્તિ થશે. તેથી મારે અધ્યયન કરવુ જોઇએ ૧ મારૂં વિભાવમા વસતુ ચંચળ ચિત્ત જ્ઞાનમા એકાગ્ર થઈ જશે માટે

પણ મારે અધ્યયન કરવું યોગ્ય છે. ૨ હું મારા આત્માને સ્વમાં સ્થાપિત કરી શકીશ માટે અધ્યયન મારા માટે ઉચિત છે. ૩ હું સ્વયં ધર્મમા સ્થિત થઈને બીજા ભવ્ય જીવોને પણ ધર્મમાં સ્થિર કરીશ આ કારણે પણ મારે શ્રુતને અભ્યાસ કરવો યોગ્ય છે ૪ આ ચોથું પદ થયું આ ચાર પદ ઉપર શ્લોક નીચે પ્રમાણે છે.

જે મુનિ શાસ્ત્રાધ્યયન કરે છે તેનું જ્ઞાન વિસ્તીર્ણ થાય છે, ચિત્તમાં એકાગ્રતા આવે છે. તથા તે ધર્મમાં સ્વયં સ્થિર થાય છે, અને બીજાને પણ સ્થિર કરે છે. શાસ્ત્રાભ્યાસી મુનિ, પ્રકારના શ્રુતોનું અધ્યયન કરીને પૂર્ણ અનુરક્ત રહે છે. ॥ ૩ ॥

चउव्विहा खलु तवसमाहि भवइ; तंजहा नोइहलोगट्ठयाए तवमहिट्ठिज्जा (१) नो परलोगट्ठयाए तवमहिट्ठिज्जा (२) नो किंत्तिवण्णसद्दसिलोगट्ठयाए तवमहिट्ठिज्जा (३) नन्नत्थ निज्जरट्ठयाए तवमहिट्ठिज्जा (४) चउत्थं पयं भवइ । भवइ अ इत्थ सीलोगो

विविहगुणतवोरए
नीच्चं भवइ निरासए निज्जरट्ठीए ।
तवसा धुणई पुराणपावगं,
जुत्तो सया तवसमाहीए ॥ ४ ॥

પદાર્થાન્વય .– तवसमाहि [ તપસમાધિ ] खलु [ નિશ્ચય થી ] चउव्विहा ( ચાર પ્રકારની ] भवइ [ હોય છે ] तंजहा [ જેમકઃ– ] इहलोगट्ठयाए ( આ લોકને માટે ) तव [ તપનુ અનુષ્ઠાન ] नोअहिट्ठिज्जा ( કરે નહિ परलोगट्ठयाए [ પરલોકને માટે ] तवं [ તપને ] नो अहिट्ठिज्जा [ કરે નહિ ] किंत्तिवण्णसद्दसिलोगट्ठयाए [ કીર્તિ, વર્ણ; શબ્દ, અને લોકને મ ટે પણ ] तवं ( તપને ) नो अहिट्ठिज्जा ( કરે નહિ ) नन्नत्थ ( સિવાય ) निज्जरट्ठयाए ( કર્મની નિર્જરા માટે ) तवं [ તપને કરે ] चउत्थं पयं भवइ ( આ ચતુર્થ પદ છે ) अं ( અને )इत्थ [ આવિષય ઉપર ) सिलोगो ( એક શ્લોક છે ) तवसमाहिए ( તપસમાધિમા ) सया ( સદા ) विविहगुणतवोरए [ વિવિધ પ્રકારના ગુણુથી યુકત તપમા અનુરકત રહેનાર તથા ] निरासए ( આલોક અને પરલોકની આશા નહિ રાખનાર તથા ) निज्जरट्ठिए [ નિર્જરાનો અર્થી ] भवइ ( હોય છે )तवसा [ તે તપવડે ] पुराणपावगं [ પુરાતન પાપ કર્મોને ] धुणइ [ નાશ કરે છે ]

ભાવાર્થ – તપ સમાધિ પણ ચાર પ્રકારની છે તે આ પ્રમાણે છે ૧] સાધક આ લોકના સુખ માટે તપ ન કરે, ૨] પરલોક–સ્વર્ગાદિના સુખ માટે તપ ન કરે ૩] કીર્તિ, વર્ણ, ( શ્લાઘા ) શબ્દ કે શ્લોકને માટે તપ ન કરે ૪] નિર્જરા–પાપકર્મને વિખેરવું તે સિવાય કોઈ પણ અન્ય પ્રયોજનથી તપ ન કરે. તે પૈકી ચોથા પદને બરાબર યાદ રાખે આ સંબંધી શ્લોક આ પ્રમાણે છે —

તપ સમાધિમાં હમેશા યુકત થયેલો સાધક વિવિધ પ્રકારનાં સદ્દગુણોના ખજાનાભૂત તપશ્ચર્યામાં સદા અનુરકત થાય અને કોઇ પણ પ્રકારની આશા રાખ્યા વિના ફકત નિર્જરા માટેજ કર્મને ક્ષીણ કરવાની ભાવના રાખનાર બને તો તે સાધુ તપવડે પ્રાચીન પાપોનો નાશ કરી શકે. ( કીર્તિ એટલે સર્વ દિશા વ્યાપી યશ. વર્ણ એટલે એક દિશા વ્યાપી યશ, શબ્દ એટલે અર્ધદિશા વ્યાપી યશ અને તેજ સ્થાને ફેલાતા મર્યાદિત યશ શ્લોક કહેવાય છે. ) ॥ ૪ ॥

चउव्वीहा खलु आयारसमाही भवइ, तंजहा नो इहलोगट्ठयाए आयारमहिट्ठिज्जा (१) नो परलोगट्ठयाए आयारमहिट्ठिज्जा (२) नो कित्तिवन्नसद्दसीलोगट्ठयाए आयारमहिट्ठिज्जा [३] नन्नत्थअरहंतेर्हि हेऊही आयारमहिट्ठिज्जा [४] चउत्थं पय भवइ। भवइ अ इत्थ सिलोगो

जिणवयणरए अतिंतिणे, पडिपुन्नायइमाययट्ठिए।
आयारसमाहिसंवुडे, भवइ अ दंते भावसंधए ॥ ५ ॥

પદાર્થાન્વય – आयारसमाहि खलु [ આચાર સમાધિ ખરેખર ] चउव्विहा भवइ ( ચાર પ્રકારની હોય છે ) तंजहा ( જેમકે – ) इहलोगट्ठयाए आयारं [ આ લોકને માટે આચારને ] नो अहिट्ठिज्जा ( ન આચરે ) परलोगट्ठयाए आयारं [ પરલોકને માટે પણ આચારને ] नो अहिट्ठिज्जा [ ન આચરે ] कित्तिवण्णसद्दसिलोगट्ठयाए आयारं ( કીર્તિ, વર્ણ, શબ્દ અને શ્લોકને માટે પણ આચારનું પાલન ) नोअहिट्ठिज्जा [ ન કરે ] अन्नत्थ न अहिट्ठिज्जा ( અન્ય કોઇ પણ પૌદ્ગલિક સુખો માટે આચાર નુ પાલન ન કરે પરન્તુ ) आरहंतेहिं हेउहिं आयार ( અર્હંત દેવોએ ફરમાવેલા આચારોનુ પાલન એકાત નિર્જરા માટે કરે ) चउत्थं पयं [ આ ચતુર્થપદ ] भवइ [ હોય છે ] अ ( તથા ) इत्थ [ આ વિષયઊપર ] सिलोगे ( એક શ્લોક ) भवइ [ છે ]
जिणवयणरए ( જિન વચનોમા રત રહેનાર ) अतिंतिणे [ કટુ વચનો સાભળવા પર પણ કટુ ઉત્તર નહિ આપનાર ] पडिपुन्न [ સૂત્રોને પૂર્ણ રૂપથી જાણનાર ] आयइं ( અતિશય પૂર્વક ) आययट्ठिए [ મોક્ષને ઇચ્છનાર ] दंते ( મન અને ઇન્દ્રિયોને વશમા રાખનાર ) आयारसमाहिसंवुडे ( આચાર સમાધિથી આશ્રવનો નિરોધ કરનારા મુનિ ) भावसंधए [ મોક્ષગામી થાય છે ]

ભાવાર્થ — આચાર સમાધિ પણ ચાર પ્રકારની છે તે આ પ્રમાણે — કોઇ પણ સાધક ૧] ઐહિક સ્વાર્થ સારૂ શ્રમણના આચારને ન સેવે ૨] પરલૌકિક સ્વાર્થ માટે પણ આચારને ન સેવે ૩] કીર્તિ, વર્ણ, શબ્દ કે શ્લોક ને માટે પણ સાધુના આચાર ન પાળે અને ૪] અર્હંત દેવોએ ફરમાવેલા નિર્જરાના હેતુ સિવાય કોઇ પણ સ્વાર્થ માટે આચાર ન પાળે તે પૈકી ચોથુ પદ બરાબર યાદ રાખવુ અહીં શ્લોક આ પ્રમાણે છે —

જે સાધુ દમિતેન્દ્રિય બની આચારથી ( સમ્યક્ચારિત્રથી ) આત્મસમાધિને અનુભવે છે, જિનેશ્વરોના વચનમા અર્પણ થઇ ગયો હોયછે, વાદવિવાદોથી વિરત અને સ પૂર્ણ ક્ષાયિક ભાવને પામી મુક્તિની નિકટ ગયેલો હોયછે. ॥ ૫ ॥

अभिगम चउरो समाहिओ,
सुविसुद्धो सुसमाहिअप्पओ ।
विउलहिअं सुहावहं पुणो
कुव्वई सो पयखेममप्पणो ॥ ६ ॥

પદાર્થાન્વયઃ– विसुद्धो ( પરમ વિશુદ્ધ ) सुसमाहिअप्पओ ( સંયમમાં સારી રીતે પોતાને સ્થિર રાખનાર ) सो [ તે સાધુ ] चउरो [ ચારેય ] समाहिओ [ સમાધિઓને ] अभिगम ( જાણીને ) अप्पणो ( પોતાના ) विमलं [ વિપુલ–પૂર્ણ ] हिअं ( હિતકારી ) सुहावहं [ સુખદાયક ] पुणो ( તથા ) खेम [ કલ્યાણકારી ] पयं [ નિર્વાણ પદને ] कुव्वई ( પ્રાપ્ત કરે છે )

ભાવાર્થ :— તે સાધુ ચાર પ્રકારની સમાધિને આરાધી સુવિશુદ્ધ થઈ તથા ચિત્તની સુસમાધિ સાધીને પરમ હિતકારી અને એકાંત સુખકારી એવું પોતાનું કલ્યાણ સ્થાન સ્વયં પ્રાપ્ત કરે છે. ॥ ૬ ॥

जाइमरणाओ मुच्चइ
इत्थंथं च चएइ सव्वसो ।
सिद्धे वा हवई सासए
देवे वा अप्परए महिड्ढिए ॥ ७ ॥

त्ति बेमि ।

विणय समाहि णाम णवमज्झयणे चउत्थो उद्देसो समत्तो ।

પદાર્થાન્વય :– जाइमरणाओ [ જન્મ અને મરણથી ] मुच्चइ [ છુટી જાય છે ) च [ તથા ] इत्थंथं ( નરકાદિ જીવોને ) सव्वसो [ સર્વ પ્રકારથી ] चएइ ' છોડી દે છે ] वा [ અથવા ] सासए [ શાશ્વત ] सिद्धे ( સિદ્ધ ) हवइ [ થાય છે ] वा [ અથવા ] अप्परए ( અલ્પ કર્મરજ રહેવાના કારણે ) महड्ढिए [ મહર્દ્ધિક ] देवे [ દેવ ] हवइ [ થાય છે ] त्ति बेमि ( આ પ્રમાણે હુ કહું છુ )

ભાવાર્થ — આથી તે જન્મ મરણના ચક્રથી સર્વથા મુક્ત થઇ શાશ્વત સિદ્ધ થાય છે અથવા જો થોડા પૂર્વકર્મ શેષ રહી જાય તો મહાનઋદ્ધિશાળી ઉત્તમ કોટિનો દેવ બનેછે જે તપમા ભૌતિક વાસનાની ગ ધ નથી જે તપમા કીર્તિ કે પ્રશંસાની આકાક્ષા નથી, માત્ર કર્મમળથી મુક્ત થવા માટેજ જે તપને આદરે છે તેજ આદર્શ તપસ્વી છે. જે આચારમા આત્મદમન, મૌન અને સમાધિ છે એજ સાચો આચાર છે.

જે વિનયમાં નમ્રતા, સરળતા અને સેવા ભાવ છે એજ વિનય છે અને જે જ્ઞાનથી એકાગ્રતા અને સમભાવ સધાય છે તેજ સાચું જ્ઞાનછે. ॥ ૭ ॥

એમ હું કહું છું.— ચતુર્થ ઉદ્દેશક સમાપ્ત.

વિનયસમાધિ નામનું નવમુંઅધ્યયન સમાપ્ત.



દસમુ અધ્યયન

# अह सभिक्खु णाम दसमज्झयणं

## આદર્શ સાધુ

निक्खम्म माणाइ अ वुद्धवयणे,
निच्चं चित्तसमाहिओ हविज्जा ।
इत्थीण वसं न आवि गच्छे,
वंतं नो पडिआयइ जे स भिक्खू ॥ १ ॥

પદાર્થાન્વય - जे [ જે ] आणाइ [ ભગવાનની આજ્ઞાથી ] निक्खम्म [ દીક્ષા લઈને ] वुद्धावयणे ( સર્વજ્ઞના વચનોમાં ) निच्च [ સદા ] चिसत्तमाहिओ [ ચિત્તથી પ્રસન્ન ) हविज्जा હોય છે ) च ( તથા ) इत्थीण वस ( સ્ત્રિયોના વશમા ) न आवि गच्छे ( આવતો નથી, તથા ) वंत ( વમન કરેલ વિષય ભોગોને ) नो पडिआयइ [ ફરી ઇચ્છિતો નથી ] स ( તેજ ) भिक्खू ( આદર્શ સાધુ છે )

ભાવાર્થ :— જ્ઞાની પુરુષના ઉપદેશ અથવા કોઇપણ નિમિત્તથી ગૃહવાસને ત્યાગીને થયેલો સયમી પુરુષ સદા જ્ઞાનીના વચનોમા અનુરક્ત રહેછે અને તેની આજ્ઞા પ્રમાણે આચરણ કરે છે, નિત્ય સમાધી જાળવે છે સ્ત્રિયોના પાશ બધનમાં જે જકડાતા નથી અને વમી દીધેલા ભોગોને પાછા ભોગવવાની ઇચ્છા રાખતો નથી તેજ આદર્શ ભિક્ષુછે. ॥ ૧ ॥

पुढविं न खणे न खणावए,
सीओदगं न पिए न पिआवए ।
अगणिसत्थं जहा सुनिसिअं,
तं न जले न जलावए जे स भिक्खू ॥ २ ॥

પદાર્થાન્વય :– जे ( જે ) पुढविं ( પૃથ્વી કાયને ) न खणे ( સ્વયં ખોદે નહિ ) न खणावए ( બીજા પાસે ખોદાવે નહિ ) सीओदगं [ કાચું પાણી ) न पिए ( સ્વયં પીએ નહિ ) न पिआवए ( બીજાને પીવડાવે નહિ ) सुनिसिअ ( તીક્ષ્ણ ) सत्थं [ શસ્ત્રની ] जहा [ સમાન ] अगणिं ( અગ્નિને ) न जले ( સ્વય ન બાળે ) न जलावए ( ન બળાવે ) स [ તેજ ] भिक्खू ( ભિક્ષુ છે )

ભાવાર્થ :— જે સ્વયં પૃથ્વીને ન ખોદે, ન ખોદાવે, ખોદતો હોય તેને અનુમોદન પણ ન આપે; વળી સચિત્ત પાણી સ્વયં ન પીએ ન પીવડાવે, પીતો હોય તેને ન અનુમોદે; આખા વિશ્વમાં તીક્ષ્ણ શસ્ત્રરૂપ કહેવાતી ( સર્વનો નાશ કરી નાખે તેવી ) અગ્નિને પોતે જલાવે નહિ, બીજાદ્વારા બળાવે નહિ કોઇ અગ્નિ પેટાવતું હોયતો અનુમોદન આપે નહિ તેજ આદર્શ સાધુ છે. ॥ ૨ ॥

अनिलेण न वीए न वीयावए,
हरियाणि न छिंदे न छिंदावए ।
बीआणि सया विवज्जयंतो,
सचित्त नाहारए जे स भिक्खू ॥ ३ ॥

પદાર્થાન્વય – जे [ જે ] अनिलेण [ વાયુ–વાયુ વ્યંજક પંખાદિથી ] न वीए ( સ્વયં પવન નાખે નહિ ) न वीयावए અન્ય પાસે પવન કરાવે નહિ ] हरियाणि ( હરિતકાય-વનસ્પતિ-કાયનુ ) न छिंदे [ સ્વયં છેદન ન કરે ) न छिंदावए [ બીજા પાસે છેદન કરાવે નહિ ] बीआणि ( બીજ, પત્ર પુષ્પાદિ વ ળા માર્ગને ) सया [ સદા ] विवज्जयंतो ( ત્યાગી દે ) सचित्तं ( તથા સચિત્ત પદાર્થનો ) नाहारए ( આહાર કરે નહિ ) स भिक्खू [ તેજ સાચો સાધુ છે ]

ભાવાર્થ — પખા વગેરે સાધનથી પવન પોતે નાખે નહિ, બીજા પાસે નખાવે નહિ, નાખતાને અનુમોદે નહિ, અને વનસ્પતિઓને સ્વયં છેદે નહિ, છેદાવે નહિ, છેદતા હોય તેને અનુમોદે નહિ, તેમજ માર્ગમા સચેત્ત બીજો પડ્યા હોય તો તેને છોડીને ચાલે અને ભિક્ષા પણ સચિત્ત હોય તો ગ્રહણ ન કરે તેજ આદર્શ સાધુ ગણાય છે ॥ ૩ ॥

वहणं तस-थावराण होइ,
पुढवीत्तणकट्ठनिस्सिआणं ।
तम्हा उद्देसिअं न भुंजे,
नोवि पए न पयावए जे स भिक्खू ॥ ४ ॥

પદાર્થાન્વય — पुढवीतणकट्ठनिस्सिआणं ( પૃથ્વી, તૃણ, કાષ્ઠને આશ્રિત રહેલા ) तसथाव

**राणं** ( ત્રસ અને સ્થાવર જીવોનો ) **वहणं** ( વધ થાય છે ) **तम्हा** ( તેટલા માટે) **जे** ( જે સાધુ ) **उद्देसियं** ( ઔદેશિક આહારને ) **न भुंजे** ( ભોગવે નહિ તથા ) **नोवि पए** ( સ્વયં પકાવે નહિ ) **न पयावए** ( બીજાને પકાવવાનું કહે નહિ ) **स भिक्खू** ( તેજ આદર્શ સાધુ છે )

ભાવાર્થ :— [ ભોજન પકાવવાથી અનેક જીવોની હિંસા થાયછે ] માટે સંયમી પુરુષો, પોતાને માટે બનાવેલો આહાર ગ્રહણ ન કરે કારણ કે આવા આહારાદિ તૈયાર કરવામાં પૃથ્વી, ઘાસ, કાષ્ઠ અને તેને આશ્રયે રહેલા ઇતર જીવોની પણ હિંસા થાય છે. તેથી સ્વયં અન્નાદિને પકાવતા નથી, અન્ય ને પકાવવાનુ કહેતા નથી આવુ જે નિરવદ્ય જીવન જીવે તેજ આદર્શ સાધુ કહેવાય છે ॥ ૪ ॥

रोइअ नायपुतवयणे,
अत्तसमे मन्निज्ज छप्पि काए ।
पच य फासे महव्वयाइं,
पंचावसंवरे जे स भिक्खु ॥ ५ ॥

પદાર્થાન્વય :— **जे** ( જે ) **नायपुत्तवयणे** [ જ્ઞાત પુત્રના વચનોને ] **रोइअ** ( પ્રિય જાણીને ) **पंचासवसंवरे** [ પાંચેય આશ્રવોનો નિરોધ કરે છે ] **छप्पि काए** ( છ કાય જીવોને ) **अत्तसमे** [ પોતાના આત્માની સમાન ] **मन्निज्ज** ( માને છે ) **य** [ તથા ] **पंच** ( પાંચ ) **महव्वयाइं** [ મહાવ્રતોને ] **फासे** [ પૂર્ણ રૂપથી પાળે છે ] **स भिक्खू** ( તેજ ભિક્ષુ છે )

ભાવાર્થ :— જે જ્ઞાતપુત્ર ભગવાન્ મહાવીરના ઉત્તમ વચનો પ્રત્યે રૂચિ ધરાવીને સૂક્ષ્મ અને સ્થૂળ બન્ને પ્રકારના છ જીવનિકાય જે પોતાની સમાન માનેછે અર્થાત્ જેમ પોતાને સુખ શાતિ અને આનંદ પ્રિયછે તેમ જગતના દરેક નાના મોટા જતુઓને તેજ પ્રિય છે તેવુ જાણી પોતાનું વર્તન અન્ય ને સુખાવહ બનાવે છે તથા પાચ મહાવ્રતોનો સ્પર્શ કરે છે – પાળેછે અને પાચેય પ્રકારના પાપદ્વારો [ મિથ્યાત્વ, અવ્રત, કષાય, પ્રમાદ, એને અશુભ યોગના વ્યાપારથી રહિત થાયછે તેજ આદર્શ સાધુ છે. ॥ ૫ ॥

चत्तारि वमे सया कसाए,
धुवजोगी हविज्ज वुद्धवयणे ।
अहणे निज्झायरूवरयए,
गिहिजोगं परिवज्जए जे स भिक्खू ॥ ६ ॥

પદાર્થાન્વય :— **जे** ( જે ) **सया** ( સદા ) **कसाए** [ કષાયોને ] **वमे** ( ત્યાગે છે તથા ) **वुद्धवयणे** [ શ્રી તીર્થંકર દેવોના વચનોમા ] **धुवजोगी** ( ધ્રુવ યોગી ) **हविज्ज** ( હોય છે તથા )

अहणे [ ધનથી રહિત અકિંચન છે ] निज्ञायरूवरयए ( તથા ચાંદી અને સુવર્ણના ત્યાગી છે તથા ) गिहिजोगं [ ગૃહસ્થોની સાથે અધિક સંસર્ગને ] परिवज्जए [ ત્યાગે છે ] स [ તેજ ] भिक्खू ( ભિક્ષુ છે )

ભાવાર્થ – જે ક્રોધ, માન, માયા, લોભનું સદા વમન કરતો રહે છે, જ્ઞાની પુરૂષોના વચનમાં ચિત્તને સ્થિર કરી રાખે છે, સોનું ચાંદી ઇત્યાદિ ધનને ત્યાગી દે છે તેજ આદર્શ ભિક્ષુ છે. ॥ ૬ ॥

सम्मद्दिट्ठी सया अमूढे,
अत्थि हु नाणे तवे संजमे अ ।
तवसा धुणइ पुराणपावगं
मणवयकायसुसंवुडे जे स भिक्खू ॥ ७ ॥

પદાર્થાન્વય :– जे [ જે ] सम्मद्दिट्ठी [ સમ્યગ્ દૃષ્ટિ છે ] सया [ સદા ] अमूढ ( ચતુર છે ) हु [ નિશ્ચયથી ] नाणे ( જ્ઞાનમાં ) तवे [ તપમાં ] अ [ અને ] संजमे [ સંયમમાં ] अत्थि ( રહે છે ) मणवयकायसुसंवुडे [ મન, વચન, અને કાયાથી સંવૃત છે તથા ] तवसा [તપથી] पुराणपावगं [ પુરાણા પાપ–કર્મોને ] धुणइ ( નષ્ટ કરે છે ) स भिक्खू [ તેજ ભિક્ષુ છે ]

ભાવાર્થ – જે મૂઢતાને છોડી પોતાની દૃષ્ટિ રાખે છે, મન, વચન અને કાયાનો સંયમ રાખે છે, જ્ઞાન, તપ અને સંયમમાં રહી તપથી પૂર્વકર્મોને ક્ષીણ કરવાનો પ્રયત્ન કરે છે તેજ આદર્શ સાધુ છે ॥ ૭ ॥

तहेव असणं पाणगं वा,
विविहं खाइमं साइम लभित्ता ।
होही अट्ठो सुए परे वा,
तं न निहे न निहावए जो स भिक्खू ॥ ८ ॥

પદાર્થાન્વય – तहेव [ તેમજ ] जे ( જે ) असणं ( અન્ન ) पाणगं [ પાણી ] वा ( તથા ) विविहं ( વિવિધ પ્રકારના ) खाइमं [ ખાદ્ય અને ] साइमं [ સ્વાદ્ય પદાર્થોને ] लभित्ता ( પ્રાપ્ત કરીને ) सुए ( આગામી ) वा ( અથવા ) परे ( પરમ દિવસે ) अट्ठो [ પ્રયોજનાર્થે–કામ ] होही ( આવશે, એમ વિચારીને ) तं [ તે પદાર્થોને ] न निहे ( વાસી રાખે નહિ ) न निहावए [ તથા બીજા પાસે વાસી રખાવે નહિ ] स [ તેજ ] भिक्खू ( ભિક્ષુ છે. )

ભાવાર્થ – તેમજ વિવિધ પ્રકારના આહાર, પાણી, ખાદ્ય કે સ્વાદ્ય વગેરેની સુંદર ભિક્ષા

મેળવીને કાલકે પરમ દિવસે ઉપયોગમાં આવશે એમ માનીને જે સાધક સંચય કરે નહિ, કરાવે નહિ તેજ આદર્શ ભિક્ષુ છે. ॥ ૮ ॥

तहेव असणं पाणगं वा,
विविहं खाइमं साइमं लभित्ता ।
छंदिअ साहम्मियाण भुंजे,
भुच्चा सज्झायरए जे स भिक्खू ॥ ९ ॥

પદાર્થાન્વય – तहेव [ તેમજ ] जे ( જે ] असणं [ આહાર ] पाणगं [ પાણી ] वा ( તથા ] विविहं [ વિવિધ પ્રકારના ] खाइमं [ ખાદ્ય સુખડી આદિ ] साइमं [ તથા મુખવાસાદિ પદાર્થોને ] लभित्ता [ પ્રાપ્ત કરીને ] साहम्मियाण [ સ્વધર્મી સાધુઓને ] छंदिता [ આમંત્રણ કરીને જ ] भुंजे [ ભોજન કરે ] भुच्चा [ ભોજન કર્યા પછી ] सज्झायरए [ સ્વાધ્યાયમા રકત થઇ જાય ] स [ તેજ ] भिक्खु [ ભિક્ષુ છે ]

ભાવાર્થ – તેમજ ભિન્ન ભિન્ન પ્રકારના આહાર, પાણી. ખાદ્ય કે સ્વાદ્ય વગેરે આહાર મેળવીને પોતાના સ્વધર્મી સાથીદાર સાધુઓને બોલાવીને તેની સાથે ભોજન કરીને સ્વાધ્યાયમાં રકત રહે છે તેજ આદર્શ સાધુ છે. પોતાના સાથીદારો સિવાય એકાકી ભિક્ષા કરવામા એકલ પેટાપણુ વગેરે દોષો છે, નિસ્પૃહતા એ તો સાધુ જીવનનુ પરમ સોપાન છે. તે દૃષ્ટીએ સહ ભોજન દેખાડયુ છે વિકથાનો જુઠો કચરો માનસમા ભરાઇને બેસી ન જાય માટે સ્વાધ્યાય પ્રેમ કેળવવાનુ સમજાવ્યું છે ॥ ૯ ॥

न य वुग्गहियं कहं कहिज्जा
न य कुप्पे निहुइंदिए पसते ।
संजमे धुवजोगजुत्ते.
उवसते अविहेडए जे स भिक्खू ॥ १० ॥

પદાર્થાન્વય :— जे [ જે ) वुग्गहिअ ( કલેશ ઉત્પન્ન કરનારી ] कहं [ કથા ) नय-कहिज्जा ( કરે નહિ ) न य कुप्पे ( કોઇ ઉપર ક્રોધ કરે નહિ ) निहुइंदिए ( પોતાની ઇન્દ્રિયોને ચચલ થવા દે નહિ ] पसते [ તેમજ સદા પ્રશાત રહે ] संजमे धुवजोगजुत्ते [ સંયમમાં ત્રણેય યોગ દઢતા પૂર્વક જોડે ] उवसंते [ ઉપશાત રહે અર્થાત્ કષ્ટ પડતા આકુળ વ્યાકુળ ન થાય ] अविहेडए [ ઉચિત કાર્યનો અનાદર કરે નહિ ] स भिक्खु ( તેજ ભિક્ષુ છે )

ભાવાર્થ ·– જે કલેશ, ટંટો, થાય તેવી કથા ન કહે, નિમિત્ત મળવા છતા કોઇપર કોપ ન કરે, ઇન્દ્રિયોને નિશ્ચળ રાખે, મન શાત રાખે, સંયમ યોગમા સતત સ્થિર ભાવે જોડા-

યેલો રહે તથા ઉપશાંત રહી કોઈનો પણ તિરસ્કાર ન કરે તેજ આદર્શ સાધુ છે ॥ ૧૦ ॥

जो सहइ हु गामकंटए,
अक्कोसपहारतज्जणाओ अ।
भयभेरवसद्दसप्पहासे,
समसुहदुक्खसहे अ जे स भिक्खू ॥ ११ ॥

પદાર્થાન્વય :— जे [ જે ] गामकंटए [ ઈન્દ્રિયોને કંટક સમાન દુઃખ ઉત્પન્ન કરનાર ] अक्कोसपहारतज्जणाओ [ આક્રોશ, પ્રહાર અને તર્જનાદિને ] सहइ [ સહન કરે છે ] अ [ તથા ] भयभेरवसद्दसप्पहासे [ અત્યંત ભયને ઉત્પન્ન કરનારા વૈતાલાદિના અટ્ટહાસ્યાદિ ઉપસર્ગો આવવાપરપણ ] समसुहदुक्खसहे ( સુખ અને દુઃખમાં સમભાવ રાખનાર જે હોય ] स भिक्खू [ તેજ ભિક્ષુ છે]

ભાવાર્થ :— જે ઇન્દ્રિયોને કાંટા સમાન દુઃખ આપે તેવા આક્રોશ વચન-પ્રહારો અને અયોગ્ય ઉપાલભોને સહન કરે છે. જ્યા ભયંકર અને પ્રચંડ ગર્જના થતી હોય તેવા ભયાનક સ્થાનમાં રહી વૈતાલાદિના શબ્દ અટ્ટહાસ્યાદિ ઉપસર્ગોને સહન કરી જાય છે તથા સુખ અને દુઃખમાં સમભાવ રાખી જાણે તેજ આદર્શ ભિક્ષુ છે. ॥ ૧૧ ॥

पडिमं पडिवज्जिआ मसाणे,
नो भीयए भय भेरवाइं दिअस्स ।
विविहगुणतवोरए अ निच्चं,
न सरीरं चाभिकंखए जे स भिक्खू ॥ १२ ॥

પદાર્થાન્વય .— जे [ જે ] मसाणे [ સ્મશાનમાં ] पडिमं [ પ્રતિમાને ] पडिवज्जिआ [અંગીકાર કરીને ત્યા ] भयभेरवाइ [ અતિભય ઉત્પન્ન કરનાર વૈતાલિક દેવોના રૂપને ] दिअस्स [ જોઈને ] नो भीयए [ ભયભીત થાય નહિ ] अ [ તથા ] निच्चं [ સદાકાળ ] विविहगुण तवोरए [ નાના પ્રકારના મૂલ તથા ઉત્તર ગુણોમાં અથવા તપમા રકત રહે છે ] सरीर [ શરીરની પણ ] न अभिकंखए [ મમતા જે કરતા નથી ] स भिक्खू [ તેજ ભિક્ષુ છે ]

ભાવાર્થ :— જે સાધુ પ્રતિમા એક પ્રકારની ઉચ્ચ કોટિની તપશ્ચર્યાની ક્રિયાને અંગીકાર કરીને સ્મશાન ભૂમિમાં જાય અને ત્યા રહી ભય ઉત્પન્ન કરે તેવા ભયાનક શબ્દ સાંભળીને પણ જે ન ડરી જાય તથા વિવિધ મૂલગુણ ઉત્તર ગુણો અને તપશ્ચરણમાં રકત રહી પોતાના દેહનું ભાન ભૂલી જાય તેજ આદર્શ સાધુ છે ॥ ૧૨ ॥

असई वोसट्टचत्तदेहे,

अक्कुट्ठे व हए व लूसिए वा ।

पुढविसमे मुणी हविज्जा,

अनिआणे अकोउहल्ले जे स भिक्खू ॥ १३ ॥

પદાર્થાન્વય :- जे [ જે ] मुणी ( મુનિ ) असइं ( સર્વકાળમા ) वोसट्टचत्तदेहे [ શરીર ઉપર રાગ દ્વેષ કરે નહિ, તથા શરીરને આભૂષણોથી અલંકૃત કરે નહિ ] अक्कुट्ठे [ તુચ્છતા ભર્યા વચનોથી અપમાનિત થાય ] वा [ અથવા ] हए ( દંડાદિથી હણાયેલ હોય ) वा ( અથવા ) लूसिए ( તલવારાદિથી ઘાયલ થઇ જાય તો પણુ ) पुढविसमे ( પૃથ્વીની સમાન ક્ષમાશીલ ) हविज्ज ( બને છે, અને ) अनिआणे [ કોઇ પણુ જાતનુ નિદાન કરતો નથી] अकोउहल्ले ( તેમજ નૃત્યાદિમા અભિરુચિ રાખતો નથી કુતુહલ રહિત જે છે ) स भिक्खू [ તેજ આદર્શ ભિક્ષુ છે ]

ભાવાર્થ — સંસારમા શ્રેષ્ઠ સાધુ તેજ હોયછે જે સદૈવ દેહમૂર્છાથી મુક્ત બનીને રહેછે જેમકે – કોઈ ઉદ્દંડ વ્યક્તિ કઠોર વચનોથી તાડન, તર્જન કરે, દંડ આદિથી માર મારે, તલવારાદિ શસ્ત્રોથી છેદન–ભેદન કરે તે સમયે જે મધુર હાસ્ય હસે અને સર્વસહા પૃથ્વીની સમાન ક્ષમાશીલ બની રહે છે ( આશ્ચર્યની વાતતો એ છે કે ) ગમે તેવા ક્રિયાકાડ કરતો રહે છતા વળતર માગતો નથી અર્થાત્ ક્રિયાકાંડ–ફળની ઈચ્છાએ કરતો નથી, તથા જે નાટક ચેટક જેવાનુ પણુ કુતૂહલ કરતો નથી કારણુ કે આ બધી ક્રિયાઓ મેહનીય કર્મ ઉત્પન્ન કરનારી છે મોહનીય કર્મ તો અમા–વાસ્યાનુ ઘોર અંધકાર છે, જેમા સાધુત્વ રૂપ સુધા ઝરતો ચંદ્રમાં ઉદિત થઇ શકતો નથી ॥ ૧૩ ॥

अभिभूअ काएण परीसहाइं,

समुद्धरे जाइपहाउ अप्पयं ।

विइत्तु जाइमरणं महब्भयं,

तवे रए सामणिए जो स भिक्खू ॥ १४ ॥

પદાર્થાન્વય – जे [ જે ] काएण [ શરીરથી ] परीसहाइं ( પરીષહોને ) अभिभूअ ( જીતીને ) अप्पयं ( પોતાના આત્માને ) जाइपहाउ [ જન્મ–મરણુના પથમાથી ] समुद्धरे ( ઉદ્ધાર કરે છે, તથા ) जाईमरणं ( જન્મ મરણુ રૂપ સંસાર ના મૂળને ) महब्भयं ( મહા ભયકારી ) सामणिए ( શ્રામણ્યમા તથા ) तवे [ તપમા ] रए [ રત રહે છે ] स [ તેજ ] भिक्खू ( ભિક્ષુ છે )

ભાવાર્થ :— પોતાના શરીરથી બધા પરીષહો [ અણધાર્યા આવી પડેલા સંકટો ] ને જીતી [ સહન કરી ] ને જે ભિક્ષુ જન્મમરણો એજ મહાભયના સ્થાન છે, એમ જાણી સંયમ અને તપમાં રકત રહી જાતિ પથમાંથી પોતાના આત્માને ઉગારી લેછે તેજ સાચો સાધુ છે. ॥ ૧૪ ॥

हत्थसंजए पायसंजए,
वायसंजए संजइंदिए ।
अज्झप्परए सुसमाहिअप्पा,
सुत्तत्थंच विआणइ जे स भिक्खू ॥ १५ ॥

પદાર્થાન્વય :— जे ( જે સાધુ ) हत्थसंजए [ હાથથી સંયત છે] पायसजए [ પગોથી સંયત છે ] वायसंजए ( વચનથી સંયત છે ) संजइन्दिए, [ ઇન્દ્રિયોથી સંયત છે ] अज्झप्परए [ અધ્યાત્મમાં રત છે ] सुसमाहिअप्पा ( ગુણોમા દઢતા હોવાથી સુસમાહિતાત્મા છે ) च [ તથા ] सुतत्थ ( સૂત્રાર્થ ને યથાર્થ રૂપ થી ) विआणइ ( જાણે છે ) स [ તે ] भिक्खू ( ભિક્ષુ છે )

ભાવાર્થ :— જે સૂત્ર તથા તેના રહસ્ય જાણીને હાથ, પગ, વાણી અને ઇન્દ્રિયોનો યથાર્થ સંયમ રાખે અર્થાત્ સન્માર્ગમાં વિવેક પૂર્વક તેને યોજે અધ્યાત્મ રસમાંજ જે મસ્ત રહે છે અને પોતાના આત્માને સમાધિમાં રાખે તેજ સાચો સાધુ છે. ॥ ૧૫ ॥

उवहिंमि अमुच्छिए अगिद्धे
अन्नायउंछं पुलनिप्पलाए ।
कयविक्कयसंनिहओ विरए,
सव्वसंगावगए अ जे स भिक्खू ॥ १६ ॥

પદાર્થાન્વય :- जे [ જે ] उवहिंमि [ પોતાની ઉપધિમાં ] अमुच्छिए ( અમૂર્છિત રહે ) अगिद्धे [ આસકિત રહિત હોય ] अन्नायउंछं ( અજ્ઞાત કુળમાથી થોડુ થોડુ કરીને શુદ્ધ ગોચરી લેનાર ) पुलनिप्पुलाए ( ચારિત્રને અસાર કરનાર દોષોથી રહિત ) कयविक्कयसनिहिओ ( ક્રય વિક્રય અને સંગ્રહ થી ) विरए ( વિરક્ત રહે છે ) सव्वसंगाव-गए [ સર્વ પ્રકારનાં સંગથી મુકત હોય છે ] स [ તેજ ] भिक्खू ( સાધું છે )

ભાવાર્થ – સયમના ઉપકરણોમા અને ભોજન વગેરેમાં જ આસકત રહે નહિ અજ્ઞાત ઘરોમા પરિમિત ભિક્ષા ગ્રહણ કરીને સંયમ જીવનનો નિર્વાહ કરે, ચારિત્રમાં ક્ષતિ થાય તેવા દોષોથી બચતો રહે અને લેવુ, વેચવુ, ભેળું કરવું વગેરે અસયમમય વ્યાપારોથી વિરત બની સર્વ

પ્રકારની આસક્તિના બંધનથી રહિત થાય તેજ આદર્શ ભિક્ષુ છે. પદાર્થનો ત્યાગ કરવાથી ત્યાગ નથી કહેવાતો પરંતુ ઊંડાણુમાં રહેલા વાસનાના મૂળ તેના જડ ઉખેડાય તેજ ખરેખર ત્યાગ કહેવાય છે. ॥ ૧૬ ॥

अलोल भिक्खू न रसेसु गिज्झे,
उंछं चरे जीविअं नाभिकंखी।
इड्ढिं च सक्कारण-पूअणं च,
चए ठिअप्पा अणिहे जे स भिक्खू ॥ १७ ॥

પદાર્થાન્વય :— जे [ જે ] भिक्खू ( સાધુ ) अलोल [ લોલુપતા રહિત છે ] रसेसु ( રસમા ) न गिज्झे [ ગૃદ્ધ નથી ] उंछ ( અજ્ઞાત કુલોમાં આહાર માટે ] चरे [ જાય છે ] जीविअं ( સંયમ રહિત જીવનને ) नाभिकंखी ( ઇચ્છતો નથી ) ठिअप्पा ( જ્ઞાનાદિના વિષયમા પોતાના આત્માને સ્થિત રાખે છે ] अणिहे [ છલથી રહિત છે ] इड्ढिं [ લબ્ધિ પ્રમુખ ઋદ્ધિને ] च ( અને ) सक्कारण ( સત્કારને ) च [ અને ] पूअणं [ પૂજાને ] चए ( છોડે છે ) स भिक्खू ( તેજ સાધુ છે )

ભાવાર્થ :— જે લોલુપતાથી રહિત થઇ કોઈપણુ પ્રકારના રસોમા આસક્ત બને નહિ, ભિક્ષાચરીમાં અલ્પ ખોરાક – પરિમિત ગ્રહણુ કરેછે. ભોગી જીવન ગાળવાની વાસનાથી પર રહેછે, અને સત્કાર, પૂજા, ભૌતિક સુખની જેને પરવાહ ન હોય. તથા નિરાભિમાની અને સ્થિર આત્મભાવવાળો હોય તેજ આદર્શ ભિક્ષુ છે. ॥ ૧૭ ॥

न परं वइज्जासि अयं कुसीले,
जेणं च कुप्पिज्ज न तं वइज्जा।
जाणिअ पत्तेअं पुन्नपावं,
अत्ताणं न समुक्कसे जे स भिक्खू ॥ १८ ॥

પદાર્થાન્વય :- जे [ જે ] परं ( બીજાને ) अयं [ આ ] कुसीले ( દુશ્ચરિત્રી છે न वइज्जा ( એમ કહે નહિ ) पुन्नपावं [ તથા જે પુણ્ય અને પાપ ] पत्तेअं ( પ્રત્યેક જીવ પોતાના કરેલા ભોગવે છે ) जाणिअ ( એમ જાણીને ) जेण ( જેનાથી ) अन्न ( અન્યને ) कुप्पिज्ज [ ક્રોધ થાય ] तं [ તેવા વચનને ] न वइज्जा ( બોલે નહિ ) अप्पाणं ( પોતાના આત્માને ) न समुक्कसे ( ગર્વવડે પોતાને ઉદ્ધત ન બનાવે ) स ( તેજ ) भिक्खू [ ભિક્ષૂ છે ]

ભાવાર્થ :— સાધુ બીજાને દુરાચારી ન કહે અન્ય કુપિત થાય તેવુ દૂષિત વાક્ય પણ ન બોલે, બધા જીવોના પુણ્ય અને પાપ પૃથક્, પૃથક્ છે ફળ પણુ તે પ્રમાણે મળેછે, તેમ જાણીને

પોતાના દોષો દૂર કરે અને પોતાનો સ્વભાવ બીજા કરતાં ઊંચો છે એવું અભિમાન પણ ન કરે તે આદર્શ શ્રમણ છે. ॥ ૧૮ ॥

न जाइमत्ते न य रूवमत्ते,
न लाभमत्ते न सुएण मत्ते ।
मयाणि सव्वाणि विवज्जइत्ता
धम्मज्झाणरए जे स भिक्खू ॥ १९ ॥

પદાર્થાન્વય :- जे [ જે ] न जाइमत्ते ( જાતિનો મદ કરે નહિ ) न य रूवमत्ते ( રૂપનો મદ કરે નહિ ) अ ( તથા ) न सुएण मत्ते [ શ્રુતનો મદ કરે નહિ ] सव्वाणि [ સર્વ પ્રકારના ] मयाणि ( મદોને ) विवज्जइत्ता ( છોડી દઈને ) धम्मज्झाणरए ( ધર્મધ્યાનમાં રકત રહે છે ) स [ તેજ ] भिक्खू ( ભિક્ષુ છે )

ભાવાર્થ :— જે જાતિ, રૂપ, લાભ, જ્ઞાન આદિનું અભિમાન ન કરે, સર્વ પ્રકારના અહંકારને છોડી સદ્ધર્મના ધ્યાનમાજ અનુરકત રહે છે તેજ ભિક્ષુ છે ॥ ૧૯ ॥

पवेअए अज्जपयं महामुणी,
धम्मे ठिओ ठावयई परंपि ।
निक्खम्म वज्जिज्ज कुसीललिंगं,
न आवि हासंकुहए जे स भिक्खू ॥ २० ॥

પદાર્થાન્વય ·— जे ( જે ) महामुणी [ મહામુનિ ] अज्जपयं ( પરોપકારને માટે આર્ય પદ-શુદ્ધ ઉપદેશ ) पवेअए ( કહે છે, તથા ) धम्मे [ સ્વય ધર્મમાં ] ठिओ ( સ્થિત થઈને ) परंपि [ પરઆત્માને પણ ] ठावयई [ સ્થાપિત કરે છે ] निक्खम्म [ સંસારથી નિકળીને ] कुसीललिंगं [ કુશીલ લિંગને ] वज्जिज्ज ( છોડી દે છે ) हासं ( હાસ્યને કરનારી ) कुहए [ કુચેષ્ટાઓ ] न ( કરતો નથી ) स ( તેજ ) भिक्खू [ ભિક્ષુ છે ]

ભાવાર્થ — જે મહામુનિ સાચા ધર્મનોજ માર્ગ જણાવે, પોતે સદ્ધર્મમાં બરાબર સ્થિર-રહી બીજાને પણ સાચા ધર્મમાં સ્થિર કરે, ત્યાગમાર્ગ ગ્રહણ કરીને દુરાચારના ચિહ્નો ત્યાગીદે કુસાધુનો સંગ ન કરે અને કોઈની ઠઠ્ઠાબાજી હાસી મઝાક, મશ્કરી પણ ન કરે તેજ સાચો ભિક્ષુ છે ॥ ૨૦ ॥

तं देहवासं असुइं असासयं,
सया चए निच्चहिअट्ठिअप्पा ।

छिंदित्तु जाईमरणस्स बंधणं,
उवेइ भिक्खू अपुणागमं गइं ॥ २१ ॥
त्ति बेमि ।
इअ सभिक्खु णाम दसमज्झयणं सम्मत्तं ।

પદાર્થાન્વય .— निच्चहिअट्ठिअप्पा ( નિત્યહિતરૂપ સમ્યક્ દર્શનાદિમાં સુસ્થિત રહેનાર ] भिक्खू [ પૂર્વોક્ત સાધુ ] असुइं [ અશુચિમય ] असासयं ( અશાશ્વત–નશ્વર ) तं [ તે ] देहवासं [ દેહવાસને ] सया [ હમેશા ] चए ( છોડી દે છે ) जाईमरणस्स ( તથા જન્મ મરણના ) बंधणं ( બંધનને ) छिंदित्तु [ છેદન કરીને ] अपुणागमं ( અપુનરાગમન નામની ) गइं ( ગતિને ) उवेइ [ પ્રાપ્ત કરે છે ] त्ति बेमि ( આ પ્રમાણે હુ તીર્થંકરોના ઉપદેશાનુસાર કહું છુ )

ભાવાર્થ :— તેવો આદર્શ ભિક્ષુ હમેંશાં કલ્યાણમાર્ગમાં આત્માને સ્થિર રાખીને, નશ્વર અને અપવિત્ર દેહવાસને ત્યાગીને તથા જન્મમરણના બંધનોને સર્વથા ઉચ્છેદ કરીને જ્યાંથી પુન. આગમન થતું નથી એવી અપુનરાગમન ગતિને પ્રાપ્ત થાય છે.

પોતાના અંતરાત્માની વંચના થાય તેવા કોઈપણ કાર્યો ન કરે અને એવા કાર્યો ઈતર ગૃહસ્થી કે ભિક્ષુ જાણીને પણ ઘૃણા કરે એવા દુષ્ટ કાર્યોનો સદંતર નાશ કરી દે અને ભિક્ષુ સાધક કેવળ સમાધિ માર્ગમાંજ વિચરે, સ્વભાવમા મસ્ત રહે. ॥ ૨૧ ॥

એમ હું કહું છુ

—:: દશમાધ્યયન સમાપ્ત. ::—



# पढमा चूला रइवक्का

## ( પ્રથમ ચૂલિકા—રતિવાક્ય )

इह खलु भो ! पव्वइएणं, उप्पण्णदुक्खेणं, संजमे अरइसमावन्नचित्तेणं, ओहाणुप्पेहिणा, अणोहाइएणं, चेव हयरस्सिगयंकुसपोयपडागाभूआइं, इमाइं अट्ठारसठाणाइं सम्मं संपडिलेहिअव्वाइं भवंति ॥

પદાર્થાન્વય :— भो [ હે શિષ્યો ! ] उप्पण्णदुक्खेणं [ દુઃખ ઉત્પન્ન થઇ જવાપર ] संजमे [ સંયમમાં ] अरइसमावन्नचित्ते [ જેનું ચિત્ત અરતિ પામેલું છે ] ओहाणुप्पेहिणा [ જે સંયમને ત્યાગવાની ઇચ્છા રાખનાર છે પરન્તુ ] अणोहाइएणं [ હજુ સુધી સંયમ છોડયો નથી ] पव्वइएणं ( આવા દીક્ષિત સાધુને માટે ) इह [ આ જૈન શાસનમાં ] खलु [ નિશ્ચયે ] हयरस्सि-गयंकुस-पोयपडागाभूआइं [ અશ્વને લગામ, હાથીને અંકુશ, અને જહાજને ધ્વજાની સમાન ] इमाइं ( આ વક્ષ્યમાણ ) अट्ठारस ठाणाइं [ અઢાર સ્થાનકો ] सम्मं [ સમ્યક્ પ્રકારે ] संपडिलेहिअव्वाइं [ આલોકનીય —વિચારણીય ] भवंति ( હોય છે )

ગુરુદેવ બોલ્યા :—

ભાવાર્થ :— પ્રવ્રજ્યા અંગીકાર કર્યા પછી સાધકના ચિત્તમા સંયમ પ્રત્યે અરુચિ—ઉદ્વેગ થાય. અને સંયમ છોડી દેવાની ઇચ્છા થઇ જાય પરન્તુ સયમ છોડી દીધો ન હોય તેવા સાધકને માટે આ અઢાર સ્થાન વિચારવા યોગ્ય છે. વિચાર કરવાથી અસ્થિર ચિત્ત સ્થિર બને છે, જેમ કે :— ઉન્માર્ગે ચાલતા અશ્વને સન્માર્ગે લાવવા લગામ, ઉન્મત્ત હાથીને અંકુશ અને વહાણને પ્રવાહના માર્ગ ઉપર લાવવા સઢ જેમ ઉપયોગી બની જાય છે તેમ સાધકનું ચિત્ત સન્માર્ગે આવી જાય છે (૧)

तंजहा-हं भो ! दुस्समाए दुप्पजीवी (१) लहुसगा इत्तरिआ गिहीणं कामभोगा [२] भुज्जो अ साइबहुला मणुस्सा (३) इमे अ मे दुक्खे न चिरकालोवट्ठाई भविस्सइ [४] ओमजणपुरक्कारे [५] वंतस्सअ-पडिआयणं (६) अहरगइवासोवसंपया [७] दुल्लहे खलु भो ! गिहीणं धम्मे गिहीवासमज्झे वसंताणं [८] आयंके से वहाय होइ [९] संकप्पे से वहाय होइ (१०) सोवक्केसे गिहवासे, निरुवक्केसे परिआए (११) बंधे गिहवासे, मुक्खे परिआए [१२] सावज्जे गिहवासे, अणवज्जे परिआए (१३ बहुसाहारणा गिहीणं कामभोगा (१४) पत्तेय पुन्नपावं (१५ अणिच्चे खलु भो ! मणुआण जीविए कुसग्गजलबिंदुचंचले [१६] बहुं च खलु

**भो! पाव खलु भो कडाणं, कम्माणं, पुव्विं दुच्चिन्नाणं दुप्पडिकंताणं, वेइत्ता मुक्खो, नत्थि अवेइत्ता कम्मं पगडं (१७) पावाणं च तवसा वा झोसईत्ता (१८) अट्ठारसमं पय भवइ। भवइ अ इत्थ सिलोगो–**

પદાર્થાન્વય :– **तंजहा** (તે આ પ્રકારે છે) **हं भो** (હે શિષ્યો!) **दुस्समाए** [દુઃષમ કાલમાં] **दुप्पजीवी** [દુઃખ પૂર્વક જીવન વ્યતીત કરાય છે] **गिहीणं** (ગૃહસ્થ લોકોના) **कामभोगा** (કામ ભોગ) **लहुसगा** (અસાર છે તેમજ) **इत्तरिआ** (અલ્પકાલીન છે ૨,) **भुज्जो अ** [તેમજ દુષમ કાલીન] **मणुस्सा** [મનુષ્ય] **माइबहुला** [વિશેષ છલ–કપટ કરનાર છે ?] **इमे अ** (આ) **दुक्खे** (દુઃખ) **मे** [મને] **चिरकालोवट्ठाई** [લાંબા સમય સુધી ટકનાર] **न भविस्सइ** [થશે નહિ ૪,] **ओमजणपुरक्कारे** [સંયમ છોડવાપર નીચ પુરુષોનુ સન્માન કરવુ પડશે ૫] **वंतस्स** [વમન કરેલ વિષય ભોગોનુ] **पडिआयणं** [ફરી પાન કરવું પડશે ૬] **अहर गइवासोवसंपया** (નીચ ગતિને યોગ્ય કર્મ બંધન કરવા પડશે ૭) **भो** [હે શિષ્યો] **खलु** (નિશ્ચયે) **गिहवासमज्झे** [ગૃહવાસમાં] **वसंताणं** [વસતા] **गिहीणं** (ગૃહસ્થોને) **धम्मे** (ધર્મ) **दुल्लहे** [દુર્લભ છે ૮] **आयंके** [તુર્તજ નાશ કરનાર વિશૂચિકાદિ રોગ] **से** [ધર્મરહિત ગૃહસ્થીને] **वहाय** [વધને માટે] **भवइ** [હોય છે] **संकप्पे** [પ્રિયનો વિયોગ અને અપ્રિયનો સંયોગથી જે સંકલ્પ ઉત્પન્ન થાય છે તે] **से** (ગૃહસ્થના) **वहाय** (વિનાશને માટે) **भवइ** [હોય છે ૧૦] **गिहिवासे** (ગૃહવાસ) **सोवक्केसे** (ક્લેશથી યુક્ત છે) **परिआए** [અને ચારિત્ર] **निरुवक्केसे** [ક્લેશથી રહિત ૧૧,) **गिहवासे** (ગૃહવાસ) **बंधे** [કર્મોના બંધન સ્થાન છે ત્યારે] **परिआए** [ચારિત્ર] **मुक्खे** (કર્મ બંધનથી છોડાવનાર છે ૧૨,) **गिहिवासे** [ગૃહવાસ] **सावज्जे** [પાપસ્થાન છે પરન્તુ] **परिआए** (ચારિત્ર **अणवज्जे** (પાપથી રહિત છે ૧૩) **गिहीणं** [ગૃહસ્થોના] **कामभोगा** (કામભોગ) **बहुसाहरणा** [ચોર, જાર આદિ હર કોઈ જનને માટે સાધારણ છે ૧૪,] **पुण्णपावं** (પુણ્ય અને પાપ) **पत्तेअं** [સર્વજીવોના પૃથક્ પૃથક છે ૧૫.] **मणुआणं** (મનુષ્યોનુ) **जीवए** [જીવન] **कुसग्गजलबिंदुचंचले** [કુશના અગ્રભાગ ઉપર રહેલ જલના બિન્દુની સમાન ચચલ છે માટે] **खलु** (નિશ્ચય રૂપથી) **अणिच्च** [અનિત્ય છે ૧૬] **मे** [મે] **बहुं** (ઘણુંજ) **पाव कम्मं** [પાપકર્મ કર્યું છે જેથી મારી બુદ્ધિ વિપરીત થઇ રહી છે ૧૭.] **च** [તથા] **भो** [હે શિષ્યો!] **दुच्चिण्णाणं** (દુષ્ટ ભાવોથી આચરેલા) **दुप्पडिकंताणं** [મિથ્યાત્વ આદિ ભાવોથી ઉપાર્જન કરેલ] **पुव्विं कडाणं** [પૂર્વકૃત] **पावाणं कम्माणं** (પાપકર્મોના ફળને) **वेइत्ता** [ભોગવ્યા પછીજ] **मुक्खो** (મોક્ષ થાય છે) **अवेइत्ता** [ભોગવ્યા વિના] **नत्थि** [નહિ] **वा** (અથવ પૂર્વકર્મોને) **तवसा** (તપ વડે) **झोसइत्ता** [ક્ષય કરવાથી મોક્ષ થાય છે ૧૮]

**अट्ठारसमं** ( આ અઢારમું ) **पयं** ( પદ ) **भवइ** [ છે ] **इत्थ** [ આ ઉપર ] **सिलोगो भवइ** [ શ્લોકો છે, જે સંગ્રહ રૂપે છે ]

ભાવાર્થ :— (૧) [ પોતાના આત્માને સંબોધીને ] હે આત્મન્! આ દુષમ કાળનું જીવનજ દુઃખમય છે, સંસારના દરેક જીવો દુઃખી છે. તો હું સંયમ જેવી ઉત્તમ વસ્તુને છોડીને ગૃહવાસમાં જાવું છતાં ત્યાં પણ સુખ કયાં છે ?

(૨) ગૃહસ્થાશ્રમીઓના કામભોગો ક્ષણિક અને તુચ્છ કોટિનાજ હોય છે, ક્ષણિક અને તે પણ માની લીધેલા અને પરિણામે અપાર દુઃખરૂપ કામભોગો ઉપર સ્નેહ શા માટે રાખવો ?

(૩) સંસારી માયામાં ફસેલા મનુષ્યો બહુ કપટવાળા હોય છે. સંયમને ત્યાગી દીધા પછી તેવા કલુષિત વાતાવરણમાં રહેવાથી અંતઃકરણ દુઃખિત થાય છે.

(૪) આ સયમી જીવનમાં દેખાતું દુઃખ કંઈ ચિરકાળ ટકવાનું નથી.

(૫) સંયમ છોડીને ગૃહસ્થાશ્રમમાં જતાં ક્ષુદ્ર મનુષ્યોની પણ [ ન ઇચ્છવા છતા ] ખુશામત કરવી પડે છે.

(૬) ગૃહસ્થાશ્રમ સ્વીકારવા જતાં વમેલી વસ્તુને ફરીથી પીવી પડશે–જે કામભોગોને ત્યાગી દીધાં છે તેઓને ફરીથી ગ્રહણ કરવું કોઇપણ પ્રકારે ઇષ્ટ નથી.

(૭) ત્યાગની ઉચ્ચ ભૂમિકામાથી ક્ષુદ્ર વાસના માટે ગૃહસ્થ જીવન સ્વીકારવું તે નરકાગારમાં જવા માટેની તૈયારી રૂપ છે.

(૮) ગૃહસ્થાશ્રમમા રહેનારાઓને ગૃહસ્થાશ્રમનો ધર્મ પાળવો પણ દુ શકય છે તો આદર્શ ત્યાગ કયાંથીજ પાળી શકાય ?

(૯) અચાનક રોગ ઉત્પન્ન થઇ જ્યારે દેહનો નાશ થઇ જાય છે ત્યારે ધર્મ સિવાય કોઈ ઈતર સહાયક બનતા નથી.

(૧૦) ખરાબ સકલ્પ પણ આધ્યાત્મિક મૃત્યુ કરે છે.

(૧૧) ગૃહસ્થવાસ ક્લેશમય છે ત્યાગ એ શાન્તિમય છે

(૧૨) ગૃહસ્થવાસ બધન છે ત્યાગ એ મુકિત છે

(૧૩) ગૃહસ્થજીવન દૂષિત છે જ્યારે સયમીનુ જીવન નિર્દોષ પવિત્ર છે.

(૧૪) ગૃહસ્થોના કામભોગો નિકૃષ્ટ–હલકી કોટિના છે

(૧૫) જગતના સૌ જીવો પુણ્ય અને પાપથી ઘેરાયેલ છે.

(૧૬) મનુષ્યનું જીવન ખરેખર ડાભની ટોચ પર રહેલા જલબિન્દુની જેમ ચંચળ અને ક્ષણિક છે.

(૧૭) અરેરે! ખરેખર પૂર્વકાળે પાપકર્મ બહુ કર્યું હશે પાપકર્મના પ્રભાવેજ સંયમપર અણગમો ઉત્પન્ન થાય છે અન્યથા સંયમ જેવી ઉત્તમ ચીજ શા માટે ન ગમે ?

(૧૮) દુશ્ચારિત્રનુ સેવન કરીને કદી પાપકર્મોથી મુકિત મળી શકશે નહિ પરન્તુ દુખે સહી શકાય તેવા પૂર્વ પાપકર્મોને સમભાવ પૂર્વક વેદન કરવાથી અને તપવડે ક્ષય કરવાથીજ તે કર્મોથી મુકિત મળી શકશે.

આ અઢારે સ્થાનોનો પોતાની સૂક્ષ્મ તર્કથી બુદ્ધિવડે સંક્ષિપ્ત રૂપથી અથવા વિસ્તાર પૂર્વક પરિસ્ફુટ કરીને વિચારવું જોઇએ કારણ કે આવા વિચારોથી ચિત્તની સમ-ભાવ પૂર્વક સ્થિરતા આવેછે. આ અઢાર સ્થાનોનો ઉત્કૃષ્ટ પ્રભાવ છે, જેનાવડે સંસાર-સાગરમાં ડૂબતી સંયમની નાવ પાછી તરી જાય છે અને લક્ષ્ય સુધી પહોંચી જાય છે.

હવે આ અઢારે સ્થાન ઉપર શિક્ષારૂપ શ્લોક પણ પ્રતિપાદન કરેલ છે.

जया य चयई धम्मं, अणज्जो भोगकारणा ।
से तत्थ मुच्छिए बालो, आयइं नावबुज्झइ ॥ १ ॥

પદાર્થાન્વય – **जया** (જ્યારે) **अणज्जो** (અનાર્ય સાધુ) **भोगकारणा** [ભોગોના કારણ-થી] **धम्मं** (ચારિત્ર ધર્મ ને) **चयई** [છોડે છે] **से** (તે) **बालो** [અજ્ઞાની સાધુ] **तत्थ** (તે કામ ભોગોમા) **मुच्छिए** [મૂર્છિત થયેલ] **आयइं** (ભવિષ્ય કાલને) **नाव-बुज्झइ** [સારી રીતે જાણતો નથી]

## અહીં શ્લોકો કહેવાય છે : –

ભાવાર્થ :— કોઈ અનાર્ય પુરુષ જ્યારે ભોગોના કારણે પોતાના ચિરસંચિત ચારિત્ર ધર્મને છોડી દે છે ત્યારે ભોગમાં આસકત થયેલો તે અજ્ઞાની ભવિષ્યકાળનો લેશ માત્ર વિચાર કરી શકતો નથી (જ્યારે કોઈપણ સાધારણ કે બુદ્ધિમાન સાધક પોતાને યોગ્ય ન હોય છતા તેવુ અકાર્ય કરી નાખે છે તે સમયે એટલો આવેશમા હોય છે કે તેને કાર્યના પરિણામની ભયંકરતાનો લેશ માત્ર ખ્યાલ રહેતો નથી) ॥ ૧ ॥

जया ओहाविओ होइ, इंदो वा पडिओ छमं ।
सव्वधम्मपरिब्भट्ठो, स पच्छा परितप्पइ ॥ २ ॥

પદાર્થાન્વય – **छमं** [પૃથ્વીપર] **पडिओ** [પતિત થયેલો] **इंदो वा** (ઈન્દ્રની સમાન) **जया** (જ્યારે કોઇ સાધુ) **ओहाविओ** [ચારિત્ર ધર્મથી ભ્રષ્ટ] **होइ** (થઇ જાય છે ત્યારે) **से** (તે) **सव्वधम्मपरिब्भट्ठो** [સર્વ ધર્મથી-સર્વ રીતે ભ્રષ્ટ થઇ જતાં] **पच्छा** [પાછળથી] **परितप्पइ** (પરિતાપ કરે છે કે મેં આ અકાર્ય કર્યું છે)

ભાવાર્થ — આ ગાથામાં ઉપમા અલંકાર દ્વારા સંયમત્યાગનું દુષ્ફળ દેખાડયું છે. જેમ ઈન્દ્ર પુણ્ય ક્ષય થઈ જવાપર સ્વર્ગલોકથી ચ્યુત થઇને મનુષ્ય લોકમા આવે છે ત્યારે તે ઘણો ઘણો શોક પશ્ચાત્તાપ કરે છે ભાવી સંકટ વ્યથાથી તેનું હૃદય શીર્ણ વિશીર્ણ થઇ જાય છે, તે રડી પડેછે – હાય !

મારા આ અતુલિત વૈભવ નષ્ટ થઇ ગયો અને હવે કેટલું કષ્ટ ભોગવવું પડશે. આજ રીતે જ્યારે સાધુ ત્યાગાશ્રમ ત્યાગીને ગહસ્થ જીવનમાં પાછો આવેછે ત્યારે ત્યાગધર્મ અને ગૃહસ્થધર્મ એ બન્ને ધર્મથી ભ્રષ્ટ થઇને પરિતાપ કરેછે. ક્યાં સંયમી જીવનનો દિવ્ય આનંદ અને ક્યાં પતિત જીવનની વિપત્તિ ! સંયમભ્રષ્ટની લોકમાં અપકીર્તિ ફેલાય છે અને તેના હૃદયમાં પણ ઉંડાણનું દર્દ થયા કરે છે ॥ ૨ ॥

जया अ वंदिमो होइ, पच्छा होइ अवंदिमो ।
देवया व चुआ ठाणा, स पच्छा परितप्पइ ॥ ३ ॥

પદાર્થાન્વય :- जया [ જ્યારે સાધુ સંયમમાં રહે છે ત્યારે ] वंदिमो [ વંદનીય] होइ [ થઈ જાય છે ] य [ અને ] पच्छा [ સંયમ છોડયા પછી ] अवंदिमो [ અવંદનીય ] होइ ( થઇ જાય છે ) स [ તે સાધુ ] ठाणा ( પોતાના સ્થાનથી ) चुआ ( ચ્યુત થયેલા ) देवया व [ દેવતાની સમાન ] पच्छा [ પાછળ થી ] परितप्पइ ( પરિતાપ કરે છે )

ભાવાર્થ :— પ્રથમ તે વિશ્વનો વંદનીય હોય છે અને ભ્રષ્ટ થયા પછી અવંદનીય [ તિરસ્કારને પાત્ર ] બને છે ત્યારે પોતાના સ્થાનથી ભ્રષ્ટ થયેલા દેવની માફક તે ખૂબ પરિતાપ પામે છે. ॥ ૩ ॥

जया अ पूइमो होइ, पच्छा होइ अपूइमो ।
राया व रज्जपब्भट्ठो, स पच्छा परितप्पइ ॥ ४ ॥

પદાર્થાન્વય :- जया ( જ્યારે સંયમી હોય છે ત્યારે ) पूइमो [ પૂજ્ય ] होइ ( હોય છે ) अ [ અને ] पच्छा ( ચારિત્રથી પતિત થયા પછી ) अपूइमो [ અપૂજ્ય ] होइ ( થઈ જાય છે ) रज्जपब्भट्ठो [ રાજ્ય ભ્રષ્ટ ] राया व [ રાજાની જેમ ] स [ તે સાધુ ] पच्छा परितप्पइ ( પશ્ચાત્તાપ કરે છે )

ભાવાર્થ :— પ્રથમ તે મહાપુરુષોનો પણ પૂજ્ય હોયછે અને પછી તેજ અપૂજ્ય બને છે ત્યારે રાજ્યથી પદભ્રષ્ટ થયેલા રાજાની સમાન તે ખૂબ પરિતાપ પામે છે. ॥ ૪ ॥

जया अ माणिमो होइ, पच्छा होइ अमाणिमो ।
सेट्ठिव्व कब्बडे छूढो, स पच्छा परितप्पइ ॥ ५ ॥

પદાર્થાન્વય :— जया [ જ્યારે સાધુ ] माणिमो [ માન્ય હોય છે અને ] पच्छा [ શીલથી ભ્રષ્ટ થયા પછી જ ] अमाणिमो ( અમાન્ય થઈ જાય છે ) कब्बडे ( અત્યંત ક્ષુદ્ર

ગામમાં ) छूढो [ પરિત્યક્ત ] सेट्ठिव्व ( શ્રેષ્ઠીની સમાન ) स [ તે ] पच्छा [ પાછળથી ] परितप्पइ ( પરિતાપ કરે છે )

ભાવાર્થ — પહેલાં તે માન્ય હોય છે અને પછી તેજ ત્યાગાશ્રમથી પતિત થઇને અમાન્ય થાય છે. જેમ ધનિક શેઠ ધનહીન બની ખેડુની જીંદગીમાં પલટાઇને હલકા સ્થાનમાં વાસ કરેછે અને પૂર્વની સ્થિતિ યાદ કરીને જીવન પર્યંત ખેદ કરેછે તેમ સાધુ પણ પરિતાપ કરે છે. ॥ ૫ ॥

जया अ थेरओ होइ, समइक्कंतजुव्वणो ।
मच्छुव्व गलं गिलित्ता, स पच्छा परितप्पइ ॥ ६ ॥

પદાર્થાન્વય — अ [ તે ભ્રષ્ટ સાધુ ] जया ( જ્યારે ) समइक्कंतजुव्वणो ( યુવા અવસ્થા વિતી જવા પર ) थेरओ ( સ્થવિર થઇ જાય છે, स ( ત્યારે તે ) गलं ( ગલ, લોહ કાટા ઉપર રાખેલા માંસને ) गिलित्ता [ ખાઇને ] व्व ( જેમ ) मच्छु ( મત્સ્ય—માછલી પશ્ચાત્તાપ કરે છે, તેની જેમ ) पच्छा [ પાછળથી ] परितप्पइ ( દુખિત થાય છે )

ભાવાર્થ — ભોગેચ્છાએ સંયમધર્મ તરછોડી ગૃહસ્થ જીવનમા ગયેલો સાધક જ્યારે યૌવન વયથી છૂટી જરાવસ્થામા પ્રવેશે છે અર્થાત્ બૂઢો બની જાય છે ત્યારે જાળમા રાખેલી વસ્તુને ખાવાની લોલુપતાને કારણે લોખંડના કાટામા ફસાયેલ માછલાની પેઠે ખૂબ પીડા પામે છે ॥ ૬ ॥

जया अ कुकुडुंवस्स, कुतत्तीहिं विहम्मइ ।
हत्थी व बंधणे बद्धो, स पच्छा परितप्पइ ॥ ७ ॥

પદાર્થાન્વય – जया [ જ્યારે સયમત્યાગી સાધુ ] कुकुडुंवस्स [ દુષ્ટ કુટુબની ] कुतत्तीहिं [ દુષ્ટ ચિંતાઓથી ] विहम्मइ ( પ્રતિહત થાય છે ) बंधणे बद्धो [ વિષયની લાલચથી બધનમા બાંધેલા ] हत्थीव [ હાથીની જેમ ] पच्छा [ પાછળથી ] परितप्पइ ( પરિતાપ કરે છે )

ભાવાર્થ — અને જ્યારે તે સાધુ ગૃહસ્થને પ્રાપ્ત થયેલ કલેશકારી કુટુબની કુત્સિતચિંતાઓ ચારેય બાજુથી ઘેરી વળેછે – ફરી વળે છે ત્યારે તે બધનમા ફસી પડેલા હાથીની જેમ ખૂબ ખૂબ પરિતાપ કરે છે ॥ ૭ ॥

पुत्तदारपरीकिन्नो मोहसंताणसंतओ ।
पंकोसन्नो जहा नागो, स पच्छा परितप्पइ ॥ ८ ॥

પદાર્થાન્વય – पुत्तदारपरीकिन्नो [ પુત્ર અને સ્રીથી ઘેરાયેલો ] मोहसंताणसंतओ

[ દર્શનમોહનીયાદિ કર્મોથી સંતપ્ત થયેલો ] **स** [ તે સાધુ ] **जहा** ( જેમ ) **पंकोसन्नो** [ કીચડમાં ફસાયેલો ] **नागो** [ હાથીની જેમ તે ] **पच्छा** ( પાછળથી ) **परितप्पइ** [ પરિતપ્ત થાય છે ]

ભાવાર્થ :— વળી સંયમને ત્યાગી ગૃહસ્થી બનેલો તે મુનિ જ્યારે સ્ત્રી, પુત્ર, બાળ-બચ્ચાંના પરિવારથી ઘેરાયેલો થઈને મોહકર્મની પરંપરામાં ગુંચવાઈ જાયછે. જેમ કાદવમાં ખૂંચેલો હાથી " **न नीरं नो तीरम्** " ન પાણી કે ન કાંઠો એમ બન્ને સ્થિતિની વચ્ચે રહી દુઃખી થાયછે તેમ મોહના ગાઢ બંધનથી બંધાયેલો તે કોઇ પણ રીતે છૂટી શકતો નથી. ॥ ૮ ॥

**अज्जाहं गणी हुंतो, भाविअप्पा बहुस्सुओ ।**
**जइऽहं रमंतो परिआए, सामण्णे जिणदेसिए ॥ ९ ॥**

પદાર્થાન્વય :— **अज्ज** [ આજે ] **अहं** [ હું ] **गणी** ( આચાર્ય ) **हुंतो** [ હોત ] **जइ** [ જો ] **अहं** [ હું ] **भाविअप्पा** [ ભાવિતાત્મા અને ] **बहुस्सुओ** ( બહુશ્રુત થઈને ) **जिणदेसिए** ( જિનોપદેશિત ) **सामण्णे** ( સાધુ સંબંધી ) **परिआए** [ ચારિત્રમાં ] **रमंतो** ( રમણ કરતો )

ભાવાર્થ :— પછી આવી સ્થિતિમાં જ્યારે તે વિચાર કરવા બેસે છે ત્યારે તેને આવા વિચારો આવે છે અને ત્યારે તેને પશ્ચાત્તાપ થાયછે કે- હા ! આ મેં ખૂબજ ખોટું કર્યું. જો હું જિનેશ્વરોએ દેખાડેલા વિશુદ્ધ સાધુદશાથી ભરેલા પૂર્ણ ત્યાગ માર્ગમાં આનંદ પૂર્વક રહ્યો હોત તો આજે હું અપૂર્વ આત્મ-ઓજસ અને અપૂર્વ જ્ઞાનસહિત સર્વ સાધુગણનો અધિપતિ બની ગયો હોત ॥ ૯ ॥

**देवलोगसमाणो अ, परिआओ महेसिणं ।**
**रयाणं अरयाणं च, महानरयसारिसो ॥ १० ॥**

પદાર્થાન્વય — **रयाणं** [ સંયમરત ] **महेसिणं** ( મહર્ષિઓને ) **परिआओ** [ ચારિત્ર ] **देवलोगसमाणो** [ દેવલોક સમાન છે ] **अ** ( પરન્તુ ) **अरयाण** ( સંયમમાં રતિ નહિ રાખનારાઓને ચારિત્ર ) **महानरयसारिसो** ( મહાન્ નરકની સમાન લાગે છે )

ભાવાર્થ — આ ગાથામાં જે સાધુ સંયમ છોડવાની ઇચ્છા રાખે છે તેને સ્થિર કરવાને માટે આ ઉપદેશ પ્રતિપાદન કરેલ છે યથા — શ્રી ભગવાન્ ઉપદેશ કરે છે કે આર્યો ! જે સાધુ સંયમપર્યાયમાં રુચિ રાખનારા છે તેને માટે આ સંયમ દેવલોકની સમાન સુખપ્રદ છે, કારણ કે જેવી રીતે દેવો દેવલોકમાં નૃત્યાદિ જોવામાં લીન રહેછે, તથા સદૈવ કાલ પ્રસન્નતાથી સમય વ્યતીત કરેછે, એવીજ રીતે સાધુ પણ યોગાદિ ક્રિયાઓમાં નિમગ્ન રહેતા દેવોથી વધીનેય સુખોનો અનુભવ કરે છે ત્યારે એનાથી વિપરીત સાધુ સંયમ-ક્રિયાઓમાં રુચિહીન રહેછે, તેના માટે આ ચારિત્ર

પર્યાય મહા નરક ( રૌરવ ) ની સમાન દુઃખપ્રદ છે, કારણ કે તે વિષયાભિલાષી હોવાથી હમેશા ભગવાનના વેષની વિડમ્બનાજ કરતો રહે છે, આ છે પતિત સાધુની મનોદશાનો ચિતાર ॥ ૧૦ ॥

अमरोवमं जाणिअ सुक्खमुत्तमं,
रयाणं परिआइ तहाऽरयाण ।
निरओवमं जाणिअ दुक्खमुत्तमं,
रमिज्ज तम्हा परिआइ पंडिए ॥ ११ ॥

પદાર્થાન્વય :— **तम्हा** ( તે માટે ) **पंडिए** [ પંડિત સાધુ ] **परिआइ** ( ચારિત્રમા ) **रयाणं** [ રત રહેવા વાળાને ] **अमरोवमं** [ દેવતા સરખું ] **उत्तमं** [ ઉત્તમ ] **सुक्खं** ( સુખને ) **जाणिअ** ( જાણીને ) **तहा** ( તથા ) **अरयाणं** ( સંયમમાં રત નહિ રહેનારને ) **निरओवमं** ( નરક ની સમાન ) **उत्तमं** [ ઉત્કૃષ્ટ ] **दुक्खं** [ દુઃખને ] **जाणिअ** ( જાણીને ) **परिआइ** ( સંયમના પર્યાયમાં ) **रमिज्ज** [ રમણ કરે ]

ભાવાર્થ :— આ કાવ્યમા ઉક્ત પ્રકરણનો ઉપસંહાર કરતા નિગમન કરેલું છે : ( આ બધું કહી હવે મહાપુરુષો સંયમથી કંટાળેલા સાધુને કહે છે – ) ત્યાગ માર્ગમા રમી રહેલા મહાપુરુષોનું દેવેન્દ્ર સમાન ઉત્તમ સુખ અને ત્યાગમાર્ગથી ભ્રષ્ટ થયેલા પતિતોનું નરક સમાન અત્યંત દુઃખ એ બન્નેની તુલના કરીને પંડિત સાધુએ ત્યાગમાર્ગમાં આનંદપૂર્વક રહેવું જોઇએ.

ત્યાગથી પ્રાપ્ત થતુ આધ્યાત્મિક સુખ એ તો અનુપમ સુખછે તેની તુલના સ્વર્ગીય સુખ સાથે નજ કરી શકાય, પરન્તુ અહીં તો જેમ મનુષ્ય જીવન કરતા દેવ જીવન ઉત્કૃષ્ટ છે તેમ ગૃહસ્થ જીવન કરતાં ત્યાગી જીવન ઉત્કૃષ્ટ છે અને માનવ જીવન કરતા નરક જીવન નિકૃષ્ટ છે તેમ આદર્શ જીવન કરતાં પતિત ગૃહજીવન નિકૃષ્ટ છે તે બતાવવા પૂરતુ ઊપરનું ઉપમાવાકય છે. ॥ ૧૧ ॥

धम्माउ भट्ठं सिरिओ अवेयं,
जन्नग्गिविज्झाअमिवप्पतेअं ।
हीलंति णं दुव्विहं कुसीला
दाढुद्धिअं घोरविसं व नागं ॥ १२ ॥

પદાર્થાન્વય :– **कुसीला** [ કુત્સિત શીલવાળા લોકો પણ ] **सिरिओ अवेयं** [ તપોરુપ લક્ષ્મીથી રહિત ] **दुव्विहं** ( દુષ્ટ વ્યાપાર કરનાર ) **धम्माउ भट्ठं** ( ધર્મથી ભ્રષ્ટ ) **णं** [ તે પુરૂષની ] **विज्झाए** [ બુઝેલી ] **अप्पतेअं** [ તેજ રહિત ] **जन्नग्गिमिव** [ યજ્ઞની અગ્નિની સમાન તથા **दाढुद्धिअं** ( જેની દાઢ કાઢી નાખી છે એવા ) **घोरविसं** [ રૌદ્ર વિષવાળા ] **नागंव** ( સર્પની સમાન ) **हीलंति** ( અવહેલના કરે છે )

ભાવાર્થ :— ધર્મથી ભ્રષ્ટ અને આધ્યાત્મિક સંપત્તિથી પતિત થયેલા મુનિનો; અલ્પ તેજ-ઠરી ગયેલા યજ્ઞના અગ્નિ અને ભયંકર ઝેરી છતાં દાઢો ખેંચી લીધેલા સર્પની સમાન દુરાચારીઓ પણ તિરસ્કાર કરેછે.

સર્પનું ઝેર વમવાનું સાધન ગયા પછી તેને બાળકો પણ સતાવે છે, યજ્ઞનો અગ્નિ પવિત્ર હોવા છતા તેજ ગયા પછી તેની કશીએ કિંમત નથી અને દેહમાંથી ચેતન ગયા પછી તે દેહની કિંમત પણ રહેતી નથી, તેમ સાધુધર્મરૂપ આત્મા ગયા પછી તે સાધક ગૃહસ્થની જરા યે કિંમત રહેતી નથી. હલકા વર્તનવાળા પણ તેને તિરસ્કારે છે. ॥ ૧૨ ॥

इहेवऽधम्मो अयसो अकित्ती,
दुन्नामधिज्जं च पिहुज्जणंमि ।
चुअस्स धम्माउ अहम्मसेविण',
संभिन्नवित्तस्स य हिट्ठओ गई ॥ १३ ॥

પદાર્થાન્વય :- **धम्माउ** [ ધર્મથી ] **चुअस्स** [ પતિત ] **अहम्मसेविणो** [ અધર્મનું સેવન કરનાર ] **य** [ તથા ] **संभिन्नवित्तस्स** [ વ્રતોને ખંડિત કરનારા ) **इहेव** ( આ લોકમાં ) **अधम्मो** ( અધર્મી કહેવાય છે ) **अयसो** ( અપયશ ) **अकित्ती** [ અકીર્તિ પામે છે ] **पिहुज्जणंमि** ( સાધારણ લોકોમાં ) **दुन्नामधिज्ज'** [ અપમાનિત થઇ જાય છે ] **हिट्ठओगई** [ પર લોકનો યાત્રી બનીને નીચ ગતિઓમા જાય છે ]

ભાવાર્થ .-- ધર્મથી પતિત થયેલા અધર્મને સેવનારા અને પોતાના વ્રતનિયમોથી ભ્રષ્ટ થયેલા સાધુને આ લોકમા પણ ચારિત્રની ક્ષતિ, અધર્મ, અપયશ અને તુચ્છ-ક્ષુદ્ર માનવોમાં પણ નિંદા આદિ ગેરલાભો થાય છે અને જીવનના અંતે પરલોકમા પણ અધર્મના ફળસ્વરૂપે અધમ ગતિ પ્રાપ્ત થાયછે ॥ ૧૩ ॥

भुंजित्तु भोगाइं पसज्झ चेअसा,
तहाविहं कट्टु असंजमं वहुं ।
गइं च गच्छे अणहिज्जिअ दुहं
बोही अ से नो सुलहा पुणो पुणो ॥ १४ ॥

પદાર્થાન્વય·- **पसज्झ चेयसा** ( દત્તચિત્તથી ) **भोगाइ** [ ભોગોને ] **भुंजित्तु** ( ભોગવીને ) **तहाविह** ( તથા વિધ ) **वहुं** [ ઘણા ] **असंजमं** ( અસયમના કાર્યો ) **कट्टु** ( કરીને કાલ ધર્મને' પ્રાપ્ત થાય છે ત્યારે ) **दुहं** [ દુખ દેનારી ] **अणहिज्जिअं** ( અનિષ્ટ ) **गइं** ( નરકાદિ ગતિમા

गच्छइ [ જાય છે ] अ ( અને ) से [ તેને ] बोही [ બોધિતત્ત્વ ] पुणो पुणो ( વારંવાર) नो सुलहा [ સુલભ થતું નથી ]

ભાવાર્થ :— જે સાધક બેદરકાર દુષ્ટ ચિત્તના વેગને વશ થઇને ભોગોને ભોગવવામાટે તે તે પ્રકારના અસંયમ-સંયમથી વિરૂદ્ધ વર્તન ને આચરીને જેની કલ્પના ન કરી શકાય તેવી દુઃખદ નરક ગતિમાં ગમન કરેછે. તે સાધકને ફરીથી આવા ઉચ્ચ સદ્‌બોધની કે ધર્મની પ્રાપ્તિ પણ સુલભ થઈ શકતી નથી. ॥ ૧૪ ॥

इमस्स ता नेरइअस्स जंतुणो,
दुहोवणीअस्स किलेसवत्तिणो ।
पलिओवमं झिज्झइ सागरोवमं,
किमंग पुण मज्झ इमं मणोदुहं ॥ १५ ॥

પદાર્થાન્વય:- नेरइअस्स [ નરકમા ગયેલો ] दुहोवणीअस्स ( દુઃખથી યુકત થયેલો તથા) किलेसवत्तिणो ( એકાંત કલેશ વૃત્તિ વાળો ) इमस्स [ મારો આ ] जंतुणो ( જીવની જ્યારે નરક સંબંધી ) पलिओवमं ( પલ્યોપમ તથા ) सागरोवमं ( સાગરોપમનુ આયુષ્ય પણ ) झिज्झइ ( સમાપ્ત થઇ જાય છે ) पुण [ તો પછી ] अंग ( હે જીવ ! ] मज्झ ( મારૂં ) इमं [ આ ] मणोदुहं ( મનોદુ ખ શુ છે ? કઇ જ નહીં )

ભાવાર્થ — એ બિચારા કલેશમા રહેલા અને દુઃખમાંજ સબડતા નારક જીવોનું પલ્યોપમ અને સાગરોપમ જેવા લાબા કાળ સુધી એક સરખું ભોગવવાનું દુ ખ કયા ? અને આ સંયમમાં આકસ્મિક પડેલું થોડું દુ.ખ કયા ? એ બન્ને વચ્ચે તો મહાન અ તર છે, તો પછી મારૂં આ ક્ષણિક માનસિક દુ ખ શુ છે ? કઇક ગણત્રીમા નથી. એવું એવું સાધક વિચારે ( પલ્યોપમ એ મોટા કાળનું પ્રમાણુ છે અને સાગરોપમનું પ્રમાણુ તો તેનાથી પણ અધિક છે ॥ ૧૫ ॥

न मे चिरं दुक्खमिणं भविस्सइ,
असासया भोगपिवास जंतुणो ।
न चे सरीरेण इमेण ऽ विस्सइ,
अविस्सई जीविअपज्जवेण मे ॥ १६ ॥

પદાર્થાન્વય - इम [ આ ] मे ( મારા ) दुक्खं ( દુ ખ ) चिरं [ ચિરકાળ સુધી ] न भविस्सइ [ રહેશે નહિ કારણકે ] जतुणो [ જીવની ] भोगपिवास ( ભોગ પિપાસા ) असासया

[ અશાશ્વત છે ] च [ જો વિષયતૃષ્ણા ] इमेण ( આ ) शरीरेण [ શરીરથી ] न अविस्सइ ( દૂર નહિ થાય તો ) मे [ મારા ] जीविअपज्जवेण ( જીવનના અંતમાં તો ) अविस्सइ [ અવશ્ય દૂર થશે ]

ભાવાર્થ :— સાધુએ અરતિના સમયે એવો વિચાર કરવો જોઈએ કે આ મારું અરતિ જન્ય દુઃખ ચિરકાળ સુધી રહેવાનું નથી. કારણ કે જીવની વિષયવાસના અશાશ્વતી છે. આ ભોગપિપાસા શરીર હોય ત્યાં સુધી કદાચ નષ્ટ ન થાય તો પણ અંતમા-મૃત્યુ સમયે તો અવશ્ય નષ્ટ થઈ જશે. માટે આવી અનિત્ય ભોગવાસના માટે અનંત કલ્યાણકારી સંયમનો ત્યાગ કરવો ન જોઈએ. ॥ ૧૬ ॥

जस्सेवमप्पा उ हविज्ज निच्छिओ,
चइज्ज देहं न हु धम्मसासणं ।
तं तारिसं नो पइलंति इंदिआ,
उविंति वाया व सुदंसणं गिरिं ॥ १७ ॥

પદાર્થાન્વય :- जस्स [ જેનો ] अप्पा उ ( આત્મા ) एवं ( પૂર્વોકત પ્રકારે ) निच्छिओ ( દૃઢ ) हविज्ज ( હોય છે તે देहं ( શરીરને ) चइज्ज [ ત્યાગ કરે ] हु [ નિશ્ચયથી ] धम्मसासणं [ ધર્મઆજ્ઞાને ] न ( છોડતો નથી ) व [ જેમ ] उविंतिवाया [ મહાવાયુ ] सुदसण गिरिं [ મેરૂ પર્વતને ચલિત કરી શકતો નથી, તેમ ] इंदिआ [ ઇંદ્રિયો પણ ] तारिसं ( મેરુ સમાન દૃઢ ) तं ( પૂર્વોક્ત સાધુને ) न पइलंति [ ચલિત કરી શકતી નથી ]

ભાવાર્થ :— પૂર્વોક્ત વિચારોથી જે સાધુનો આત્મા એટલો દૃઢ થઈ જાય કે તે દેહનો ત્યાગ કરવો પસંદ કરે, પરંતુ સદ્ધર્મના નિયમને ન છોડે, ત્યારે તેને જેમ સુદર્શન પર્વતને મહાવાયુ ચલાયમાન કરી શકતો નથી તેમ તે મેરુ સ ા ન દૃઢ, અડોલ સાધુને ઇન્દ્રિયો ડોલાયમાન કરી શકશે નહિ ॥ ૧૭ ॥

इच्चेव संपस्सिअ बुद्धिम नरो,
आयं उवायं विविहं विआणिआ ।
काएण वाया अदु माणसेणं,
तिगुत्तिगुत्तो जिणवयणमहिट्ठिज्जासि ॥ ८ ॥

પદાર્થાન્વય :- बुद्धिमं [ બુદ્ધિમાન્ ] नरो [ મનુષ્ય ] इच्चेव ( આ પ્રમાણે ) संप-स्सिअ [ વિચાર કરીને ] विविहं [ વિવિધ ] आयं ( જ્ઞાનાદિ લાભના ) उवायं [ વિનયાદિ

ઉપાયોને ] विआणिआ ( જાણીને ) काएण [ કાયાથી ] वाया ( વચનથી ) अदु [ અથવા ] माणसेणं [ મનથી ] तिगुत्तिगुत्तो ( ત્રિગુપ્તિથી ગુપ્ત થયો ) जिणवयणं ( જિન વચનનો ) अहिट्ठिज्जासि ( આશ્રય કરે, અર્થાત્ જિન વચનાનુકૂળ ક્રિયા કરીને સ્વકાર્ય સિદ્ધ કરે ] इति बेमि [ આ પ્રમાણે હું કહું છું ]

ભાવાર્થ :— બુદ્ધિમાન્ પુરુષે પૂર્વોક્ત પ્રકારે વિચાર કરીને જ્ઞાનાદિ લાભના ઉપાયોને જાણીને, મન-વચન અને કાયના યોગથી, ત્રણ ગુપ્તિથી ગુપ્ત થઇને તીર્થંકરના વચનનું યથાવત્ પાલન કરવું જોઇએ. કાર્ય સિદ્ધ કરવાની આજ રીત છે. સંયમીનું પતિત જીવન એ ધારી તલવાર જેવું છે જેના ઘા ઉપર અને નીચે બન્ને બાજુપર લાગે છે. સીડી ઉપર ચઢેલો માનવ નીચેના ઊભેલા માનવથી ખૂબ ઊંચો દેખાય છે, પણ જ્યારે તે પટકાય ત્યારે ચત્તોપાટ પડી ઊભેલા માણ-સથી નીચો જાય છે અને તેને મારની ચોટ પણ લાગે છે, આજ દશા તેવા ભિક્ષુની થાય છે.

તેવા ભવિષ્યને નહિ ઇચ્છનાર સાધકે સદ્‌વિચાર અને મંથનનું ચૂર્ણ લઈ પોતાના મનનો કચરો સાફ કરવો, પશ્ચાત્તાપના સાબુનથી અંતઃકરણને એવું તો સ્વચ્છ કરવું કે તેવા દુષ્ટ વિચારોનું ફરીથી આગમન ન થાય. ॥ ૧૮ ॥

એમ હું કહું છું



# बिइआ चूला विवित्तचरिया

## [ બીજી ચૂલિકા—વિવિક્ત ચર્યા ]

चूलिअं तु पवक्खामि, सुअं केवलिभासिअं ।
जं सुणित्तु सुपुण्णाणं, धम्मे उपपज्जए मई ॥ १ ॥

પદાર્થાન્વય :- केवलिभासिअं (કેવળીભાષિત) सुअं (શ્રુતરૂપ) चूलिअं [ચૂલિકાને] पवक्खामि (કહીશ-જેને) सुणित्तु (સાંભળીને) सुपुण्णाणं (પુણ્યશાળી જીવોને) धम्मे [ધર્મમાં] मई (શ્રદ્ધા) उपपज्जए (ઉત્પન્ન થાય છે)

ભાવાર્થ :— કેવળી કથિત, શ્રુતસ્વરૂપ, અને જેના શ્રવણથી પુણ્યશાળી જીવોને ધર્મમા શ્રદ્ધા ઉત્પન્ન થાય છે એવી બીજી ચૂલિકા હું કહીશ. ॥ ૧ ॥

अणुसोअपट्ठिए बहुजणंमि, पडिसोअलद्धलक्खेणं ।
पडिसोअमेव अप्पा, दायव्वो होउकामेणं ॥ २ ॥

પદાર્થાન્વય :- बहुजणंमि (મોટા ભાગના મનુષ્યો) अणुसोअपट्ठिए [વિષયપ્રવાહના વેગથી સંસાર સમુદ્રની તરફ વહે છે, પરંતુ] पडिसोअलद्धलक्खेणं [વિષય પ્રવાહથી પૃથક્ ભૂત સંયમનું લક્ષ્ય રાખનારે] होउकामेणं (મોક્ષ પ્રાપ્તિની ઇચ્છા રાખનારે તો) पडिसो-अमेव [વિષયપ્રવાહથી પરાઙ્મુખજ] दायव्वो [કરવો જોઇએ]

ભાવાર્થ — નદીના જળપ્રવાહમા તણાતા કાષ્ઠની જેમ વિષયરૂપી નદીના પ્રવાહમા પડેલા મોટા ભાગના લોકો સંસાર સમુદ્રની તરફ વહેતા હોય છે. વિષયપ્રવાહથી ભિન્ન–પ્રતિસ્રોત [સંયમ] તરફ જેનુ લક્ષ્ય જાગૃત થયુ છે તેવા મોક્ષાર્થી સાધકે પોતાના આત્માને વિષયપ્રવાહથી પરાઙ્મુખ રાખવો જોઇએ ॥ ૨ ॥

अणुसोअसुहो लोओ,
पडिसोओ आसमो सुविहिआणं ।
अणुसोओ संसारो,
पडिसोओ तस्स उत्तारो ॥ ३ ॥

પદાર્થાન્વય - संसारो (સંસાર) अणुसोओ [અનુસ્રોત છે અને] तस्स (તેનાથી)

उत्तारो ( પાર પામવું ) पडिसोओ [ પ્રતિસ્રોત છે ] सुविहिआणं [ સાધુ પુરુષોને ] आसवो ( ઇંદ્રિય જય રૂપ વ્યાપાર ) आसमो [ દીક્ષા રૂપ આશ્રમ ] पडिसोओ [ પ્રતિસ્રોત છે ] लोओ [ સંસારી જીવો તો ] अणुसोअसुहो [ અનુસ્રોતમાંજ સુખ માને છે. ]

ભાવાર્થ :— જેમ પ્રવાહની દિશામાં ગમન સુખપૂર્વક થતું હોવાથી તે અનુસ્રોત છે જ્યારે પ્રવાહની વિરુદ્ધ દિશામાં ગમન સુખપૂર્વક થતું ન હોવાથી તે પ્રતિસ્રોત છે. તેમ સંસાર-વિષય તરફ પ્રવૃત્તિ સુખપૂર્વક થતી હોવાથી તે અનુસ્રોત છે જ્યારે સાધુઓનો ઇંદ્રિયજય રૂપ વ્યાપાર અથવા દિક્ષારૂપ આશ્રમ તરફ પ્રવૃત્તિ સુખપૂર્વક થતી ન હોવાથી તે પ્રતિસ્રોત છે. તેથીજ સંસારી જીવોને પ્રતિસ્રોત માર્ગ કઠિન પ્રતીત થાય છે, તેઓ તો અનુસ્રોતમાંજ સુખ માને છે. ॥ ૩ ॥

तम्हा आयारपरक्कमेणं, संवरसमाहिबहुलेणं ।
चरिआ गुणा अ नियमा अ, हुंति साहूण दट्ठव्वा ॥ ४ ॥

પદાર્થાન્વય – तम्हा [ તેથી ] आयारपरक्कमेणं ( આચાર પાલનમાં પરાક્રમી હોવાથી संवरसमाहिबहुलेणं ( સંવર સમાધિમાં બહુલતા યુક્ત હોવાથી ) साहूण [ સાધુઓએ ] चरिआ ( પોતાની ચર્યા ) गुणा ( મૂળગુણ અથવા ઉત્તર ગુણ ) अ ( તથા ) नियमा [ પિંડ-વિશુદ્ધિ આદિ નિયમ, જે સમયે જે આચરવા યોગ્ય હોય તે સમયે તે ] दट्ठव्वा [ સેવન કરવા યોગ્ય ] हुंति [ હોય છે ]

ભાવાર્થ :— આ કારણથી જે મુનિ આચાર ક્રિયામાં પરાક્રમી છે તેમજ સંવર સમાધિ યુક્ત હોય તેઓએ પોતાનો વિહાર, મૂલોત્તરગુણ અને નિયમાદિ જે સમયે જ આચરવા યોગ્ય હોય તેને યથાવસરે આચરવા જોઇએ ॥ ૪ ॥

अनिएअवासो समुआण चरिआ,
अन्नायउंछं पइरिक्कया अ ।
अप्पोवही कलहविवज्जणा अ,
विहारचरिआ इसिणं पसत्था ॥ ५ ॥

પદાર્થાન્વય – अनिएअवासो [ અનગારથઇ રહેવું—એક સ્થાને હમેશા ન રહેવું ] समुआणचरिआ ( અનેક ઘરોથી ભિક્ષા ગ્રહણ કરવી ) अ ( તથા ) अन्नायउंछ [ અજ્ઞાત કુલો-માંથી સ્તોક અલ્પમાત્ર ધર્મોપકરણ આદિ લેવા ] पइरिक्कया ( એકાન્ત સ્થાનમાં નિવાસ કરવો ) अप्पोवही [ અલ્પ ઉપધિ રાખવી ] अ [ તેમજ ] कलहविवज्जणा ( કલહનો ત્યાગ કરવો આ ) इसीण ( ઋષિઓની ) विहारचरिआ [ વિહાર ચર્યા છે, જે ] पसत्था ( અત્યંત પ્રશસ્ત છે )

ભાવાર્થ :– અનિયતવાસ ( કોઈ પણ નિયત ગૃહ કે આશ્રમ કરી ને નહિ રહેવું અર્થાત્ નિયમાનુસાર સર્વત્ર વિચરવું ), સમુદાનચર્યા – જુદા જુદા ઘરોમાંથી ભિક્ષા મેળવવી, અજ્ઞાતોચ્છે– અપરિચિત ગૃહસ્થોના ઘરોમાંથી અતિઅલ્પ ભિક્ષા મેળવવી, એકાતસ્થાન–સંયમની બાધક વસ્તુ ન હોય તેવુ સ્થાન, જીવનની જરૂરિયાત પુરતીજ અલ્પ સાધનો અને કલહનો ત્યાગ આ છ પ્રકારની વિહારચર્યા મહર્ષિઓએ વખાણી છે. ॥ ૫ ॥

आइन्नओमाणविवज्जणा अ,
ओसन्नदिट्ठाहडभत्तपाणे ।
संसट्ठकप्पेण चरिज्ज भिक्खू,
तज्जायसंसट्ठ जई जइज्जा ॥ ६ ॥

પદાર્થાન્વય – **भिक्खू** ( ભિક્ષણુ શીલ ) **जई** ( સાધુને ) **आइन्नओमाणविवज्जणा** [ રાજકુળ, સખડી તેમજ સ્વપક્ષ અને પરપક્ષથી ઉત્પન્ન થતાં અપમાનનો ત્યાગ કરવો જોઈએ ] **ओसन्नदिट्ठाहडभत्तपाणे** (–પ્રાયઃ ઉપયોગ પૂર્વકજ આહાર પાણી ગ્રહણ કરવા જોઈએ ) **संसट्ठकप्पेण** ( સંસૃષ્ટ હસ્તાદિદ્વારા જ આહાર લેતા ) **चरिज्ज** ( વિચરવું જોઈએ ) **तज्जायसंसट्ठ** [ જો તેજ પદાર્થથી હસ્તાદિ સંસ્પૃષ્ટ હોય તો તેને જ ગ્રહણ કરવામાં ] **जइज्ज** [ યત્ન કરવો જોઇએ ]

ભાવાર્થ :— સાધુએ રાજકુળ અથવા જમણવારમાં ગોચરી અર્થે ન જવું, સાધુજનોનું અપમાન થતું હોય તેવું સ્થાન છોડી દેવું. પ્રાય. કરી જોઈ શકાય તેવા પ્રકાશવાળા સ્થળેથી લાવેલ આહાર–પાણી લે તથા અચિત્ત આહારાદિથી ખરડાયેલ ભાજન, કડછી હાથ વગેરેથી આહાર આદિ લે. અને તે પણ સ્વજાતિવાળા આહારથી ખરડાયેલ ભાજન કડછી હાથ વગેરેથી આહારાદિ લેવાનો યત્ન સાધુ કરે ॥ ૬ ॥

अमज्जमंसासि, अमच्छरीआ,
अभिक्खणं निव्विगइंगया य ।
अभिक्खणं काउसग्गकारी,
सज्झायजोगे पयओ हविज्जा ॥ ७ ॥

પદાર્થાન્વય :– **अमज्जमंसासि** [ મદ્ય અને માંસનો ત્યાગી ] **अमच्छरीआ** [ દ્વેષથી રહિત **च** [ તથા ] **अभिक्खणं** [ વારંવાર ] **निव्विगइं** ( નિર્વિકૃતિને ) **गया** [ પ્રાપ્ત કરનાર ] **अ** [ તથા ] **अभिक्खणं काउसग्गकारी** [ વારંવાર કાયોત્સર્ગ કરનાર સાધુ ] **सज्झायजोगे** ( સ્વાધ્યાય યોગમાં ) **पयओ** ( પ્રયત્નવાન ) **हविज्ज** [ થાય ]

ભાવાર્થ :— મદ્યમાંસાદિ અભક્ષ્યને સર્વથા ત્યાગનાર ભિક્ષુ નિરભિમાની, પોતાના આત્માપર અત્યંત કાબૂ રાખવામાટે વારંવાર પૌષ્ટિક ભોજનને ત્યાગનાર, વારંવાર કાયોત્સર્ગ કરનાર તે ભિક્ષુ સ્વાધ્યાય યોગમા પ્રયત્નશીલ બને. ॥ ૭ ॥

ण पडिन्नविज्जा सयणासणाइं
सिज्जं निसिज्जं तह भत्तपाणं ।
गामे कुले वा नगरे व देसे,
ममत्तभावं न कहिंपि कुज्जा ॥ ८ ॥

પદાર્થાન્વય :— માસ કલ્પાદિની સમાપ્તિ પશ્ચાત્ જ્યા વિહાર કરવાનો સમય આવે ત્યારે સાધુ **सयणासणाइं** [ સંસ્તારક અને આસન ] **सिज्जं** [ વસતિ ] **निसिज्जं** [ સ્વાધ્યાય ભૂમિ ] **तह** ( તથા ) **भत्तपाणं** [ અન્નપાણી લઈને ] **ण पडिन्नविज्जा** ( શ્રાવકને એવી પ્રતિજ્ઞા ન કરાવેકે 'જ્યારે હુ પાછો આવીશ ત્યારે અમુક પદાર્થોને ગ્રહણ કરીશ તેથી તે પદાર્થો મનેજ આપજો બીજા કોઈને ન આપતા તેથી સાધુ ) **गामे** ( ગામમાં ) **नगरे** ( નગરમાં ) **व** [ તથા ] **देसे** ( દેશમાં ) **वा** ( તથા ) **कुले** ( કુળમા ) **कहिंपि** [ કોઇ પણ સ્થાન પર ] **ममत्तभाव** [ મમત્વ ભાવ ] **न कुज्जा** [ ન કરે ]

ભાવાર્થ :— ભિક્ષુ, શયન, આસન, શય્યા, નિષદ્યા ( સ્વાધ્યાય ભૂમિ ) તથા ખોરાક, પાણી વગેરે પર મમત્વ રાખી હું જ્યારે પાછો બીજી વાર આવું ત્યારે 'મનેજ આપજો બીજાને નહિ' એવી પ્રતિજ્ઞા ગૃહસ્થોને કરાવે નહિ, તેમજ કોઇ ગામ, નગર કે દેશપર મમત્વ ભાવ પણ કદી ન કરે ॥ ૮ ॥

गिहिणो वेआवडिअं न कुज्जा,
अभिवायणं वंदणपूअणं वा ।
असंकिलिट्ठेहिं समं वसिज्जा,
मुणी चरित्तस्स जओ न हाणी ॥ ९ ॥

પદાર્થાન્વય :— **मुणी** ( સાધુ ) **गिहिणो** ( ગૃહસ્થની ) **वेआवडिअं** ( વૈયાવત્ય ) **वा** [ અથવા ] **अभिवायण वंदण पूअणं** ( અભિવાદન, વંદન, અને પૂજનાદિ સત્કાર ) **न कुज्जा** [ ન કરે અને ] **जओ** ( જેનાથી ) **चरित्तस्स** [ ચારિત્રની ] **हाणी** ( હાનિ ) **न** ( ન થાય એવા ) **असंकिलिट्ठेहिं** ( સંક્લેશ રહિત સાધુઓની ) **समं** [ સાથે ] **वसिज्जा** ( નિવાસ કરે )

ભાવાર્થ :— આદર્શ મુનિ; અસંયમી – ગૃહસ્થોની વૈયાવૃત્ય, અભિવાદન, વંદન કે નમન

પણ ન કરે. પરંતુ અસંયમીના સંગથી મુક્ત હોય અને આદર્શ સાધુના સંગમાં રહે કે જેના સંસર્ગથી તેના ચારિત્રની હાનિ ન થાય. ॥ ૯ ॥

ण या लभेज्जा निउणं सहायं,
गुणाहिअं वा गुणओ समं वा ।
इक्कोवि पावाइ विवज्जयंतो,
विहरिज्ज कामेसु असज्जमाणो ॥ १० ॥

પદાર્થાન્વય :- या ( જો ) गुणाहिअं ( ગુણોમાં અધિક ) वा [ અથવા ] गुणओ समं ( ગુણોમા તુલ્ય ) वा [ અથવા ] निउणं [ સંયમપાલનમા નિપુણ કોઈ ] सहायं [ સહાયક સાધુ ] न लभिज्जा [ ન મળે તો સાધુ ] पावाइं [ પાપ કર્મોને ] विवज्जयंतो [ છોડતો कामेसु ( કામ ભોગોમાં ) असज्जसोणो [ આસકત ન થતાં ] एगोवि [ એકલો જ ] विहरिज्ज ( વિચરે )

ભાવાર્થ — ભિક્ષુ; પોતાથી અધિક ગુણવાન કે સમાન ગુણવાળા અથવા સંયમક્રિયામા નિપુણ કોઇ સાધુને મેળવી ન શકે તો કામભોગમા અનાસકત રહી તથા પાપોનો ત્યાગ કરી સાવધાનતા પૂર્વક એકાકી વિચ [ પરતુ ચારિત્રહીનના સંગમા ન રહે. ] ॥ ૧૦ ॥

संवच्छर वावि परं पमाणं,
वीअं च वासं न तहिं वसिज्जा ।
सुत्तस्स मग्गेण चरिज्ज भिक्खू,
सुत्तस्स अत्थो जह आणवेइ ॥ ११ ॥

પદાર્થાન્વય – संवच्छर ( વર્ષાકાળમા ચારમાસ ) वावि [ અન્ય ઋતુઓમાં રહેવાનું ] पर [ ઉત્કૃષ્ટ ] पमाण ( પ્રમાણ છે, તેથી જ્યાં ચાતુર્માસ અથવા માસકલ્પ કર્યું હોય ) तहिं ( ત્યાં ) वीअ ( દ્વિતીય ) वासं [ ચાતુર્માસ ] न वसिज्जा [ ન રહેવું ઈએ કારણ કે] सुत्तस्स [ સૂત્રના ] अत्थो ( અર્થ ) जह [ જેવી રીતે ] आणवेइ [ આજ્ઞા કરે, તેવી રીતે ] भिक्खू ( સાધુ ) सुत्तस्स ( સૂત્રના ) मग्गेण ( માર્ગથી ) चरिज्ज [ ચાલે ]

ભાવાર્થ — જૈનભિક્ષુને વર્ષાઋતુમા એક સ્થાને ચારમાસ સુધી અને અન્ય ઋતુઓમા એક માસ સુધી રહેવાની આજ્ઞા છે તેજ સ્થાનપર બીજુ ચાતુર્માસ અથવા માસ–કલ્પ કરવુ ન જોઇએ ( જે સ્થળે ચાતુર્માસ કરેલ હોય તે સ્થળે, બે ચાતુર્માસ અન્યત્ર કરી ત્રીજું ચાતુર્માસ ત્યાં કરી શકાય તેવીજ રીતે જે સ્થળે માસ કલ્પ કર્યું હોય તે સ્થળે, બે માસ અન્યત્ર રહ્યા

પછી બીજી વાર માસકલ્પ કરી શકાય. ) કારણ કે સૂત્રનો પરમાર્થ જે પ્રકારની આજ્ઞા ક છે તેજ પ્રમાણે ભિક્ષુ વિચ. ॥ ૧૧ ॥

जो पुव्वरत्तावररत्तकाले,
संपेहए अप्पगमप्पएणं ।
किं मे कडं किंच मे किच्चसेसं,
किं सक्कणिज्जं न समायरामि ॥ १२ ॥

પદાર્થાન્વય :- मे [ મે ] किं [ શુ ] किच्चं [ કરવા યોગ્ય કાર્ય ] कडं ( કર્યું છે તથા मे ( મારું ) किं [ કયું ] किच्च [ કૃત્ય ] सेसं ( શેષ-બાકી છે, તથા ) किं ( કયા ) सक्क-णिज्जं [ કયા શકય કાર્યનુ ] न समायरामि [ આચરણ નથી કરતો, આ પ્રમાણે ) जो ( જે સાધુ ) पुव्वरत्तावररत्तकाले [ રાત્રિના પ્રથમ પ્રહર અને ચરમ પ્રહરમા ] अप्पगं ( પોતાના આત્માને ) अप्पएणं ( પોતાના આત્મા દ્વારાજ ) संपेहए [ સમ્યક પ્રકારથી જુએ છે, તે શ્રેષ્ઠ છે ]

ભાવાર્થ.— ભિક્ષુ, રાત્રિના પ્રથમ પ્રહરમા અથવા અ તિમ પ્રહરમા પોતાના આત્માની પોતાના આત્માદ્વારા આલોચના ક કે- મે આજે શુ કર્યું ? શુ કરવાનુ બાકી છે ? મારાથી આચરવાનું શકય હોવા છતાં મે શુ નથી આચર્યું ? આ પ્રમાણે નિરીક્ષણ કરનાર સાધુ શ્રેષ્ઠ છે. ॥૧૨॥

किं मे परो पासइ किं च अप्पा,
किं वाऽहं खलिअं न विवज्जयामि ।
इच्चेव सम्मं अणुपासमाणो,
अणागयं नो पडिबंध कुज्जा ॥ १३ ॥

પદાર્થાન્વય - परो ( અન્ય પુરુષ ) मे [ મારી ] किं ( કયા ) खलिअं [સ્ખલના] पासइ ( જુએ છે ) च [ તથા ] अप्पा ( હુ સ્વયં માગ પ્રમાદને ) किं ( કેવી રીતે જોઉ છું ) वा [ તથા ] अहं ( હું ) किं ( કઈ) खलिअं ( સ્ખલન ને ) न ( નહી ) विवज्जयामि [ છોડું છું ] इच्चेव ( આ રીતે सम्मं ( સમ્યકતયા ] अणुपासमाणो [ વિચાર કરતા સાધુ ] अणा-गयं ( અનાગત કાલના ) पडिबंध ( પ્રતિબ ધ ) न कुज्जा ( ન ક, અર્થાત્ ભવિષ્યમા કોઈ દોષ ન લગાડે )

ભાવાર્થ.- મારી સ્ખલનાને અન્યલોકો કઈ દૃષ્ટિથી જુએ છે ? મારી ખલનાને હુ કેવી રીતે જોઉં છુ ? હુ મારી સ્ખલનાને શા માટે છોડતો નથી ? આ પ્રમાણે જે સાધુ વિચાર કરશે તે ભવિષ્યમા અસંયમ સંબંધી દોષ નહિ ક ॥ ૧૩ ॥

जत्थेव पासे कइ दुप्पउत्तं,
काएण वाया अदु माणसेणं ।
तत्थेव धीरो पडिसाहरिज्जा,
आइन्नओ खिप्पमिव क्खलीणं ॥ १४ ॥

પદાર્થાન્વય:- कइ (પ્રતિલેખન પ્રમુખ ક્રિયા કોઈ પણ સમય) जत्थेव [જે સ્થાનપર] काएण [કાયાથી] वाया [વચનથી] अदु [અથવા] माणसेणं [મનથી પોતાનેજ] दुप्पउत्त [દુષ્પ્રયુક્ત-પ્રમાદયુક્ત] पासे (જુએ તો) धीरो [ધૈર્યવાન્ સાધુ] तत्थेव (તે જ સ્થાને પોતાને) पडिसाहरिज्जा (શીઘ્રતાથી સભાળી લે) इव [જેમ] आइन्नो [જાતિવાન્ અશ્વ] खिप्पं [શીઘ્ર] क्खलीणं (લગામથી વશ થાય છે)

ભાવાર્થ :— ધૈર્યવાન્ સાધુ, મન, વચન, કાયાથી સ્ખલના થાય તેજ સમયે, ઉત્તમ અશ્વ જેમ લગામથી તુરત વશ થાય છે, તેમ પોતાના આત્માને વશ કરી સન્માર્ગે સ્થાપે ॥ ૧૪ ॥

जस्सेरिसा जोग जिइंदिअस्स,
धिईमओ सप्पुरिसस्स निच्चं ।
तमाहु लोए पडिबुद्धजीवी,
सो जीअई संजमजीविएण ॥ १५ ॥

પદાર્થાન્વય .- जिइंदिअस्स [ઇંદ્રિયજયી] धिईमओ [ધૈર્યવાન્] जस्स (જે) सप्पुरिसस्स [સત્પુરૂષના] जोग (મન, વચન. કાયયોગ) निच्चं (સદા) एरिवा [આ પ્રકારના રહે છે] तं (તેને) लोए [લોકમા] पडिबुद्धजीवी [પ્રતિબુદ્ધજીવી] आहु [કહે છે] से [તે] सजमजीविएणं [સંયમ જીવનથી] जीअइ (જીવે છે)

ભાવાર્થ - જે જિતેન્દ્રિય, ધૈર્યશાળી છે, જેના મન, વચન અને કાયયોગ હમેશા વશમા હોય છે તેવા સત્પુરુષોને વિદ્વાનો પડિબુદ્ધજીવી કહે છે, કારણ કે તેઓ સંયમમયજ જીવન વ્યતીત કરે છે ॥ ૧૫ ॥

अप्पा खलु सययं रक्खियव्वो,
सव्विदिएहिं सुसमाहिएहिं ।
अरक्खिओ जाइपहं उवेइ,
सुरक्खिओ सव्वदुहाण मुच्चइ ॥ १६ ॥
त्ति बेमि ।

પદાર્થાન્વય :- **सव्विंदिएहिं सुसमाहिएहिं** ( સમગ્ર ઇંદ્રિયો દ્વારા સુસમાહિત મુનિદ્વારા ) **अप्पा** ( આત્મા ) **खलु** [ નિશ્ચયથી ] **सययं** [ હમેશા ] **रक्खियव्वो** [ રક્ષણીય છે કારણ કે ] **अरक्खिओ** [ અરક્ષિત આત્મા તો ] **जाइपहं** [ જન્મ મરણના પથને ] **उवेइ** ( પ્રાપ્ત થાય છે અને ) **सुरक्खिओ** [ સુરક્ષિત આત્મા ] **सव्वदुहाण** [ સર્વ દુઃખોથી ] **मुच्चइ** ( મુક્ત થાય છે ) **त्ति बेमि** ( આ પ્રમાણે હુ કહું છુ. )

ભાવાર્થ — સુસમાધિવંત મુનિએ પોતાના આત્માની હમેશા રક્ષા કરવી જોઇએ. કારણકે અરક્ષિત આત્મા જાતિપથ – એકેન્દ્રિયાદિ વિવિધ જાતિઓમાં જન્મ–મરણ ને પ્રાપ્ત કરે છે જ્યારે સુરક્ષિત આત્મા સર્વ દુ.ખોથી મુકત થાય છે. ॥ ૧૬ ॥

શાસનના નિયમોને આધિન નહિં રહેતા એકલા ફરવું, ગુરુકુળવાસને છોડી જુદા વિહરવુ એ કંઈ વિવિકત ચર્યા નથી અને એકચર્યા પણ નથી. આ તો કેવળ અનેકાત ચર્યા જ છે.

જે એક ચર્યામા વૃત્તિની પરાધીનતા અને સ્વચ્છદતાનો અતિરેક હોય તે એકચર્યામાં ત્યાગના વિકાસને બદલે દુરાચારની વૃદ્ધિ થવાનો જ વધુ સભવ છે.

સ્વયં પોતાનાજ પાપનું પ્રક્ષાલન, પોતાની જ શકિતથી વિપત્તિઓનું વિદારણ અને પોતાનુંજ પોતાને અવલબન બનાવી એકાંત આત્મદમન કરવુ તેજ આદર્શ એકચર્યા છે.

આત્મરક્ષાનો પ્રબળ ઉપાસક એ વીરસાધક એવી એકાત ( રાગદ્વેષ રહિત ) ચર્યાનું રહસ્ય સમજી ઇન્દ્રિયોની ચપળતા અને મનના દુષ્ટ વેગને આધીન ન થતા કેવળ એકજ લક્ષ્ય રાખી પોતાનું સાધ્ય સાધી અને વીતરાગ ભાવની પરાકાષ્ઠા પામી સિદ્ધ બુદ્ધ, અને મુકત થાય અને એજ સંયમ અને ત્યાગનું અંતિમ ફળ છે

એમ હુ કહું છું —



## ....કળશ....

[ નમો નમો રે શ્રી શત્રુંજય ગિરિવર – એ દેશી ]

સાધુજી સંયમ સૂધો પાળો, વ્રત દૂષણ સવિ ટાળો રે,
દશવૈકાલિક સૂત્ર સાંભળો મુનિ મારગ અજુવાળો રે. સાધુજી. ૧

રોગાંતિક પરિષહ સંકટ, પરસંગે પણ ધાર રે,
ચારિત્રથી ચૂકો મતિ પ્રાણી, ઈચ ભાંખે જિનવાણ રે. સા. ૨

ભ્રષ્ટાચારી ભૂંડો કહાવે, ઇહભવ પરભવ હારી રે,
નરક નિગોદ તણાં દુઃખ પામે, ભમતો બહુ સંસાર રે. સા. ૩

ચિત્ત ચોક્ખે ચારિત્ર આરાધે, ઉપશમ નીર રે,
ઝીલે સુંદર સમતા દરિયે, તે સુખ સંપતિ સાધે રે. સા. ૪

કામધેનુ ચિંતામણી સરખું, ચારિત્ર ચિત્ત આરાધે રે,
ઇહભવ પરભવ સુખદાયકએસંત્ર અવર ન કાંઇ જાણોરે. સા. ૫

શય્યભવસૂરિએ રચ્યાં દશ અધ્યયન રસાળા રે,
મનકપુત્ર હેતે તે ભણતાં, લહિયે મંત્રાળમાળા રે. સા. ૬

શ્રી વિજયપ્રભસુરિને રાજયે, બુધ લાભવિજયનો શિષ્ય રે,
વૃદ્ધિવિજય વિબુધ આચાર, એ ગાયો સકળ જગીશરે. સા. ૭



# પરિશિષ્ટ:—

## શ્રી દશવૈકાલિક સૂત્રની ઢાળો.

### ઢાળ ૧ લી.

[ સુગ્રીવ નગર સોહામણુંજી... એ દેશી ]

શ્રી ગુરૂપદ પંકજ નમીજી, વળી ધરી ધર્મની બુદ્ધ,
સાધુક્રિયા ગુણ ગાવશુંજી, કરવા સમકિત શુદ્ધ;
મુનીશ્વર ધર્મ સયલ સુખકાર. એ ટેક.

તુમ પાળો નિરતિચાર, મુનીશ્વર ધર્મ સયલ સુખકાર. ૧

જીવદયા સંયમ તવોજી, ધર્મ એ મંગળ રૂપ;
જેહના મનમાં નિત વસેજી, તસ નમે સૂર નર ભૂપ ... ...મુની ૨

ન કરે કુસુમ કિલામણાજી, વિચરતા જિમ તરુ વૃંદ,
સંતોષે-વળી આતમાજી, મધુકર ગ્રહી મરકંદ .... ....મુની ૩

તિણિપરે મુની ઘર ઘર ભમેજી, લેવે શુદ્ધ આહાર,
ન કરે બાધા કોઈ કોઇનેજી, દિયે પિંડને આધાર. .. .. મુની ૪

પહેલે દશવૈકાલિકેજી, અધ્યયને અધિકાર;
ભાંખ્યો તે આરાધનાજી, વૃદ્ધિવિજય જયકાર .... .... ...મુની ૫



## ઢાળ ૨ જી.

[ શિયળ સોહામણું પાળીયે ........ એ દેશી ]

નમવા નેમ જીણંદને, રાજુલ રૂડી નાર દ;
શીયળ સુરંગી સંચરે, ગોરી ગઢ ગિરનાર દ.
શીખ સોહામણી મન ધરો .... એ ટેક. ૧
તમે નિરુપમ નિગ્રંથ રે, સાવે અભિલાષ તજી કરી;
પાળો સંયમ પંથરે, શીખ સોહામણી મન ધરો શી. ૨
પાઉસ ભીની પદમણી, ગઈ ગુફામાંહે તેમ દ,
ચતુરા ચીર નીચોવતી, દીઠી ઋષિ રહનેમ દ. શી. ૩
ચિત્ત ચળે ચારિત્રિયો, વયણ વદે તવ એમ દ;
સુખ ભોગવીયે સુંદરી, આપણે પૂરવ પ્રેમ દ શી ૪
તવ રાયજાદી તે ઇમ ભણે, ભૂંડા એમ શું ભાંખે દ;
વયણ વિરૂદ્ધ એમ બોલતાં, કાંઇ કુળ લાજ ન રાખે રે. શી. ૫
હું પુત્રી ઉગ્રસેનની, તું યાદવ કુળ જાયો રે;
એ નિર્મળ કુળ આપણાં, તો કિમ અકારજ થાયો દ. શી. ૬
ચિત્ત ચળાવીશ ઇણી પરે, નિરખી જો તું નારી ,
તો પવનાહત તરૂ પરે, થઇશ અસ્થિર નિરધારી દ. શી. ૭
ભોગ ભલા જે પરિહર્યા, તે વળી વાછે જેહ દ,
વમન લખ કૂકર સમી, કહિયે કૂકરમી તેહ દ. શી. ૮
સર્પ અગધન કુળ તણા, કરે અગ્નિ પ્રવેશ ર;
પણ વમિયું વિષ નવિ લીયે, જુઓ જાતિ વિશેષ દ. શી. ૯
તિમ ઉત્તમ કુળ ઉપન્યા છાંડી ભોગ સંયોગ ર;
ફરી તેહને વાછે નહિ, હોય જો પ્રાણ વિયોગ દ. શી. ૧૦
ચારિત્ર કિમ પાળી શકે, જો નવિ જાય અભિલાષ દ;
સીદાતો સંકલ્પથી, પગ પગ ઈમ જિન ભાખે દ શી. ૧૧
જો કણ કચન કામિની, અછતી અણ ભોગવતા દ;
ત્યાગી ન કહીએ તેહને, જુડતે સવિ ભોગવતા દ. શી. ૧૨
ભોગ સંયોગ ભલા લહી, પરહરી જેહ નિરીહ ર,
ત્યાગી તેહજ ભાખીયો, તસ પદ નમું નિસદીહ ર. શી ૧૩
ઇમ ઉપદેશ અંકુશડે, મયગળ પરે મુનિરાજો ર,
સંયમ મારગ થિર કર્યો, સાર્યાં વાછિત કાજો ર. શી ૧૪
એ બીજા અધ્યયનમા, ગુરૂ હિતશીખ પ્રકાશે ર;
લાભ વિજય કવિરાય નો, વૃદ્ધિવિજય એમ ભાસે ર. શી ૧૫

## ઢાળ ૩ જી.

આધાકર્મી આહાર ન લીજે, નિશ ભોજન નવિ કરિયે,
રાજ્યપિંડને શય્યાંતરનો, પિંડ વળી પરિહરિયે કે;
મુનિવર એ મારગ અનુસરીયે, જેમ ભવજળ નિધિ તરીયે કે;
મુનીવર એ મારગ અનુસરીયે. એ ટેક. ૧

સામો આણ્યો આહાર ન લીજે, નિત્ય પિંડ નવિ આદરીયે;
શી ઇચ્છા ઇમ પૂછી આપે, તે નવિ અંગિકરિયે કે. મુની. ૨

કંદમૂળ ફળ બીજ પ્રમુખ વળી, લવણાદિક સચિત્ત;
વરજે તિમ વળી નવિ રાખીજે, તેહ સંનિધિ નિમિત્ત કે. મુની. ૩

ઉવટણું પીઠી પરિહરિયે, સ્નાન કદિ નવિ ધરિયે
ગંધવિલેવન નવિ આચરિયે, અંગ કુસુમ નવિ ધરિયે કે. મુ. ૪

ગૃહસ્થનું ભાજન નવિ વાવરિયે, પરિહરિયે વળી આભરણ;
છાયા કારણ છત્ર ન ધરિયે, ધરે ન વાનહિ ચરણે કે. મુ. ૫

દાતણ ન કરે દર્પણ ન ધરે, દેખે નવિ નિજ રૂપ;
તેલ ચોપડીને કાકશી નવિ કીજે, દીજે ન વસ્ત્ર ધૂપ કે. મુ ૬

માંચી પલંગે નવિ બેસીજે, કીજે ન વીંજણે વાય;
ગૃહસ્થને ઘેરે નવિ બેસીજે, વિણ કારણ સમુદાય કે. મુ ૭

વમન વિરેચન રોગ ચિકિત્સા, અગ્નિ આરંભ નવિ કીજે;
સોગઠા શેત્રંજ પ્રમુખ જે ક્રીડા, તે પણ સવિ વરજીજે કે. મુ. ૮

પાચ ઇન્દ્રિય નિજ વશ આણીજે, પંચાશ્રવ પચ્ચખીજે,
પંચ સમિતિ ત્રણ ગુપ્તિ ધરીને છકાય રક્ષા તે કીજે કે. મુ ૯

ઉનાળે આતાપના લીજે, શિયાળે શીત સહીએ;
શાત દાંત થઇ પરિષહ સહેવા, પિર વરસાળે રહિયે કે. મુ ૧૦

ઇમ દુષ્કર કરણી બહુ કરતા, ધરતા ભાવ ઉદાસી,
કરમ ખપાવી કેવળી હુવા, શિવરમણી સુવિલાસી કે. મુ ૧૧

દશવૈકાલિક ત્રીજા અધ્યયને, ભાંખ્યો એહ આચાર;
લાભવિજય ગુરૂ ચરણ પસાયે, વૃદ્ધિવિજય જયકાર કે. મુ ૧૨

# ઢાળ ૪ થી.

[ સુણુ સુણુ પ્રાણી વાણી જિન તણી :- એ દેશી ]

સ્વામિસુધર્મા રે કહે જંબુ પ્રત્યે, સુણુ સુણુ તુ ગુણખાણિ;
સરસ સુધારસ હુંતી મીઠડી, વીર જિનેશ્વર વાણી. સ્વામી. ૧

સૂક્ષ્મ બાદર ત્રસ થાવર વળી, જીવ વિરાહણુ રાળ,
મન વચન કાયા રે ત્રિવિધે થિર કરી, પહેલુ વ્રત સુવિચાર. સ્વા. ૨

ક્રોધ લોભ ભય હાંસે કદિ, મિથ્યા મત ભાંખો રે વયણ;
ત્રિકરણુ શુદ્ધ વ્રત આરાધજે, બીજું દિવસ ને રયણ. સ્વા. ૩

ગામ નગર વનમાંહિ વિચરતાં, સચિત અચિત તૃણમાત્ર;
કાંઈ અંદીયાં મત અંગીકરો, ત્રીજું વ્રત ગુણ પાત્ર. સ્વા. ૪

સુરનર તિર્યંચ યોનિ સંબંધિયા, મૈથુન કરી પરિહાર,
ત્રિવિધે ત્રિવિધે તું નિત્ય પાળજે, ચોથું વ્રત સુખકાર. સ્વા. ૫

ધણકણ કંચન વસ્તુ પ્રમુખ વળી, સર્વ અચિત સચિત્ત;
પરિગ્રહ મૂર્છા રે તેહની પરિહરી,ધરી વ્રત પંચમ ચિત્ત. સ્વા. ૬

પંચ મહાવ્રત ઇણી પરે પાળજો, ટાળજો ભોજન રાત;
પાપસ્થાનક સઘળાં પરિહરિ. ધરજો સમતા સવિભાત. સ્વા. ૭

પુઠવી, પાણી વાયુ વનસ્પતિ, અગ્નિ એ થાવર પંચ;
બિતિ ચઉ પચિં દિજળચર થળ ચરા, ખચરા તસ એ પંચ. સ્વા. ૮

એ છકાયની છાંડ વિરાધના, જયણા કરી સવિવાણ;
વિણ જયણાએ રે પાપ વિરાધના, ભાખે તિહુયણ ભાણ. સ્વા. ૯

જયણા પૂર્વક બોલતાં બેસતા, કરતા આહાર વિહાર,
પાપ કરમ બંધ કહિયે નવિ હુવે, કહે જિન જગદાધાર. સ્વા ૧૦

જીવ અજીવને પહેલા ઓળખી, જિમ જયણા તસ હોય,
જ્ઞાન વિના નાવિ જીવદયા પળે, ટળે નવિ આરંભ કોય. સ્વા. ૧૧

જાણપણાથી રે સંવર સંપજે, સંવરે કર્મ ખપેઈ;
કર્મક્ષયથી રે કેવળ ઉપજે, કેવળ મુક્તિ લહેઈ. સ્વા ૧૨

દશવૈકાલિક ચોથા અધ્યયનમાં, અર્થ પ્રકાશ્યો રે એહ;
શ્રી ગુરૂ લાભવિજય પદ સેવતાં, વૃદ્ધિવિજય લહે તેહ રે. સ્વા. ૧૨

## ઢાળ ૫ મી.

[ વીરે વખાણી રાણી ચેલણાજી........એ દેશી. ]

સુઝતા આહારનો ખપ કરોજી, સાધુજી સંયમ સંભાળ;
સંયમ શુદ્ધ કરવા ભણીજી, એષણા દુષણ ટાળ.
સુઝતા આહારનો ખપ કરોજી એ ટેક. ૧

પ્રથમ સઝાય પોરસી કરીજી, અનુસરી વળી ઉપયોગ;
માત્ર પડિલેહણ આચરોજી, આદરો ગુરૂ અનુયોગ. સૂ. ૨

ઠાર ધૂઅર વરસાદનાજી, જીવ વિરાહણ ટાળ;
પગ પગ ઇર્યા શોધતાજી, હરિકાયાદિક નિહાળ. સૂ. ૩

ગેહ ગણિકાતણાં પરિહરોજી, જિહાં ગયાં ચલચિત્ત હોય;
હિંસકકુળ પણ તિમ તજોજી, પાપ તિણું પરતક્ષ જોય. સૂ. ૪

નિજ હાથે બાર ઉઘાડીનેજી, પેશીએ નવિ ઘરમાંહિ;
બાળ પશુ ભિક્ષુક પ્રમુખનેજી, સંઘાટ ન જઇએ ઘરમાંહિ. સૂ. ૫

જળ કળ જલણ કણ લૂંણસુંજી, ભેટતાં જે દિયે દાન;
તેહ કલ્પે નહિ સાધુનેજી, વહોરાવું અન્ન ને પાન. સૂ. ૬

સ્તન અંતરાય બાળક પ્રતેજી, કરીને રહેતો ઠહેવ;
દાન દિયે જો ઉલટ ભરી, તોહિ તો સાધુ વરજેવ સૂ. ૭

ગર્ભવતી વળી જે દીયેજી, તે પણ અકલ્પ હોય;
મળે નિસરણી પ્રમુ ચઢીજી, આણી દિયે કલ્પે ન સોય. સૂ. ૮

મૂલ્ય આણ્યુ પણ મત લિયોજી મત લિયો કરી અંતરાય;
વ્હોરતાં થંભ ખંભાદિકેજી, ન અડકો થિર ઠવો પાય સૂ. ૯

ઇણિપરે દોષ સવિ છાંડતાંજી, પામીએ આહાર જો શુદ્ધ;
તે લીએ દેહ ધારણ ભણીજી, અણલહે તો તપવૃદ્ધિ સૂ. ૧૦

વયણ લજ્જા તૃષા ભૂખનાજી, પરિષહથી થિર ચિત્ત;
ગુરૂ પાસે ઇરિયાવહી પડિક્કમીજી, નિમંત્રે સાધુને નિત્ત સૂ. ૧૧

શુદ્ધ એકાંતે ઠામે જઇજી, પડિક્કમી ઇરિયાવહી સાર;
ભોજન દોષ સવિ છાંડીનેજી, થિર થઇ કરવો આહાર. સૂ. ૧૨

દશવૈકાલિકે પાંચમેજી, અધ્યયને કહ્યો એ આચાર,
તે ગુરૂ લાભવિજય સેવતાંજી, વૃદ્ધિવિજય જયકાર સૂ. ૧૩

## ઢાળ ૬ ઠી.

( ભ્રમ કરો માયા કરમી....એ દેશી. )

ગણધર સુધર્મા ઈમ ઉપદીસે, સાંભળો મુનિવર વૃંદ રે.,
થાનક અઢાર એ ઓળખો, જેહ છે પાપના કંદ રે. ગણધર. ૧.

પ્રથમ હિંસા તિહાં છાંડીએ, જુઠ નવિ ભાંખીએ વયણ રે.,
તૃણ પણ અદત્ત નવિ લીજીએ, તજીએ સહુ મેહુણ સયણ રે. ગ. ૨

પરિગ્રહ મૂર્છા પરિહરો, નવિ કરો ભોયણ રાત રે.,
છાડો છકાય વિરાધના, ભેદ સમજી સહુ ભાંતિ રે... ગ. ૩

અકલ્પ આહાર નવિ લીજીએ, ઉપજે જે દોષ માંહિ રે.,
ધાતુના પાત્રો મત વાવરો, ગૃહિ તણાં મુનિવર પ્રાંહીરે ... ગ. ૪

ગાદિ માંચીએ નવ બેસીએ, વારિયે સય્યા પલંગ રે.,
રાતે રહિયે નવિ તે સ્થળે, જિહાં હોવે નારી પ્રસંગ રે., ... ગ. ૫

સ્નાન મંજન નવિ કીજીએ, જિણે હોય મન તણો ચોભ રે.,
તેમ શણગાર પરિહરો, દંત નખ કેશતણી શોભ રે., ગ ૬

છટ્ઠે અધ્યયને એમ પ્રકાશિયો, દશવૈકાલિકે એહ રે.,
લાભવિજય ગુરૂ સેવતાં, વૃદ્ધિવિજય લહ્યો તેહ રે. ... ગ. ૭



## ઢાળ ૭ મી.

[ કપૂર હોયે અતિ ઉજળી રે એ દેશી. ]

સાચું વયણ જે ભાંખીયે રે, સચ્ચા ભાષા તેહ.,
સચ્ચા મોસા તે કેહિયે રે, સાચું મૃષા હોય જેહ.
સાધુજી કરજો ભાષા શુદ્ધિ.
કરી નિર્મળ નિજ બુદ્ધિ, સાધુજી કરજો ભાષા શુદ્ધિ એ ટેક. ૧

કેવળ જુઠં જિણાં હોવે રે, તેહ અસચ્ચા જાણ.,
સાચું નહિં જુઠું નહિં રે, અસત્યામૃષા ઠાણ સાધુજી ૨

એ ચાર માહિં કહી રે, પહેલી ભાષા હોય,
સંયમ ધારિયે બોલવી રે, વચન વિચારી જોય સાધુજી ૩

કઠિન વચણ નવિ ભાંખીયે રે, હુંકારો રે કાર.,
કોઈના મર્મ ન બોલીએ રે, સાચા પણ નિરધાર. સાધુજી ૪

ચોરને ચોર ન ભાંખીયે રે, કાણાને ન કહે કાણ.,
કહિએ ન અંધો અંધને રે, સાચુ કઠીણ એ જાણ સાધુજી. ૫

જેહથી અનરથ ઉપજે રે, પરને પીડા થાય.,
સાચુ વયણ તે ભાંખતા રે, લાભથી ત્રોટો થાય સાધુજી ૬

ધર્મ સહિત હિતકારિયા રે, ગર્વ રહિત સમતોલ.,
થોડલા તે પણ મીઠડા રે, બોલ વિચારી બોલ સાધુજી ૭

ઇમ સીવી ગુણ અંગીકારી રે, પરહરી દોષ અશેષ.,
બોલતા સાધુને નવિ હુવે રે, કર્મબંધ લવલેશ સાધુજી ૮

દશવૈકાલિક સાતમે રે, અધ્યયને એહ વિચાર.,
લાભવિજય ગુરૂથી લહે રે, વૃદ્ધિવિજય જયકાર સાધુજી ૯

# ઢાળ ૮ મી.

[ દેશી— વનમાળાની ]

કહે શ્રી ગુરુ સાંભળો ચેલા રે, આચાર એ પુણ્યના વેલા રે;
છ કાય વિરાહણ ટાળો રે, ચિત્ત ચોક્ખે ચારિત્ર પાળો રે. ૧
પુઢવી પાષાણ ન ભેદો રે, ફળફૂલ પત્રાદિ ન છેદો રે;
બીજ કુંપલ વન મતિ ફરસો રે, વીંજણે કરી વાય ન કરશો રે. ૨
વળી અગ્નિ ન ભાઈ રે, પીજો પાણી ઉનું સદાઈ રે,
મત વાવરો કાચું પાણી રે, એહવી શ્રી વીરની વાણી રે. ૩
લીમ ધુંઅર વડ ઉંબરના રે, ફળ કુપુઆ કીડી નગરા રે;
નીલફૂલ હરિ અંકુરા રે, ઇંડાલ એ આઠે પૂરા રે. ૪
સ્નેહાદિક ભેદે જાણી રે, મત હણજો સૂક્ષ્મ આણી રે;
પડિલેહી સવિ વાપરજો રે, ઉપકરણે પ્રમાદ મ કરજો રે. ૫
જયણાએ ડગલાં ભરજો રે, વાટે ચાલવા વાત મ કરજો રે;
મત જ્યોતિષ નિમિત્ત પ્રકાશો રે, નિરખો મત નાચ તમાસો રે. ૬
દીઠું અણદીઠું કરજો રે, પાપવચણ ન શ્રવણે ધરજો રે;
અણ સુઝતો આહાર તજજો રે, રાતે સંનિધિ સવિ વરજો રે. ૭
બાવીશ પરિષહ સહેજો રે, દેહદુઃખે ફળ સદ્દહજો રે,
અણ પામે કૃપણતા મત કરજો રે, તપ શ્રુતનો મદ વરજજો રે ૮
સ્તુતિ નિંદા સમતા તુમે ગ્રહજ્યો રે, દેશકાળ જોઇને રહેજો રે,
ગૃહસ્થ શું જ્ઞાતિ સગાઈ રે, મત કાઢજો મુનિવર ભાઈ રે. ૯
ન રમાડો ગૃહસ્થના બાળ રે, કરો ક્રિયાની સંભાળ રે,
યંત્રમંત્ર ઔષધના રે. મત કર કરજો કુગતિના કામો રે. ૧૦
ક્રોધ પ્રીતી પૂરવની જાય રે, વળી માને વિનય પલાય રે,
માયા મિત્રાઈ નસાડે રે, સવિ ગુણ લોભ વિણ સાડે રે ૧૧
તે માટે કષાય એ ચારે રે, અનુક્રમે દળજો અણગાર રે,
ઉપશમસુ કેવળ ભાવે રે, સરલાઈ સંતોષ સ્વભાવે રે. ૧૨
બ્રહ્મચારીને જાણજો નારી રે, જસી પોપટને મંજારી રે;
તેણે પરિહરો તસ પ્રસંગ રે, નવવાડ ધરો વળી ચંગ રે. ૧૩
રસ લોલુપ થઈ મત પોસો રે, નિજ કાયા તપ કરી સોષો રે;
જાણો અથિર પુદ્ગલ પિંડ રે, વ્રત પાળજો પચ અખડ રે ૧૪
કહ્યુ દશવૈકાલિક એમ રે, અધ્યયને આઠમે તેમ રે;
ગુરુ લાભવિજયથી જાણી રે, બુધ વૃદ્ધિવિજય મન આણી રે. ૧૫

## ઢાળ ૯ મી.

[ શત્રુંજય જઇએ લાલન – એ દેશી. ]

વિનય કરે જ્યો ચેલો વિનય કરે જ્યો.
શ્રી ગુરુ આણા શિર ધરેજ્યો, વિનય કરેજ્યો. .... એ ટેક.
ક્રોધી માનીને પ્રમાદી, વિનય ન શીખે વળી વિષવાદી,
ચેલા. વિનય. ૧

વિનય રહિત અશાતના કરતાં, બહુ ભવ ભટકે દુર્ગતી કરતા ચે.
અગ્નિ સર્પવિષજિમ મારે, ગુરુ આસાયણ તેથી અધિક પ્રકારે.
ચેલા. વિનય, ૨

અવિનયિ દુઃખીયો બહુ સંસારી;
અવિનયિ મુક્તિનો નહિ અધિકારી, ચેલા
કોહ્યા કાનની કૂતરી જેમ, હાંકી, તેમ.—
ચેલા વિનય, ૩

વિનય શ્રુત તપ વળી આચાર, કહિયે સમાધિના ઠામ એ ચાર. ચે.
ચાર ચાર ભેદે એકેક, વળી સમજો ગુરૂથી સુવિવેક.
ચેલા વિનય. ૪

તે ચારેમાં વિનય છે પહેલો ધર્મ વિનય વિણુ ભાંખે તે ઘેલો. ચે
મૂળ થકી જેમ શાખા કહીએ; ધર્મ ક્રિયા તેમ વિનયથી લહિયે.
ચેલા. વિનય. ૫

ગુરુ વિનયથી લહેશો સાર, જ્ઞાન ક્રિયા તપ જપ આચાર, ચે.
જેમ ન હોયે હાટ વિણુ ગુરુ વિનયે ધર્મની વાટ.
ચેલા વિનય ૬

ગુરુ ન્હાનો પણુ મોટો કહિય, રાજા પરે તસ આણા વહિયે, ચે.
અલ્પશ્રુત પણુ બહુશ્રુત જાણો, ગુરુ સાથે હઠવાદ મ તાણો.
ચેલા. વિનય. ૭

જિમ શશિ ગ્રહગણુમાં બિરાજે,
મુનિ પરિવારમાં તિમ ગુરુ ગાજે.
ગુરુથી અળગા મત રહો ભાઈ, ગુરુ સેવે લેશો ગિરુઆઈ.
ચેલા. વિનય. ૮

ગુરુ વિનયે ગીતારથ થાશો વંછિત સવિ સુખ લક્ષ્મી કમાશો; ચે
સત દાત વિનયી લજ્જાળુ, તપ જપ ક્રિયાવંત દયાળુ.
ચેલા. વિનય. ૯

ગુરુકુળવાસે વસતો શિષ્ય, પૂજનિક હોવે વિશ્વાવીશ, ચે
દશવૈકાલિક નવમે અધ્યયને, અર્થ એ ભાંખ્યો કેવળી વયણે.
ચેલા. વિનય. ૧૦

ઇણિપરે લાભવિજય ગુરુ સેવી, વૃદ્ધિવિજય સ્થિર લક્ષ્મી લહેવી.
ચેલા વિનય. ૧૧

## ઢાળ ૧૦ મી.

તે મુનિ વંદો તે મુનિ નંદો, ઉપશમ રસનો કંદો રે,
નિર્મળજ્ઞાન કળાનો ચંદો, તપ તેજે જેહવો દિણંદો રે. તે. મુ. ૧

પંચાશ્રવનો કરે પરિહાર, પંચમહાવ્રત ધાર રે,
ષટકાય જીવ તણો આધાર, કરતા ઉગ્ર વિહાર રે. તે મુ. ૨

પંચ સમિતિ ત્રણ ગુપ્તિ આરાધે, ધર્મધ્યાન નિરાબાધે રે,
પંચમગતિનો મારગ સાધે, શુભ ગુણઠાણે વાધે રે. તે. મુ. ૩

ક્રય વિક્રય ન કરે વ્યાપાર, નિર્મમ નિરહંકારો રે,
ચારિત્રપાળે નિરતિચારે, ચાલતો ખંગની ધારો રે. તે. મુ. ૪

ભોગને રોગ કરી જે જાણે, આપોપૂ ન વખાણે રે,
તપશ્રુત રૂપનો મદ નવિ આણે, ગોપવી અંગ ઠેકાણે રે. તે. મુ. ૫

છાંડી ધણ કણ કંચન ગેહ થઇ નિઃસ્પૃહી નિઃસ્નેહ રે,
ખેય સમાણી જાણી દેહ નવિ પોંસે પાપે હજે રે. તે. મુ. ૬

દોષ રહિત આહાર જે પામે, તે લૂખે પરિણામે રે,
લેતો દેહના સુખ નવિ કામે, જાગતો અઠિ જામે રે તે. મુ. ૭

રસનારસ રસિયો નવિ થાયે, નિર્લોભી નિર્માય રે,
સહે પરિષહ થિર કરી કાયા, અવિચળ જેમ ગિરીરાયા રે. તે. મુ. ૮

રાતે કાઉસ્સગ્ગ કરે સ્મશાને, જો તિહાં પરિષહ જાણે રે,
તો નવિ ચૂકે તેવે ટાણે, ભય મનમાં નવિ આણે રે. તે મુ. ૯

કોઇ ઉપર ન ધરે ક્રોધ, દિયે સહુને પ્રતિબોધ રે;
કર્મ આંઠ જીતેવા જોધ, કરતા સંયમ સોધ રે. તે. મુ. ૧૦

દશવૈકાલિક દશમે અધ્યયને, ઇમ ભાંખ્યો આચાર રે,
તે ગુરુ લાભવિજયથી પામે, વૃદ્ધિવિજય જયકાર રે તે. મુ. ૧૧